શ્રી સયાજી સાહિત્યમાળા પુષ્પ ૨૩૦ મું

# ઇટાલીમાં નવચેતન

લેખક :
નરેન્દ્ર સિકંદરરાય દેસાઇ.
બી. એ.

આવૃત્તિ પહેલી

સંવત ૧૯૯૦

કિંમત ૧-૧૪-૦



આર્ય સુધારક પ્રિ. પ્રેસમાં
મણિભાઇ મ. ગુપ્તે
છાપી પ્રકટ કર્યું.
તા. ૨૦-૮-૩૪

શ્રી.

# નિવેદન



આપણા દેશી ભાષાના સાહિત્યની અભિવૃદ્ધિ કરવાના સદુદ્દેશથી પતિતપાવન શ્રીમંત સરકાર મહારાજાસાહેબ શ્રી સયાજીરાવ ગાયકવાડ, સેનાખાસખેલ, સમશેર બહાદુર, જી. સી. એસ. આઇ., જી. સી. આઇ. ઇ., એલએલ. ડી. એઓશ્રીએ કૃપાવંત થઇને બે લાખ રૂપિયાની જે રકમ અનામત મૂકેલી છે, તેના વ્યાજમાંથી, "શ્રી સયાજી સાહિત્યમાળા" રૂપે વિવિધ વિષયોને લગતાં પુસ્તકો તૈયાર કરવામાં આવે છે.

તદનુસાર '**ઇટાલીમાં નવચેતન**' એ નામનું પુસ્તક **રા. નરેન્દ્ર સિકંદરરાય દેસાઇ બી. એ.** એમની પાસે તૈયાર કરાવી તેને ઉક્ત માળામાં ૨૩૦મા પુષ્પરૂપે આથી પ્રસિદ્ધ કરવામાં આવે છે.

| | | |
|---|---|---|
| ભાષાંતર શાખા,<br>પ્રાચ્યવિદ્યામંદિર,<br>વડોદરા.<br>તા. ૧૫-૮-૩૪ | મં. ૨. મજમુદાર,<br>ભાષાંતર<br>મદદનીશ | ભા. કા. ભાટે<br>રાજ્ય<br>વિદ્યાધિકારી,<br>વડોદરા રાજ્ય. |

# પ્રસ્તાવના

પ્રસ્તુત પુસ્તક, "Renaissance in Italy" નામના અંગ્રેજી પુસ્તક ઉપરથી તૈયાર કરેલું છે.

મધ્યકાલીન સમયના યુરોપનું અને ખાસ કરીને રોમનું ખ્યાન ઐતિહાસિક વાંચનની દૃષ્ટિએ ઘણું ઉપયોગી અને રસપૂર્ણ છે. તેમાં ખાસ કરીને તે સમયના ધર્મગુરૂઓ અને ધર્મસંસ્થાઓની ચડતી અને પડતીના ઇતિહાસમાં અને વેદકાળથી માંડીને આજ સુધી ચાલી આવેલી આપણી ધર્મસંસ્થા અને ધર્મગુરૂઓના ઇતિહાસમાં ઘણું મળતાપણું જોવામાં આવે છે.

આપણા ધર્મગુરૂઓ વિદ્વાન હતા; કલાકૌશલ્યને તેઓ ઉત્તેજન આપતા; ભપકો તેમને પ્રિય હતો અને સંસ્કૃતિને પરિણામે તેઓ શિષ્ટાચાર શીખ્યા હતા. આ કારણોને લઇને તેઓ સમાજનું નેતૃત્વ ધારણ કરી શકયા હતા. તે સાથે તેમની ધનદોલત અને સત્તા પેઢી દર પેઢી ઉતરી આવેલાં હોઇ, અંગત લાભ ગેરલાભ ઉભા થયા અને ધર્મને બ્હાને તેઓએ પોતાની માલકીની સ્વતંત્ર સંસ્થાઓ અને ગાદીઓ ઉભી કરવા માંડી. જેને પરિણામે આજે એક જ ધર્મમાં જુદા જુદા પ્રકારના વિભાગો અને પેટાવિભાગો જોવામાં આવે છે.

જેમ યુરોપમાં બન્યું તેમ હિન્દમાં પણ ધર્મગુરૂઓ આપખુદ સત્તાધારીઓ ઉપર અંકુશરૂપ હતા અને રાજ્યદંડની પાછળ રહી સત્તાનો યથેચ્છ ઉપભોગ કરી શકતા. તેઓએ તેથી જ પોતાની આગવી સત્તા જમાવવાની જરૂર ન જોઇ અને સચિવો અને પ્રધાનો તરિકે સત્તાનો શોખ તેઓ પૂરો પાડી શકતા.

તેઓની સત્તા સમાજના નેતા તરિકેની હોવા ઉપરાંત, રાજાઓના સલાહકારો તરિકે વિશેષ હતી. તેઓને રાજાઓના હક્કો નહોતા પરન્તુ ધનસંપત્તિ અને સત્તાને લઇને તેઓનો સમાજમાં જે મોભો હતો તેને લઇને તેઓ અનુપમ પ્રતિષ્ઠા અને હક્કો પ્રાપ્ત કરી શકયા હતા.

ધર્મગુરૂઓએ એવાં ધારાધોરણો ઘડી કહાડયાં કે જેની ઉપરવટ થઇને વર્તવાની ખુદ રાજાને પણ સત્તા નહોતી અને એ રીતે બ્રાહ્મણોએ પોતાની સત્તા જમાવી હતી.

ખ્રિસ્તી ધર્મગુરૂઓ તેથી પણ આગળ વધ્યા હતા. તેઓને કેવળ નૈતિક સત્તાથી સંતોષ ન થયો. તેમણે પોતાના રાજ્યોની સ્થાપના કરી અને પરિણામે તેમની જે દશા થઇ તે હિન્દમાં લાંબા કાળ સુધી જોવામાં ન આવી. ખ્રિસ્તી ધર્મગુરૂઓએ કૌટુંબિક મહત્વાકાંક્ષા સાધવા માટે ખ્રિસ્તી ધર્મને એબ લગાડી હતી અને ધનસંપત્તિ ભેગી કરવા માટે અનેક પ્રકાર-ના અવળા ઉપાયો લઇ સમાજની શ્રદ્ધા અને સહાનુભૂતિ ગુમાવી હતી. આ બાબતમાં હિન્દુ ધર્મગુરૂઓની નીતિરીતિ ઘણી રીતે મળતી આવે છે. નૈતિક સ્ખલનોની બાબતમાં પણ ઘણું સામ્ય જોવામાં આવે છે.

આ વિષય એવો છે કે બાબતમાં ઘણું લખી શકાય. પરન્તુ અત્રે તેના વાદવિવાદમાં ઉતરવાની હું જરૂર જોતો નથી. માત્ર એટલું જ કહેવું બસ થશે કે ધર્મને બ્હાને થતાં ધતીંગો, જેને માટે આપણી ધર્મસંસ્થાઓની વગોવણી થાય છે તેવાં ધતીંગો આગળ વધેલા યુરોપીય દેશોમાં પણ હતાં અને તેને પરિણામે ચડતીપડતીના તડકાછાંયા જેમ આપણે ત્યાં જોતા આવ્યા છીએ તેવી પરિસ્થિતિ તે દેશોમાં પણ થઇ હતી.

આ બાબતમાં જે બે શબ્દો કહેવાની મને તક મળી છે તેને માટે હું વડોદરા ઓરીએન્ટલ ઇન્સ્ટીટયુટનો આભાર માનું છું.

વડોદરા,<br>સુલતાનપુરા.

નરેન્દ્ર સિકંદરરાય દેસાઇ.

# અનુક્રમણિકા


| | | |
|---|---|---|
| ૧ | નવચેતનનો જુસ્સો | ૧ |
| ૨ | શહેરોની જાહોજલાલીનો સમય | ૧૬ |
| ૩ | જુલ્મગારોનો જુલમ | ૪૧ |
| ૪ | નવચેતન યુગના ધર્મગુરૂઓ | ૬૪ |
| ૫ | સાવનરોલા | ૧૦૪ |
| ૬ | ચાર્લ્સ આઠમાની ચડાઇ | ૧૨૯ |
| ૭ | સાહિત્યનું પુનર્જીવન | ૧૪૮ |
| ૮ | ફ્લોરેન્સના ઇતિહાસકારો | ૧૬૦ |
| ૯ | ફ્લોરેન્સનો સાહિત્યસમાજ | ૧૮૨ |
| ૧૦ | નેપલ્સ અને નેપલ્સના વિદ્વાનો | ૨૦૯ |
| ૧૧ | મીલન, માન્ટુઆ અને ફેરેરા | ૨૧૭ |
| ૧૨ | લલિત કળા | ૨૩૦ |
| ૧૩ | સ્થાનિક સાહિત્યનું પુનરાવર્તન | ૨૪૧ |




# ઇટાલીમાં નવચેતન

## પ્રકરણ ૧

### નવચેતનનો જુસ્સો

"શિક્ષણનું પુનરાવર્તન"નો અંગ્રેજી સાહિત્યમાં જે અર્થ કરવામાં આવે છે, તેના કરતાં પણ વધુ બહોળો અર્થ "નવચેતન" શબ્દ સૂચવે છે. મધ્ય કાળથી માંડી આધુનિક કાળ સુધીમાં થએલા બધાયે ફેરફાર સૂચવવા આપણે "નવચેતન" શબ્દનો ઉપયોગ કરીએ છીએ. જોકે જે સમય દરમ્યાન આ ફેરફારો થયા તે બતાવવા આપણે અમુક હદ બાંધી શકીએ, પરંતુ એમ તો ન જ કહી શકીએ કે અમુક ફેરફારો અમુક સાલમાં થયા. એટલેકે ચોક્કસ રીતે સમય દર્શાવી શકતા નથી.

નવચેતનની જુદીજુદી વ્યાખ્યાઓ.

તે જ પ્રમાણે નવચેતનની રૂપરેખા આપણે અમુક કારણ કે અમુક પ્રસંગ ઉપરથી નથી દોરી શકતા. તેમ જ્ઞાનના અમુક એક વિભાગના ક્ષેત્રમાં જ તેને નથી આંતરી શકતા. જો આપણે કળાકૌશલ્યના અભ્યાસીઓને નવચેતનનો અર્થ પૂછીએ તો તેઓ કહેશે કે કોતરકામ, ચિત્રકળા અને શિલ્પકળામાં જૂના કળાકૌશલ્યના નમૂનાઓ

જડી આવવાથી થયેલા ફેરફારો સૂચવે છે. સાહિત્ય, તત્ત્વજ્ઞાન, અને ધર્મશાસ્ત્રના વિદ્યાર્થીઓ નવચેતન યુગમાં જૂનાં પુસ્તકો, લેખોની શોધખોળ, સંશોધન, રસવૃત્તિ, શબ્દજ્ઞાનની પ્રગતિ અને આધારભૂત સાહિત્યનો ખરો અર્થ સમજવા માટે થતી ટીકાઓના પરિણામે કાવ્યમાં નવીન શોખ ઉદ્ભવ્યો, વિચાર-શ્રેણીમાં નવીન પદ્ધતો દાખલ થઇ અને વધારે સારું વર્ગીકરણ થઇ શકયું; અને છેવટે લ્યુથરની લડતને લઇને સદ્વિચાર-શક્તિનો ઉદ્ધાર થયો. વૈજ્ઞાનિકો કોપરનીસ અને ગેલીલીઓએ સૂર્યમંડળની રચના સંબંધી કરેલી શોધખોળ બાબત, વેસાલી-યસના શરીરશાસ્ત્ર અને હાર્વેની લોહીના વહન અને ફેલાવા બાબત કરેલી શોધખોળ વિષે ચર્ચા કરશે. વૈજ્ઞાનિક શોધખોળો કરવા માટે કયો ખરો માર્ગ છે, એ જાણવામાં તેમને ઘણો રસ પડે છે. અને તે જ્ઞાનને નવચેતનના સ્વરૂપ રૂપે માને છે. રાજ્યદ્વારી ઇતિહાસકાર વળી આ સવાલનો કાંઇક જુદો જ જવાબ આપશે. તેને મન નવચેતન એટલે જાગીરપદ્ધતિ (Feudal system)નો નાશ, યુરોપની મોટીમોટી પ્રજાઓની પ્રગતિ, રાજસત્તાની વૃદ્ધિ, ધર્મગુરુઓની સત્તા ઉપર કાબૂ, ઇટાલીના પોપના ધર્માધ્યક્ષપરદ-માંથી ઇટાલીનાં રાજ્યોની સ્થાપના અને છેવટે ધીમેધીમે સ્વાતં-ત્ર્યની લોકભાવના ઉદ્ભવી, ફ્રાન્સમાં થયેલી રાજક્રાન્તિને પરિણામે થયેલા મહાન પરિવર્તનમાં થયેલી પૂર્ણાહુતિ—આ બધી બાબતો અને પરિવર્તનો તરફ ઇતિહાસકારનું સમગ્ર લક્ષ્ય દોરાશે. કાયદાકારો પોપના ખોટા ઠરાવોના સંગ્રહ ઉપરથી ઘડાયલા કાયદાઓનો નાશ, રોમના કાયદાઓની અસલ પ્રતની પ્રાપ્તિ અને આધુનિક કાયદાશાસ્ત્રમાં સારાસાર વિચાર કરી કાયદાઓ ઘડ-વાની પ્રથા દાખલ કરી આંતરરાષ્ટ્રિય કાયદાઓનો અભ્યાસ—એ પ્રવૃત્તિને નવચેતનનું સ્વરૂપ માનશે. જેઓનું ધ્યાન શોધ-

ખોળોના ઇતિહાસ તરફ દોરાયું હશે, તેઓ અમેરિકા અને પૂર્વ તરફના દેશોની શોધખોળ, અથવા તો દુનિયાને છાપકામ અને કોતરકામની કળાથી થયેલા ફાયદાઓ વર્ણવશે, અને દરિયાઇ હોકાયંત્ર અને દૂરબીન, કાગળ અને દારૂગોળાની શોધખોળોથી થયેલા લાભો બતાવશે, અને ભાર દઇને કહેશે કે જ્યારે નવચેતનના સૂર્યનો ઉદય થવાનો હતો ત્યારે આવા પ્રકારનાં યંત્રો જે કાંઇ જૂનું અને સડેલું હતું તેનો નાશ કરવામાં મદદ તરીકે, અને નવીન ઉપયોગી વસ્તુઓ અને સંસ્થાને સ્થિરસ્થાપક કરવા માટે હયાતિમાં આવ્યાં. બલ્કે નવચેતન થવાનું હતું માટે જ અમુક શોધખોળો થઈ એમ પણ કેટલાકનું માનવું છે. આવા પ્રકારની માન્યતા હિંદુઓમાં પણ છે. તેઓ માને છે કે જ્યારે–જ્યારે ધર્મની ગ્લાનિ થાય છે, ત્યારેત્યારે ધર્મના ઉદ્ધાર માટે મહાપુરુષો જન્મ લે છે. અને તે વખતે તેમનાં સાધનો તરીકે અનેક વસ્તુઓ પહેલીથી જ અસ્તિત્વમાં આવે છે.

એ તો માત્ર માનસિક પરિવર્તન હતું.

આમ છતાં આ બધા ખુલાસા એક પછી એક લ્યો કે બધા સાથે લ્યો, પરંતુ તે ઉપરથી તે પ્રશ્નનો ખુલાસો નહીં મળે. નવચેતન યાને નવજીવન એ નૈસર્ગિક ચળવળ છે, જે આ કે તે લક્ષણ કે ખૂબી ઉપરથી નથી સમજાવી શકતા, પરંતુ સમય આવે માનવજાતે કરેલા પ્રયત્ન તરીકે તે સ્વીકારવી પડે છે અને તે ચળવળ દ્વારા આપણે આગળ વધવા પ્રયત્ન કરીએ છીએ. નવચેતનનો ઇતિહાસ એટલે કળા, વિજ્ઞાન, સાહિત્ય અથવા પ્રજાઓનો ઇતિહાસ નહીં, પરંતુ યુરોપીય પ્રજાઓમાં આત્મજાગૃતિ માટેના સ્વાતંત્ર્યનો જુસ્સો કેળવવા માટે થયેલા પ્રયત્નોનો ઇતિહાસ, એ કાંઇ રાજકીય પરિવર્તન કિંવા કળાનો નવીન નમૂનો અથવા તો

જૂના જમાનાના શોખનું માત્ર પુનરાવર્તન નહીં. કારણ કળા અને શોધખોળો, જ્ઞાન અને પુસ્તકો, આ નવચેતન પ્રગટ્યું તે વખતે અગત્યનાં થઇ પડયાં હતાં તે, જેને આપણે મધ્યકાળ કહીએ છીએ તે અરસામાં કાળા સમુદ્રને કાંઠે લાંબા વખતથી ફેંકાયાં હતાં. એટલે એ વસ્તુઓની શોધખોળથી જ નવચેતન પ્રગટ્યું એમ તો નહીં જ, કારણકે એ તો ઉદ્યમ અને આપોઆપ બુદ્ધિ-ચાતુર્યના ઊભરાના પરિણામે માનવજાત તે સમયે તે વસ્તુઓનો ઉપયોગ કરી શકી. જે શક્તિ તે વખતે ઉદ્‌ભવી તે આજે પણ હયાત છે. અને હજુપણ તેનું સ્થાન આધુનિક જમાનામાં અગત્યનું અને શોભાદાર ગણાય છે.

નવયુગ પ્રગટવા માટે અમુક પરિસ્થિતિ ઊભી કરવાની જરૂર હતી.

જો એમ છે તો, અમુક જ વખતે ઇસુખ્રિસ્ત પછી આશરે ચૌદ સૈકાઓ બાદ પશ્ચિમની પ્રજાઓનું બુદ્ધિચાતુર્ય એકાએક જાણે લાંબી તંદ્રામાંથી જાગી ફરી પ્રવૃત્ત કેમ બન્યું ? આનો જવાબ આપણે ફક્ત અધૂરો જ આપી શકીએ. પરંતુ જો આપણે આગળના સૈકાઓ તરફ દૃષ્ટિ ફેંકીશું તો જણાશે કે રોમના સામ્રાજ્યનો વિધ્વંસ થતાં તે પછી બુદ્ધિચાતુર્યના તાત્કાલિક પુનર્જીવન માટે અવકાશ નહોતો. કારણકે જે જંગલી પ્રજાઓએ યુરોપખંડને ધ્રુજાવી નાખ્યો હતો તેઓને પોતાનું જંગલીપણું સમાવી દેવા માટે સમયની જરૂર હતી. જર્મન પ્રજાઓએ જે લોકોને તેમણે દબાવી દીધા હતા તેમની પાસેથી સંસ્કાર અને ધર્મ બાબતમાં ઘણું શીખવાનું અને મેળવવાનું હતું. ખ્રિસ્તીસમાજ ઊભો કરવાનો હતો અને સામ્રાજ્યના જૂના સિદ્ધાન્તને નવું સ્વરૂપ આપવાનું હતું. વળી આધુનિક પ્રજાઓના વિભાગો નક્કી કરવાના હતા, આધુનિક ભાષાઓનું

બંધારણ ઘડવાનું હતું, અને થોડાઘણા અંશે સુલેહશાંતિ ફેલાવી દ્રવ્યસંચય કરવાનો હતો. આ પરિવર્તન વગર માનવજાતના સ્વતંત્રતા માટેના જુસ્સાનું પુનરાવર્તન સંભવી જ ન શકે. જે પ્રજા ઉપર જણાવેલી શરતો પૂરી કરી શકી તે પ્રજાએ નવયુગના પ્રારંભમાં પહેલ કરી. નવચેતનના યુગમાં ઇટાલીએ પહેલ કરી એનું કારણ એ જ કે ઇટાલીમાં પોતાની ભાષા હતી, અનુકૂળ આબોહવા હતી, રાજકીય સ્વતંત્રતા હતી અને વ્યાપાર-ઔદ્યોગિક આબાદી હતી, જ્યારે તે જ વખતે બીજી પ્રજાઓ સામાન્ય રીતે અર્ધ જંગલી અવસ્થામાં હતી.

તે વખતે નવચેતન યુગને આવાહન કરનારાં ચિહ્નો હતાં.

આ ઉપરથી એમ સમજવાનું નથી કે નવચેતન યુગ પંદરમા સૈકામાં દુનિયા ઉપર એકાએક આગોતર ચિહ્નો દર્શાવ્યા વગર જ ઊતરી આવ્યો. મધ્યકાલીન સમયમાં પણ તે શક્તિએ સ્થાપિત બંધનોને તોડી પાડવા માટે ફરીફરીને સબળ પ્રયત્નો કરેલા હતા. આ સિદ્ધાન્તો જે આગળ ધરવામાં આવ્યા હતા તે અકાલીન અને આકસ્મિક હતા. અને તે વખતે પ્રજાઓ તેમને સ્વીકારવાને તૈયાર નહોતી. ફ્રાન્સીસકન લોકોએ રૉજર બેકનને "ઇશ્વરે શું ગુહ્ય રાખવા ધાર્યું છે." એ બાબત ઉપર ચર્ચા કરવા માટે કેદ કર્યો; ડોમીનીકનોએ ટાઉલોઝના સંસ્કારી અમીરઉમરાવો સામે ધાર્મિક યુદ્ધ જાહેર કર્યું; પોપ–વડાધર્મગુરુઓએ ઉન્નતિના માર્ગદર્શક ફ્રેડરીકને કચરી નાંખ્યો; બેનીડીકટાઇનોએ પોતાનાં પ્રાર્થનાનાં પુસ્તકોનો પ્રચાર કરવા માટે અથવા દૈવી માદળિયાં વેચવા માટે, આધારભૂત સાહિત્યના ઉત્તમ નમૂનાઓનો નાશ કર્યો; સમાજ વહેમી બન્યો; ધાર્મિક સંસ્થાઓ વિષયી અને લંપટ બની અથવા તો ખોટે માર્ગે દોરાઇ ધાર્મિક ઝનૂન ફેલાવ્યું;

આ પરિસ્થિતિમાં યુરોપના બુદ્ધિચાતુર્ય ખીલવાના માર્ગમાં ઘણા કંટકો હતા. એટલે છેક પંદરમા સૈકાની શરૂઆતમાં, જ્યારે તેરમા સૈકાનો જે પ્રશંસનીય વીરતાનો જુસ્સો ઇટાલીમાં હતો તેનો નાશ થયો, અને જ્યારે તેને બદલે લાંબા વખતની આબાદીને પરિણામે ઇટાલીમાં આરામ, ધનસંપત્તિ, જાહોજલાલી અને શાંતિ ફેલાઈ ત્યારે જ તે નવચેતન યુગનો આખરે પ્રારંભ થયો.

મધ્યકાલીન સમયમાં માનવજાતે ભગવાં પહેર્યાં હતાં. દુનિયાનું સૌંદર્ય તેણે જોયું નહોતું અગર જો તે નજરે પડયું હશે તો આંખ આડા કાન ધરી તે ભજનકિર્તનમાં મગ્ન થઇ હશે. પાણીની ભૂરાશ, કે દ્રાક્ષના વેલાઓની સમૃદ્ધિ અગર સૂર્યનાં કિરણોથી તેજસ્વી થયેલાં હિમવાન શૃંગોની પ્રતિમા તરફ દૃષ્ટિ નાખ્યા વગર જ, વિચારમગ્ન મસ્તક નમાવી લેખન સરોવરના કિનારા ઉપર થઇને ખચ્ચર ઉપર મુસાફરી કરતા સેંટ બર્નાર્ડની માફક એક સાવધાન યાત્રાળુની જેમ પાપ, મૃત્યુ અને છેવટના નિર્ણયના દિવસથી ભડકતી દુનિયાના પંથે માનવજાત ચાલી જતી હતી. અને તે દરમ્યાન તેને વિચાર સુદ્ધાંત નહીં આવ્યો હોય કે તે દશ્યો જોવા જેવાં હતાં અગર જિંદગી રસમય હતી. તેની તો એવી જ માન્યતા થઇ ગઇ હતી કે સૌંદર્ય એ ઇંદ્રજાળ છે, આનંદવિલાસ એ પાપ છે, દુનિયા એ સરકલું ચિત્રપટ છે, માનવજાત પટકાયલી અને નષ્ટવત્ છે અને જ્યાં મૃત્યુ અને અંત ચોક્કસ છે. વળી ઇશ્વરમાં શ્રદ્ધા અને તેને શરણે જવા માટે અજ્ઞાન એ જ એક સાચો માર્ગ છે અને જિંદગીમાં અપવાસ અને ઇન્દ્રિયદમન સાચાં સૂત્રો છે—મધ્યકાલીન ચૂસ્ત ખ્રિસ્તીસમાજના આવા સ્થાપિત વિચારો હતા. નવચેતન પ્રગટવાથી આ વિચારોની યથાર્થતા સંબંધી શંકાઓ ઉદ્ભવી અને પરિણામે તે ભૂંસાઇ જઇ બહારની દુનિયા અને માનવજાતના મન ( દૃષ્ટિબિંદુ ) વચ્ચે જે ઘટ્ટ પડદો હતો

તે દૂર થયો, અને પરિણામે પોતાની અંધકારથી આચ્છાદિત પ્રકૃતિ ઉપર સારાસાર વિચારબુદ્ધિના તેજનું અજવાળું પડયું. ખ્રિસ્તીસમાજના ગહન શિક્ષણને બદલે માનવજાત ઉપર સંસ્કારની છાપ પડવા લાગી. માનવજાતે જે પૃથ્વી ઉપર રહેવા જન્મ લઇ હક્ક પ્રાપ્ત કર્યો તે ઉપર સામ્રાજ્ય સ્થાપવાનો નવીન આદર્શ અસ્તિત્વમાં આવ્યો. નવચેતનના યુગમાં સારાસાર વિચારબુદ્ધિનો કારાગ્રહવાસ–અટક–માંથી છૂટકો થયો એટલું જ નહીં પરંતુ બહારની અને અંદરની દુનિયાની શોધખોળ થઇ અને પરિણામે માનવજાતનાં ચર્મચક્ષુ તથા આંતરચક્ષુ ખુલી ગયાં.

નવીન આદર્શ હવે અસ્તિત્વમાં આવ્યો.

આ સ્વતંત્રતાના જુસ્સાના ઊભરાએ બહારના આકસ્મિક પ્રસંગને લઈ કઇ તરફ માર્ગ લેવો એ નક્કી થયું. આ પ્રસંગ પ્રાચીન અને અર્વાચીન બુદ્ધિબળનો સંગમ થતાં "સાહિત્યનું પુનરાવર્તન" એ નામે ઓળખાયો. સને ૧૪૫૩માં ગ્રીસના સામ્રાજ્યની પડતી થઇ તે સાથે જૂની પૃથા–રૂઢિ–નો નાશ થયો. એટલું જ નહીં પણ તે સાથે હવે એકત્ર થયેલા નવીન યુગના સામર્થ્યને આગળ ડગલું ભરવા તક મળી. પરિણામે માનવજાતને જણાયું કે અગાઉનાં સ્પષ્ટીકરણોમાં તેનો જુસ્સો જ કારણભૂત હતો અને તે જુસ્સો અસ્ખલિત રીતે વધ્યા જ કરે છે. તેને જણાયું કે ગ્રીક અને લૅટિન અને ખ્રિસ્તી ધર્મશાસ્ત્રના પ્રાબલ્ય વખતે જે નૈતિક તેમજ માનસિક આદર્શ હતો તેનો લાભ વર્તમાનકાળમાં પણ લઇ શકાય. પુરાતનકાળના લોકોએ શું શું સાધ્ય કર્યું હતું તે જાણવામાં આવતાં સમકાલીન શક્તિઓને પોતાના સામર્થ્યમાં વિશ્વાસ બેઠો. જે બાબતોમાં પુરાતનકાળના લોકોએ માત્ર કલ્પનાશક્તિ દોડાવી હતી ત્યાં તે

કાળના લોકોએ પોતાની શકિત એકત્ર કરી પ્રયત્નો આદર્યા અને
દુનિયાનો ઇતિહાસ ફરીથી એકત્ર થતો લાગ્યો.

મધ્યકાલીન સમયમાં શિલ્પકળા પણ ફીલસુફીની માફક
વેદિયા ( ઢોર ) જેવી ખાલી અને અર્થ
કળામાં નવીન જુસ્સો વગરની બની ગઇ હતી અને પરિણામે
પ્રગટયો. હલકી જાતના નમૂનાઓ ઉપરથી જરા
પણ પ્રેરણા વગર માત્ર નકલી અને જીવ-
વગરની આકૃતિઓ ઘડાવા લાગી. ચિત્રો પણ લોકોની ધાર્મિક
લાગણીને મૂર્તિમંત બનાવવા પ્રયત્નો કરી રહ્યાં હતાં અને તે
સિવાય બીજાં કોઇ પણ પ્રકારનાં ચિત્રો દોરવાં એ પાપ ગણાતું
અને જો ધાર્મિક ચિત્રોમાં પણ કાંઇ ફેરફાર થતો, તો શ્રદ્ધાળુ
લોકોનાં મન દુભાતાં. વહેમી પૂજ્યબુદ્ધિને લઇ ચિતારાઓ, જે
સાધુઓને નાનપણથી જ માન આપતાં શીખ્યા હતા, તેમની
આંખો બદામ ઘાટની અને અવયવો અક્કડ ચિતરવાની ફરજ જ
સમજતા, એટલે તેમાં તે જરાય ફેરફાર કરી શકતા નહોતા. અને
વખતે તેમની ઇચ્છા હોય તોપણ આસપાસના કુદરતી નમૂના-
ઓને ચિત્રમાં ઉતારવા જેટલી શકિત તેમનામાં નહોતી. પરંતુ
નવચેતન યુગનો પ્રારંભ થતાં જ ચિત્ર અને શિલ્પ કળાઓમાં
નવીન જુસ્સો દાખલ થયો. હવે માનવજાત સમજવા લાગી કે
મનુષ્યદેહ એ ઇશ્વરની ઉત્તમ કૃતિ છે. અને તેથી તેનો ધીરજ
રાખી અભ્યાસ કરવા જેવો છે. હવે ચિત્રકારનું દૃષ્ટિબિન્દુ બદ-
લાયું. તેણે હવે શ્રદ્ધા અને માનની લાગણી સાથે તેમાં સમાયલા
સૌંદર્ય તરફ દૃષ્ટિ નાંખી ચિત્રને આબેહૂબ બનાવવાની શરૂઆત
કરી. ટૂંકામાં કહીએ તો તેણે ધાર્મિક મૂર્તિઓ અને મઠાધિપોને
માનવ સ્વરૂપ આપવા માંડયું. અને છેવટે જ્યારે ઉત્તમ પ્રકારનું
સાહિત્ય અસ્તિત્વમાં આવ્યું ત્યારે પ્રગતિમય જગતમાં નવીન

વિચારો અને કલ્પનાઓને લઇ તે ચિત્રકારોની આંખ અજાયબીમાં ઉઘડી.

**વિદ્વતાનો જુસ્સો.**

વિદ્વતાએ જ મનુષ્યોને પોતાની માનસિક સમૃદ્ધિનો ખ્યાલ કરાવ્યો; માનવવિચારશક્તિ મોભાદાર બની; તર્કશક્તિનો વિકાશ થયો અને છેવટે તેઓ જોઇ શકયા કે માનવજીવન ધાર્મિક નિયમો અને સ્થાપિત સિદ્ધાંતોથી અળગું જ છે. મધ્યકાલીન સમયમાં ફક્ત વર્જીલનાં કાવ્યો, બોથીયસનું ગદ્ય અહીંતહીં બુકન, ઓવીડ, સ્ટેટીયસ, જુવેનલ, સીસેરો અને હોરેસની કૃતિઓના છૂટાછવાયા ટુકડાઓ ફક્ત થોડા જ વિદ્યાર્થીઓ પાસે હતા. નવચેતને સમગ્ર સાહિત્યમાં રસ લેતી પ્રજાની આગળ ગ્રીક અને લેટિન પુસ્તકભંડારો ખુલ્લા સૂકી દીધા અને તે સાથે મૂળભાષામાં લખાયલું બાઇબલ ( ખ્રિસ્તીધર્મનું મહાપુસ્તક ) જડી આવ્યું. યાહુદી અને અરબી ભાષાના વિદ્યાર્થીઓ આગળ પૂર્વાર્ત સાહિત્યની ખાણો ખુલ્લી સુકાઇ. આથી આર્ય અને સેમીટીક સંસ્કૃતિઓ સાથે મળી આવવાથી પહેલી જ વખત બન્નેની મનનપૂર્વક સરખામણી થઇ તે ઉપર ટીકાઓ થવા લાગી; તે યુગ ટીકા કર્યા વગર અપૂર્વ જુસ્સાથી જ્ઞાન એકઠું કરવાનો હતો. હસ્તલિખિત પુસ્તકોને લોકો પવિત્ર પ્રદેશમાંથી મળી આવેલી મૂર્તિઓની માફક પૂજવા લાગ્યા ખાસ અગત્યની બાબત એ જ છે કે આ સાહિત્યશોધક જમાનામાં દરેક વર્ગના લોકોમાં એક જાતનો જુસ્સો પેદા થયો. પરિણામે –ધર્મગુરુઓ અને રાજામહારાજાઓ, લૂટારું ટોળીના સરદારો અને ખેડૂતો, ઊંચા કુટુંબની સ્ત્રીઓ અને મધ્યમ અને પછાત વર્ગની સ્ત્રીઓ–બધાને વિદ્વતાનો ચેપ લાગ્યો.

તે સમયનો જુસ્સો કેવો હતો તે ઇનફેસુરાએ કહેલી નીચેની વાર્તા ઉપરથી જણાઈ આવશે.

જુલીયાની દંતકથા.

તા. ૧૮ એપ્રિલ ૧૪૫૩ના રોજ રોમમાં એવી અફવા ફેલાઈ કે કોઈ લોમ્બાર્ડીના કારીગરને એપીયન વે આગળ ખોદકામ કરતાં રોમન કબર જડી આવી. આ કબર આરસપાણના પથ્થરની હતી અને તેના ઉપર "જુલીયા–કલોડીયસની પુત્રી" એવું કોતરેલું હતું. આ કબરની અંદર એક પંદર વર્ષની સુંદર બાલિકાનું શરીર જેમને તેમ સ્થિતિમાં, સડયા કે કોહ્યા વગરનું કીમતી સાધનો દ્વારા જાળવી રાખવામાં આવ્યું હતું. કૌમાર્યની ઝળક હજુ તેના ગાલ અને હોઠ ઉપર હતી; તેની આંખો અને મોં અડધાં ખુલ્લાં હતાં; એના લાંબા વાળ ખભા ઉપર પથરાયલા હતા. એમ કહેવાય છે કે તેને એકદમ ત્યાંથી રોમ લઈ જવામાં આવી. અને યાત્રાળુઓના ટોળાંઓની માફક ચિકિત્સકો બધા ભાગોમાંથી જૂના અંધશ્રદ્ધાળુ જમાનાની સાધુ વ્યક્તિને નિહાળવા રોમ ઉપર ઊલટી આવ્યા. આ ઉત્સાહી ચિકિત્સકોની દૃષ્ટિમાં તેનું સૌંદર્ય કલ્પી કે વર્ણવી પણ ન શકાય એવું લાગ્યું; આધુનિક જમાનાની સુંદરમાં સુંદર સ્ત્રી કરતાં પણ તે વધારે સુંદર હતી. આખરે પોપ ઈનોસન્ટ આઠમાને ભય લાગ્યો કે એક મડદાને લઈને ઊભી થયેલી મનોદશાને લીધે વખતે ધર્મ અને શ્રદ્ધાને ધોકો લાગશે અને તેથી તેણે છાનેમાને સૂચના આપી રાતોરાત જુલીયાના મૃતદેહને દફન કરાવી દીધો. આ વાત માતારઝો અને નાન્ટીપોરટોમાં સહેજસહાજ ફેરફાર સાથે કહેલી છે; એકમાં તે બાળાના વાળ પીળા અને બીજામાં ચળકતા કાળા વર્ણવવામાં આવ્યા છે. આ દેવકથાનો શું પાયો હશે એની આપણે તપાસ કરી શકતા નથી. પરંતુ આ બાળા ઉપર એક વિચિત્ર પત્ર

બારથો લોમ્યુસફોન્ટીયસે પોતાના મિત્ર ફ્રાન્સીસકલ સેકથસ ઉપર લૅટિનમાં લખ્યો છે ( જે પ્રસિદ્ધ થયો નથી ), તેમાં તેણે ઘણી જ બારીકાઇથી આ મૃતદેહનું એવું તો આબેહૂબ વર્ણન કર્યું છે કે તે ઉપરથી કોઇને લાગે કે તેણે તે મૃતદેહ ફક્ત જોયો હશે, એટલું જ નહીં પરંતુ તેને હાથમાં પણ લીધો હશે. ભલેને આ વાત ફક્ત તૂત જ હોય, તોપણ આ ઉપરથી એટલું તો સમજી શકાય છે કે તે જમાનામાં ફક્ત અસલી જમાનાના વખતની એક કબરમાંથી કલ્પી ન શકાય એવો સુંદર મૃતદેહ જડી આવ્યો કે જે જોઇ લોકો એકનિષ્ટાથી લગભગ ગાંડા જેવા થઇ ગયા. એ જ બતાવી આપે છે કે નવચેતન યુગ દૂર નહોતો. આ દાખલો ફક્ત તેના પ્રતિધ્વનિ રૂપ હતો.

હવે ટીકાકારો, ફિલસૂફો અને ચિત્રકારોનો જમાનો આવ્યો.

સાહિત્યના ક્ષેત્રમાં ઘણા કંટકો હતા.

તેમણે પુસ્તકાલયોનાં બધાં પુસ્તકોનો અભ્યાસ કરી તેનું વર્ગીકરણ કર્યું. તે વખતે શિક્ષણ લેવા માટે કોઇ સહેલા ઉપાયો નહોતા કારણકે હાલની માફક નહોતી ટૂંકી નોંધો, શબ્દકોશો અથવા તો દેવકથાઓ. ઐતિહાસિક બાબતો એકબીજાથી છૂટી પાડેલી. દરેક વિદ્યાર્થીને સાહિત્ય પૈકી દરેક બાબત જોવી અને જાણવી પડતી. હોમર, પ્લેટો, એરિસ્ટોટલ અને કરુણરસ પ્રધાન નાટયકારોના ગ્રંથોની ખરી પ્રત કઇ અને તે કેવી રીતે લખાઇ છે એ બધું નક્કી કરવાનું હતું. ફ્લોરેન્સ, વેનીસ, બેસલ, લીઓન્સ અને પેરિસમાં છાપખાનાંનો ગડગડાટ સંભળાઈ રહ્યો હતો. એલ્ડી, સ્ટેફાની અને ફ્રોબેન રાતદિવસ સંખ્યાબંધ ઉત્તમ પ્રતિના બુદ્ધિવાન્ અને ઉત્સાહી સાક્ષરોને કામે લગાડી તેમની પાસે વાકયોની ખરી રચના, જોડણી તથા તેની ગોઠવણી વગેરે તપાસી–શુદ્ધ કરી છાપવા માટે પુસ્તકો તૈયાર

કરાવતા. અને આ રીતે લાંબા સમયને પરિણામે તથા પાદરીઓ તથા ધર્મગુરુઓની ઈર્ષાને પરિણામે જે ગોટાળો ઉત્તમ પ્રતિના સાહિત્યમાં થયો હતો તે દૂર કરવા પ્રયત્નો થયા. આ સાક્ષરોની મહેનત આગળ તે પછીના સાક્ષરોની કૃતિઓ છાયામાં આવી જાય છે; કારણકે તેમણે બુદ્ધિચાતુર્ય, ઉત્સાહ અને યુરોપની સહાનુભૂતિથી જે મહાકાર્ય ઉપાડયું હતું તે જોતાં તે પછીના સમયમાં સાહિત્યક્ષેત્રમાં કાંઇ જ થયું નથી એમ કહીએ તો ચાલે. સને ૧૪૭૦માં વર્જીલ, સને ૧૪૮૮માં હોમર, સને ૧૪૯૮માં એરિસ્ટોટલ અને સને ૧૫૧૩માં પ્લેટોના તમામ ગ્રંથો પ્રસિદ્ધ થયા હતા. જેને હજીસુધી પણ માનવજાત પેઢીઉતાર વારસા રૂપ માને છે.

**ધાર્મિક વિષયોની ચર્ચાની અસર.**

સાક્ષરોએ ફક્ત જૂના સાહિત્યને અજવાળામાં આણ્યું કે સાહિત્યવિષયી ટીકાઓ કરવા ઉત્સાહ પ્રેર્યો એટલું જ નહીં પરંતુ તેથી ધાર્મિક બાબતોની ચર્ચા માટે પ્રોત્સાહન મળવા લાગ્યું. જ્યાં ધાર્મિક વિષયો ઉપર ચર્ચા કરવાની છૂટ થઇ એટલે સ્વતંત્ર ફિલસૂફો ઊભા થયા અને ખ્રિસ્તી ધર્મ સંસ્થાઓએ સ્થાપિત કરેલા સિદ્ધાન્તોની ધૂંસરી ફેંકી દેવામાં આવી. ખ્રિસ્તીધર્મમાંથી ખોટી માન્યતાઓ દૂર કરવાનું તથા તેના સિદ્ધાન્તોની ન્યાયની દૃષ્ટિએ સમજૂતિ થવાનું કામ તો તે પછીના સૈકાઓમાં થયું મધ્યકાલીન સમયને કાંઠડે સુધારાનો ઉલ્કાપાત થયો, તેની શરૂઆત આ સમયે નવચેતન પ્રગટવાથી થઇ. આને આપણે મહાસુધારા (Reformation) તરિકે ઓળખીએ છીએ. તે બનાવ કોઇ આકસ્મિક નહોતો તેમ તેનો ઉદ્દેશ ખ્રિસ્તીસમાજને પવિત્ર બનાવવા પૂરતો જ નહોતો. કળા, સંસ્કૃતિ અને વિજ્ઞાનની બાબતોમાં ચૈતન્ય પ્રગટવાથી અને બુદ્ધિચાતુર્ય સ્વતંત્ર બનવાથી

નવચેતન યુગમાં જે પ્રગતિ થઇ તેવા જ પ્રકારની પ્રગતિ તે મહાન સુધારાના યુગમાં ધાર્મિક તેમજ પ્રજાકીય અને રાજકીય બાબતોમાં પણ થઈ. આ નવચેતનના મધ્યકાલીન સમયમાં ભણકારા નહોતા વાગતા એમ ન કહી શકાય. ઉત્તર ઇટાલી, ફ્રાન્સ અને બોહીમીયાની પાખંડ મત માનનારી જે જંગલી પ્રજાઓને રોમની ખ્રિસ્તી સમાજે વશ કરી પોતાનામાં મેળવી લીધી હતી. તે જ પ્રજાઓએ લ્યુથરના પહેલાં તે ખ્રિસ્તીસમાજની સામે પડવામાં પહેલ કરી હતી. પંદરમા સૈકામાં સાક્ષરોએ શરૂઆત કરી હીબ્રુ ભાષાના શિક્ષકો તૈયાર કરી અને તે ભાષાની લિપિ શોધી. જર્મનીમાં હીશલીન અને પૅરિસમાં એલેકઝાન્ડરે પહેલ કરી. તેમ પત્રકાર તરીકે વૉન હટને અને જીવદયાપ્રચારક ઈરેઝમસે સુધારાની ચળવળને ઘણું જોર આપ્યું. લ્યુથર તો તે વખતના સ્થાપિત બંધનો સામેના બળવાના જુસ્સાનો આત્મા રૂપ હતો તેણે લોકોમાં એવી ભાવના ફેલાવી કે ખ્રિસ્તીધર્મના મૂળ સિદ્ધાન્તો કયા અને તેમાં તે વખતની ખ્રિસ્તીસમાજે સ્વીકારેલી મૂર્તિપૂજાને સ્થાન હતું કે કેમ એ પ્રશ્ન ઉપર સ્વતંત્ર રીતે દરેક વ્યક્તિ વિચાર કરી શકે; અને તે સિદ્ધાન્તો પૈકી કયા ખરા, તેનો અર્થ શો એ વગેરે ઉપર પુખ્તપણે વિચાર કરવાનો દરેકને હક્ક છે એમ સાબિત કર્યું. અને ઇશ્વર અને મનુષ્યના આત્મા વચ્ચે ખ્રિસ્તીસમાજે જે પડદો ઊભો કર્યો હતો તે દૂર કરવામાં આવ્યો અને પરિણામે વ્યક્તિવિચારસ્વાતંત્ર્યનો પ્રારંભ થયો.

નવચેતનની વિજ્ઞાન ઉપર અસર.

હવે આધુનિક જમાનામાં વ્યક્તિસ્વાતંત્ર્યની મદદે આવેલી યાંત્રિક શોધો બાબત જ ચર્ચા કરવાની બાકી રહી. અનેક વાર જડેલાં છતાં, અને ફરીફરીને જુદાજુદા દેશ તથા કાળમાં માનવજાતને અર્પણ થએલાં છતાં છેક

પંદરમા સૈકા સુધી એ બધાં સાધનોનો ઉપયોગ જોઇએ તેવો થયો નહોતો. દાખલા તરીકે નેપલ્સના જીઓજાએ સને ૧૩૦૨માં કહેવાય છે તે પ્રમાણે હોકાયંત્રની શોધ કરેલી, જેનો કોલંબસે અમેરિકાની સફરે જતી વખતે છેક સને ૧૪૯૨માં ઉપયોગ કર્યો. જે દૂરબીન મધ્યકાલીન સમયમાં આરબોને જાણીતું હતું અને જેનું વર્ણન રોજર બેકને સને ૧૨૫૦માં કરેલું, તેની મદદથી છેક સને ૧૩૫૦માં કોપરનીકસે પૃથ્વી ગોળ ફરે છે એ પુરવાર કરી આપ્યું અને તેને જ લઇને ગૅલીલીઓએ ગ્રહમંડળની રચના બાબતની પોતાની માન્યતા સિદ્ધ કરી બતાવી. છાપકામકળા જો કે દુનિયામાં લાંબા વખતથી જાણીતી હતી તે છતાં તેનો ઉપયોગ છેક સને ૧૪૩૮ સુધી થયેલો નહીં અને કાગળ, જે લાંબા વખતથી ચીનાઓ વાપરતા તે, કપાસમાંથી સને ૧૦૦૦માં યુરોપમાં પહેલી વાર તૈયાર કરવામાં આવ્યો અને ચીંથરાંમાંથી તેની બનાવટની શરૂઆત છેક સને ૧૩૧૯માં થઇ. દારૂગોળાની વપરાસ સને ૧૩૨૦ પછી થઇ અને તેને પરિણામે યુદ્ધકળામાં મોટું પરિવર્તન થયું. જમીનદારોના કિલ્લાઓ, શૂરવીરોનાં બખ્તરો, તેમના લડાયક ઘોડાઓ, સો માણસ સામે એક માણસ ઝઝૂમી શકે એવી શકિત અને જમીનદારોનાં ઘોડેસવાર લશ્કરો જે થોડા સાધનોથી તૈયાર થયેલા પાયદળને કચરી સર્વોપરિસ્થાન ભોગવતાં—એ બધું તોપ અને દારૂગોળાની શોધ પછી નષ્ટ થયું. આવા વિચારો સામાન્ય પ્રકારના છે જે દરેકને આવી શકે. આ બધી શોધખોળો તરફ નહીં પરંતુ આધુનિક જમાનામાં મનુષ્યે પોતાના બુદ્ધિ-ચાતુર્યથી તેમનો ઉપયોગ કેવી રીતે કર્યો એ બધાની આપણે નવચેતનની શરૂઆત તરફ દૃષ્ટિ ફેંકતી વખતે તપાસ કરીશું.

નવચેતનના પ્રચારના કાર્યમાં યુરોપની દરેક પ્રજાઓએ પોતાનો હિસ્સો આપ્યો. પરંતુ ઐતિહાસિક દૃષ્ટિએ જોતાં ખરું

નવચેતન પહેલું ઈટાલીમાં પ્રગટયું હતું, એ ભૂલી જવાનું નથી. ત્યાં જ પ્રાચીન અને મધ્યકાલીન સમય અને આધુનિક સમય વચ્ચેના તફાવતની પહેલી વાર ઝાંખી થઇ. ઇટાલીમાં સંસ્કૃતિનાં વાતાવરણને લઈ જે ધાર્મિક જુસ્સો ઉત્પન્ન થયો અને પરિણામે બુદ્ધિચાતુર્યને સ્વતંત્રતા મળી, તે જુસ્સો હાલની યુરોપની પ્રજાઓના પ્રાણ રૂપ થઇ પડયો છે. જેમ યાહુદી લોકોને ઈશ્વરી પ્રેરણાના જ્ઞાતા કહેવામાં આવે છે, તેમ ઈટાલીની પ્રજા–ઈટાલીયનો–ને નવચેતન યુગના ફિરસ્તા તરીકે ઓળખાવીએ તો તેમાં કાંઇ ખોટું નથી. કળા, સાક્ષરત્વ, વિજ્ઞાન, પ્રાચીન સંસ્કૃતિ અને આધુનિક બુદ્ધિચાતુર્યના મેળની બાબતમાં ઇટાલીયનોએ પહેલ કરી જર્મની, ફ્રાન્સ અને ઇંગ્લંડની પ્રજાઓને પોતાના સંસર્ગથી પૂર્ણ બનાવી. તે પછી સ્પેન અને ઇંગ્લંડે શોધખોળ અને દુનિયાના દૂર દેશોમાં વસવાટની બાબતમાં ઘણું કર્યું છે. જર્મનીએ તે મહાન સુધારાનો ઝંડો એકલે હાથે ઝાલી ફત્તેહ મેળવી. ફ્રાન્સની પ્રજાએ બુદ્ધિચાતુર્ય એકત્ર કરી તેના ફેલાવાનું કાર્ય ઘણી જ ત્વરાથી કર્યું. પરંતુ જો આપણે નવચેતનના મૂળ તરફ દૃષ્ટિ કરીશું તો આપણને જણાશે કે જ્યારે આખો યુરોપ તંદ્રામાં હતો ત્યારે ઇટાલીએ તો કયારનાંયે આધુનિક જુસ્સાનાં તત્વો એકત્ર કરવા માંડયાં હતાં. અને તે કાર્ય એવી રીતે કરવાનું શરૂ કર્યું કે બીજી પ્રજાઓ પણ તેનો દાખલો લઇ તે માર્ગે આગળ વધવા પ્રયત્નો આદરી શકે.



# પ્રકરણ ૨

## શહેરોની જાહોજલાલીનો સમય

હાલના ઇટાલીની શરૂઆત હોનોરીયસ રવેના ગયો પછી સને ૪૭૬માં ઓગેસરે એક રાજ્યની સ્થાપના કરી ત્યારથી જ થઇ એમ કહેવાય. પશ્ચિમનું સામ્રાજ્ય તૂટયું અને ફરીથી રોમ પ્રજાસત્તાક રાજ્ય તરીકે જાહેર થયું. જ્યારે ગ્રીક શહેનશાહ ઝેનો-એ ગોથ લોકોને ઇટાલીમાં મોકલ્યા ત્યારે થીઓડોરીકે રવેના ખાતે જઇ પોતાનું રાજ્ય સ્થાપન કર્યું :અને ત્યાં જૂના સામ્રાજ્યના મંડળો અને રીતરિવાજોને દાખલ કરી પોતાની પરદેશી ધૂંસરીને સ્થાનિક રૂપ આપવા પ્રયત્નો કર્યા. તે છતાં જૂની સંસ્કૃતિ અને રીતરિવાજોના અંશ તરીકે પવિત્ર ગણાતા રોમ શહેર પ્રત્યે તે માનની લાગણીથી જોતો રહ્યો. પ્રજાપ્રતિનિધિમંડળે મોકલેલા પોતાના પ્રતિનિધિઓને વખત જતાં ગ્રીક શહેનશાહે માન્ય રાખ્યા અને થીઓડોરીકે પોતાને સ્વતંત્ર રાજા કહેવડાવવા કરતાં સીઝરોના પ્રતિનિધિ તરીકે જાહેર થવું વ્યાજબી ધાર્યું. જ્યારે આપણે ઓસ્ટ્રોગોથ લોકોના આગમન બાબત તે પછીના ઇતિહાસ ઉપરથી ટીકા કરવા માંડીશું ત્યારે આપણને ચોખ્ખું જણાશે કે થીઓડોરીકે માનની લાગણીથી પ્રેરાઇ અનાદિ કાળથી ચાલી આવેલા રોમ શહેરને તેની ચડાઇમાંથી બાતલ રાખ્યું એ ખોટું કર્યું. કારણ તેથી આગળ ઉપર ઇટાલીને એકત્ર કરતી વખતે ઘણા વાંધાઓ ઊભા થયા. જ્યારથી ઈટાલીના રાજાઓના હાથમાંથી રોમ શહેર જુદું પડયું ત્યારથી જ તે દ્વિપકલ્પમાં બે સત્તાઓ ઊભી થઇ. એક પહેલાંના વખતના સુધરાઈ (સાર્વજનિક) મંડળ ઉપર જંગલી

લોકોએ પોતાના લશ્કરી બળ ઉપર આધાર રાખતી રાજકીય સત્તા અને બીજી સેંટ પીટરની ગાદી અને કેટલાંક અસ્તિત્વમાં રહેલાં શહેરોમાં છૂટાછવાયા રોમન લોકોની પૂજ્ય ભાવના ઉપર આધાર રાખતી પોપની ધાર્મિક સત્તા. આ રીતે ઇટાલીનો દ્વિપકલ્પ બે જુદીજુદી સત્તાઓમાં વહેંચાઇ ગયો.

લોમ્બાર્ડ લોકોની જીત.

જસ્ટીનીયને સીઝરોના ખરા વારસ તરીકે પોતાનો હક્ક સાબિત કરવા માટે ઇટાલીને ગોથ લોકોના હાથમાંથી ખૂંચવી લીધું. પરંતુ આ ફેરફાર થયો ન થયો એટલામાં તો બેલીસારીયસના વારસ વારસીસે જંગલીઓની નવીન પ્રજાને પોતાના ઇટાલીસાંના ધ્યેયને પાર પાડવાસાં મદદ કરવા માટે કુમકે બોલાવી. પરન્તુ લોમ્બાર્ડ લોકો ઇટાલી ઉપર ઊતરી આવે તે પહેલાં નારસીસ ગુજરી ગયો. આથી કાંઇ નારસીસની યોજના નિષ્ફળ ગઇ નહિ. કારણકે લોમ્બાર્ડ લોકોનું જોર ગૅાથ લોકો કરતાં ઘણું વધારે હોવાથી તેઓને હઠાવી તેઓએ પેવીઆ ખાતે એક બીજું રાજ્ય સ્થાપ્યું.

લોમ્બાર્ડ લોકોના આગમનનું પરિણામ.

લોમ્બાર્ડ લોકોની કારકિર્દી દરમ્યાન પણ રોમ શહેર અળગુ જ રહ્યું. આસપાસના રોમન શહેરોના નાશને પરિણામે એકત્ર થએલી વસ્તીવાળું વેનિસ શહેર પૂર્વના સામ્રાજ્યની અર્ધ સત્તા નીચે રહ્યું. બેઝેનટાઇન શહેનશાહોના નામે રવેના ખાતે રાખેલા ગ્રીક લશ્કરે એકસારચેટ અને પેન્ટેપોલીસ ઉપર સત્તા જમાવી. પશ્ચિમ કિનારો લોમ્બાર્ડ લોકોની સત્તામાંથી બચી ગયો, કારણકે પર્વતો અને દરિયા વચ્ચે આવેલા પ્રદેશ ઉપર જીનોવાએ પોતાની સત્તા જમાવી, જ્યારે ક્રીસોબ અને

લુક્કા ખાતેના લશ્કરી મથકોની પાછળ રહી પીઝાએ પરદેશીઓના હુમલા સામે ટક્કર ઝીલી. તે જ પ્રમાણે સીસીલી, સારડીનીયા અને કોરસીકાના ટાપુઓ લોમ્બાર્ડ રાજ્યથી છૂટા રહ્યા; અને ગ્રીક સત્તાની છાંયા નીચે દક્ષીણ ઇટાલી, બારી, નેપલ્સ, અમલફી અને ગીટાના દરીઆઇ શહેરોએ પોતાની સ્વતંત્રતા જાહેર કરી. લોમ્બાર્ડ લોકો પોતાની ચડાઇ દરમ્યાન જે મેળવવા શકિતમાન થયા અને જે ન મેળવી શકયા તે ઉપર જ ઇટાલીના ભવિષ્યનો આધાર રહ્યો. આના પરિણામે ઈટાલી નાનામોટા કકડાઓમાં વહેંચાઇ ગયું, કારણ જ્યારે આંતરપ્રદેશવાળો ભાગ પેવીયાના રાજ્યતંત્રને તાબે રહ્યો, અને મધ્યમાં આવેલી સ્પોલેટો અને દક્ષીણમાં આવેલી બેનેવેન્ટોની મોટી અમીરશાહીઓ આલબોઇનના ગાદી-વારસોને નામની જ તાબે રહી ત્યારે રીવેરા અને વેનિસ, પીઝા અને આપુલીયા, કાલાબેરીયા, રવેના અને ટાપુઓનાં દરીઆઇ પ્રજાસત્તાક રાજ્યો તેઓની સાર્વભૌમ સત્તાની સામે થયાં. આમ છતાં રોમ શહેર તો જૂની સંસ્કૃતિની જાહોજલાલીના અંશ તરીકે જલકમલવત્ અળગું જ રહ્યું, અને પૂર્વનું સામ્રાજ્ય, નામની જ સાર્વભૌમ સત્તા સ્વીકારતાં શહેરોની સ્વતંત્રતા ઉપર અંકુશ મૂકવા જેટલું સબળ નહોતું.

રોમની મદદે ચાર્લ્સ મોટો.

આ પછી થોડા જ વખતમાં લોમ્બાર્ડના રાજ્યકુટુંબે કેથોલિક ધર્મ સ્વીકારવાની એક બીજી ગંભીર ભૂલ કરી, કે જેથી રોમના હાથ મજબૂત થયા અને પરિણામે પોપના સ્વતંત્ર થતા રાજ્યતંત્ર ઉપર હાથ ચલાવવાની જે છેલ્લી તક હતી તે ગુમાવી. જંગલી–Heathen ધર્મમાંથી ખ્રિસ્તીધર્મમાં આવવાનાં કારણો હાલ ભુલાઇ ગયાં છે. પરન્તુ એમ પણ હોય કે પોતાની હકૂમત નીચેના મોટા

માંડલિકોની બળવાખોરીના પરિણામે અને જે પ્રજા ઉપર તેમણે હકૂમત જમાવી હતી તે સ્થિર બનાવવા માટે, આ પગલું લેવાની તેમને જરૂર પડી હોય. રોમને તો પોતાના હરીફોની ભૂલો અને નબળાઇથી લાભ થયો અને તેને પરિણામે તેણે પોતાની આધ્યાત્મિક સત્તા તેઓના ઉપર પ્રસારી ધાર્મિક દસ્તાવેજો, કર્મકાન્ડના નિયમો ઘડી તથા ધાર્મિક ન્યાયાસન આગળ વિવાદો સાંભળવાની પ્રથા દાખલ કરી, મોટા ગ્રેગરીના વખતમાં મોટા પાયા ઉપર ધાર્મિક સત્તા જમાવી; એટલું જ નહિ પરન્તુ પોતાની સત્તાનો પ્રદેશ આગળ વધારી ધનવાન થવાની તક ગુમાવા ન દીધી. સને ૭૧૮માં તેણે બેઝેન્ટાઇનના લીઓ–ઇઝારીયનની ધૂંસરી ફેંકી દીધી. અને જ્યારે લોમ્બાર્ડ રાજાઓએ રવેના સને ૭૨૮માં હાથ કરી તેની ઉપર જુલમ ગુજારવો શરૂ કર્યો ત્યારે તેણે પોતાની મદદે ફ્રાન્સના લોકોને બોલાવવા માંડયા. સને ૭૫૩માં પોપ સ્ટીફન બીજો ગૉલ ગયો અને પીપીનને અમીર બનાવ્યો અને ઇટાલી જીતવા તેને આમંત્રણ કર્યું. તે પછી જ લડાઇ થઇ તેમાં ફ્રેંકોએ લોમ્બાર્ડ લોકોને હરાવ્યા અને પારણામે મહાન્ ચાર્લ્સનો તે પ્રદેશના રાજા તરીકે મોટી ધામધૂમથી સને ૮૦૦માં પોપ લીયો ત્રીજાના હાથે રોમ ખાતે રાજ્યાભિષેક કરવામાં આવ્યો.

પોપ અને ચાર્લ્સ મોટા વચ્ચે થએલું જગજાહેર તહનામું.

મહાન્ ચાર્લ્સ અને પોપની વચ્ચે જે જગપ્રસિદ્ધ તહનામું થયું તે તો ફક્ત તે વખતની વસ્તુસ્થિતિ સ્થિતિસ્થાપક કરવા પૂરતું જ હતું. નવા શહેનશાહે લોમ્બાર્ડ લોકો પાસેથી મેળવેલા પ્રદેશમાંથી ફ્રેંકોનું એક રાજ્યતંત્ર સ્થાપ્યું. પોપને મદદના બદલામાં રોમ અને આસપાસનો પ્રદેશ, સ્પોલેટો અને બેની-

વેન્ટોનો કેટલોક ભાગ જે મૂળ પોપના તાબામાં જ હતો તે, બેઝેન્ટાઇનના શહેનશાહોની ફક્ત નામની જ સાર્વભૌમ સત્તા સ્વીકારતા દક્ષિણના જિલ્લાઓ અને જે લોમ્બાર્ડની સત્તા નીચે નહિ આવેલા એવા ટાપુઓ અને ઇકસારચેટ અને પેન્ટાપોલીસના પ્રદેશો પોપની સત્તા નીચે એકત્ર કરવામાં આવ્યા. આથી કાંઇ પોપને ખરી સત્તા મળી નહિ તેમ નવીન સામ્રાજ્યે તે દ્વિપકલ્પ ઉપરની પોતાની સાર્વભૌમ સત્તા છોડી પણ નહિ. એટલે વસ્તુતઃ સને ૮૦૦માં ઈટાલીનું રાજ્ય જે ફ્રેંકોએ પોતાનામાં ભેળવી લીધું તે બધુંય લોમ્બાર્ડ લોકો પાસેથી જીતેલું હતું. આમાંથી પોપને કાંઇ ભાગ મળ્યો નહિ. ફક્ત જે પોપની સત્તાના આશ્રય નીચે રહી, આસપાસના અને ન જીતાયલા પ્રદેશો સ્વતંત્રતા સિદ્ધ કરી રહ્યા હતા તે જ સત્તાની ધૂંસરી નીચે તેઓને મૂકવામાં આવ્યા; એટલે ખરું જોતાં પોપની સત્તામાં કશો પણ વધારો થયો નહિ.

**સામ્રાજ્ય અને પોપની સત્તાનો પ્રસાર**

આ પ્રમાણે થીઓડોરીકે ફક્ત રોમ પ્રત્યેની માનની લાગણીથી પ્રેરાઇ ઈટાલીમાં જે દ્વિધા સત્તા દાખલ કરી હતી અને જે લોમ્બાર્ડ લોકોની ચડાઇ દરમ્યાન ભૂલને લઇને સ્થિતિ-સ્થાપક થઇ હતી, તે સત્તા પશ્ચિમના ખ્રિસ્તી પ્રદેશમાં જે નવીન સામ્રાજ્ય સ્થપાયું તેના તહનામાને પરિણામે ચાલુ રહી. વેનિસ, પીઝા, જીનોવા અને દક્ષિણનાં દરિયાઈ પ્રજાસત્તાક રાજ્યો, તે સામ્રાજ્યથી અલગ રહી પોત-પોતાની મરજી મુજબ વર્તવા લાગ્યાં; અને આ જ એક મુખ્ય કારણ છે કે જેથી તેઓ ટૂંક વખતમાં ઘણાં આગળ આવી ગયાં. રોમે પોતાના પ્રદેશો ઉપર સત્તા જમાવી તે છેક મધ્ય ઈટાલી સુધી ફેલાવી, જ્યારે ફ્રાન્સના રાજાઓ જેઓ એક પછી એક

પેવિયા ખાતે રાજ્ય કરતા આવ્યા તેઓએ આઠ રાજાઓની કારકિર્દી દરમ્યાન, મોટા મોટા–અમીર ઉમરાવો વચ્ચે પોતાની હકુમતમાં આવેલા પ્રદેશોના ભાગલા પાડી જમીનદારીના સિદ્ધાન્ત ઉપર રાજ્યનું બંધારણ ઘડી કાઢ્યું. લોમ્બાર્ડ લોકોના વખતના ભાગલા દૂર કરી નવીન વિભાગો પાડવામાં આવ્યા અને ઉપવિભાગોને પરિણામે આખું રાજ્ય જુદીજુદી અલગ સત્તાઓ વચ્ચે વહેંચાઇ ગયું. આ પ્રમાણે ઇવરીયા, વેરોના, ટસ્કની અને સ્પોલેરો જેવી મોટી મોટી અમીરશાહીઓએ પેવીયાના રાજ્યતંત્ર સામે માથું ઊંચકવા માંડયું, અને જ્યારે છેલ્લા સ્વતંત્ર શહેનશાહ બેરીન્જરે પોતાની નષ્ટ થતી સત્તાનું પુનરાવર્તન કરવા ધમપછાડા કરવા માંડયા ત્યારે તેની સામે ધિક્કારનો જ્વાળામૂખી ફાટી નીકળ્યો અને તેની જ તાંબેદાર પ્રજા સામે થઇ.

જે રાજ્યને બેરીન્જરે પોતાના મોટા અમીરઉમરાવો અને પોપની સત્તા સામે ટકાવી રાખવા પ્રયત્નો કર્યા તે જ રાજ્યને લોમ્બાર્ડ અમીરોના બોલાવવાથી ઇટાલીમાં આવેલા ઓથો પહેલાએ નષ્ટ કર્યું. જ્યારે તે સન ૯૬૧માં ઇટાલીમાં દાખલ થયો ત્યારે તેનો રોમ ખાતે શહેનશાહ તરીકે રાજ્યાભિષેક કરવામાં આવ્યો અને તેને ઈટાલીના રાજાનો ઇલ્કાબ આપ્યો. આ રીતે જે લોમ્બાર્ડ લોકોનું રાજ્ય બે સૈકાઓ સુધી સ્વતંત્ર ટકી રહ્યું હતું તે સામ્રાજ્ય ( Empire ) સાથે ભળી ગયું. આ બનાવ પછી ઈટાલીના દ્વિપકલ્પમાં બે જ સત્તાઓ રહી–એક આધ્યાત્મિક સત્તા ધરાવતા લશ્કરી સત્તા વગરના પોપની અને બીજી ગેરહાજર શહેનશાહની. તે પછીનો ઇતિહાસ આ બન્ને સત્તાઓને છૂંદી સ્વતંત્રતા સ્થાપન કરવા માટેના પ્રયાસોનું જ બ્યાન આપે છે, સૈકાઓ દરમ્યાન ઇટાલીઅનોએ ફક્ત એક જ સિદ્ધાન્ત ગ્રાહ્ય રાખ્યો અને તે એ કે પોપ અને શહેનશાહની નામની સત્તા સ્વીકારવી પરન્તુ તે

પૈકી કોઇ પણ સત્તાનાં ફરમાનો માન્ય રાખવાં નહિ, હવે સત્તા ઓથોના હાથમાં જતાં તેણે નવાં વતનો ઊભાં કરી જર્મનીથી આવેલાઓને જમીનદારો ઠરાવી તેઓ વચ્ચે વહેંચી આપ્યાં. પરિણામે જૂના જમાનાનું ઇટાલી કે જેમાં લોમ્બાર્ડ અને ફ્રેન્ચ જમીનદારો હતા તેમની જગ્યા નવીન કારોબારમાં જર્મન જમીનદારોએ લેવા માંડી. આનું કારણ માત્ર એટલું જ કે ઓથો આલ્પ્સની બીજી બાજુએ ઇટાલીની બહાર હોવાથી ઇટાલીને કાબૂમાં રાખવા માટે પોતાના માણસોને ત્યાં રાખવાની જરૂર પડી અને આ હેતુ તેણે જર્મનોને જમીનદારો બનાવી સિદ્ધ કર્યો.

ખ્રિસ્તીસમાજની છાયા નીચે શહેરો સ્વતંત્ર બન્યાં.

આ દરમ્યાન પોપે પોતાનું તંત્ર વ્યવસ્થિત બનાવ્યું. વડા પાદરીઓ (Bishops) ને મોટાં શહેરોમાં અમીરઉમરાવો જેટલો હોદ્દો બક્ષ્યો. અને તેમની જમીનજાગીરો સાચવવા માટે ઉપ-અમીર ઉમરાવો નીમવાની પ્રથા દાખલ કરી. ઓથોએ વડા પાદરીઓને જે લાભો બક્ષ્યા તેનું મહત્વ પૂરેપૂરું સમજવું મુશ્કેલ છે. ફ્રેંકોના અમલ દરમ્યાન ઇટાલીની લગભગ એક ત્રત્યાંશ જેટલી જમીન પોપના તાબામાં આવી એટલે તે પ્રદેશના જમીનદારોને લશ્કરી સેવામાંથી મુક્તિ મળી. ધાર્મિક સ્થાનકો અને તેમની પરિસિમાઓ, રોમન સંસ્કૃતિના વખતથી જ બંધાયલી તે કાયમ રહેલી હોવાથી, અને તે પરદેશીઓએ સ્થાપેલાં લશ્કરી સ્થળોથી ભિન્ન હોવાથી, જે નવા હક્ક વડા પાદરીઓને આપવામાં આવ્યા તેનો લાભ આપોઆપ તે પ્રદેશોના લોકોને જ મળ્યો. દાખલા તરીકે મિલન જે પેવીયાથી દબાયલું રહેતું, તે લોમ્બાર્ડીના મોટા મથક તરીકે ચાલુ રહ્યું. એકવીલીયા જોકે રણમાં આવેલું હતું તે છતાં ત્યાં ધર્માધ્યક્ષ રહેતો, જ્યારે સીવીડેલ, રોમન શહેરો ઉપર કિલ્લેબંધી કરી

હકૂમત ચલાવતું, છતાં ધાર્મિક સથક તરીકે ફક્ત નામનું જ રહ્યું. આ વસ્તુસ્થિતિમાં વળી એક ત્રીજી સત્તા ઇટાલીમાં જાગી. બેરેન્જરે શહેરોને હૂન લોકોના હુમલાઓમાંથી બચવા માટે કિલ્લેબંધી કરવાની પરવાનગી આપી હતી. ઓથોએ આ આત્મસંરક્ષણનો હક્ક કાયમ રાખ્યો. અને પરિણામે ઓથોના રાજ્યાભિષેકથી માંડી ઇટાલીમાં સ્વતંત્ર શહેરોનો ઇતિહાસ શરૂ થયો. પેવીયાના રાજ્યનો નાશ, પાદરી વર્ગની ચડતી અને જર્મન સામ્રાજ્યની નવીન વ્યવસ્થા દરમ્યાન ઇટાલીમાં જમીનો અને વતનોના નવીન ભાગલા પડયા તેના પરિણામે જે ફેરફારો થયા તેને અને સ્વતંત્ર શહેરોના ઇતિહાસને ઘણો ગાઢ સંબંધ છે એ ભૂલી જવાનું નથી. જૂના જમાનાના અમીરઉમરાવોના દરજ્જામાં ફેરફારો થવાથી ગોટાળો ઉત્પન્ન થયો. વડા પાદરીઓના અધ્યક્ષપણા હેઠળ શહેરોએ નવીન પ્રકારનું સ્વાતંત્ર્ય સ્થાપ્યું, જે રોમન સત્તા વખતનાં શહેરો હતાં અને જ્યાં ધાર્મિક બેઠકો પણ હતી તેઓને-ફ્રેંકો અને લોમ્બાર્ડ લોકોના વખતમાં ઊભાં થએલાં શહેરો કરતાં વધારે સારો ફાયદો થયો. જે ઇટાલીની પ્રજા સૈકાઓ દરમ્યાન પરદેશીઓના હુમલાઓ અને લશ્કરી સત્તા નીચે કચડાયલી રહેતી તે હવે જાગ્રત થવા માંડી અને તેઓમાં નવીન જુસ્સો પેદા થયો.

આ અરસામાં જમીનદારોની અવ્યવસ્થિતપણાની અંધાધુંધી દરમ્યાન ફક્ત શહેરોનો ઇતિહાસ જ જાણવા જેવો છે કારણકે તેઓ તે વખતમાં ચળકતા તારાઓની માફક ઝળકી ઊઠતાં. પોત-પોતાનાં દેવળોને મધ્યમાં રાખી લોકો પોતાની માલમત્તા તથા ઘર-બાર સાથે કિલ્લેબંધીમાં સંરક્ષિત રહી, કિલ્લાઓથી ચમકતા અને અમીર ઉમરાવોના તાપથી ડરતા અને કચરાયલા તાબેદાર ખેડૂતોથી વસેલા પ્રદેશ ઉપર નિરાંતે દૃષ્ટિ ફેંકી શકતા. શહેરમાં

ત્યાંનો અમીર અને વડો પાદરી સરખી સત્તા ભોગવતો; તોપણ લોકોની ( શહેરીઓની ) લાગણી વડા પાદરી પ્રત્યે હોવાથી તેનો મોભો વધારે હતો. આનું પરિણામ એ આવ્યું કે દરેક શહેરમાંથી ત્યાં રહેતા અમીરને હાંકી કાઢવા પ્રયત્નો થવા માંડયા. કોઇક કોઇક જોહુકમીના પરિણામે લોકો ઉશ્કેરાતા; તેઓ હથીઆર હાથમાં લઇ સામે થતા અને તેમાં તેમને વડા પાદરીનો ટેકો મળતો. બિચારા અમીરને તો શહેરના બહારના ખુલ્લા પ્રદેશમાં આવેલા કિલ્લાઓમાં આશરો લેવો પડતો. છેવટે વડા પાદરીના હાથમાં કુલ સત્તા આવતાં તેણે શહેરના આગેવાન અને ધનવાન શહેરીઓની મદદથી રાજ્યતંત્ર સ્થાપ્યું અને પરિણામે આવાં નવીન સ્વતંત્ર રાજ્યો ઉદ્ભભવ્યાં; આ સમય દરમ્યાન શહેરોનાં રાજ્યતંત્રો સાદાં અને સરળ હતાં. રાજ્યતંત્રના અધ્યક્ષ તરીકે વડો પાદરી રહેતો અને તેને હંમેશાં સ્વતંત્ર મતધારી શહેરીઓનો ટેકો મળતો. હવે શહેરનો વિસ્તાર પરાંઓમાં વધતાં ત્યાંના મતાધિકારી શહેરીઓ અને બીનમતાધિકારી રહીશોમાંથી તેમના પ્રતિનિધિઓ તરીકે શહેરના દરેક વિભાગ યા જિલ્લાવાર જે કોન્સલો ચૂંટાતા; તેઓની માર્ફત (તે શહેરનું) રાજ્યતંત્ર ચાલતું. શરૂઆતમાં શહેરીઓ અને કસબાતી લોકોનું રાજ્યતંત્ર એક બીજાથી જુદું હતું—જેનાં ચિહ્નો હજી પણ કેટલાંક મકાનો તથા વિભાગો ઉપરથી જણાઇ આવે છે. શહેરનો કારભાર વાટાઘાટથી ચાલતો હોવાથી સભાગૃહો બંધાયલાં અને ત્યાં સભાઓ મળતી; સભાગૃહોમાં જનમેદની જામતી, જે પાર્લામેન્ટ ” ના નામે ઓળખાતી. અહીં લોકો વડા પાદરી અને તેમના પ્રતિનિધિઓએ કરેલા ઠરાવો સાંભળવા આવતા અથવા તો જરૂરના કટોકટીના પ્રસંગે ત્યાં લોકમત લેવાતો. ત્યાં “ ગ્રાંન કોન્સીલો ” નામની સંસ્થા હતી જેમાં પોપોલોના અધિકૃત સભાસદો જ તેના

સભ્યો બની શકતા, અને ક્રેડેન્ઝા નામની પ્રિવી કાઉન્સિલના જેવી બીજી સંસ્થા હતી, જ્યાં ખાસ ચૂંટી કઢાયલા શહેરીઓ ગુપ્ત અને રાજ્યદ્વારી ચર્ચાઓ કરતા. આ પ્રમાણે વડા પાદરીઓની સાર્વભૌમ સત્તા દરમ્યાન સામાન્ય રીતે થોડા યા વધતા ફેરફાર સાથે દરેક શહેરના પ્રમાણમાં ઉપર પ્રમાણેનું રાજ્યતંત્ર જોવામાં આવતું.

ઉત્તર ઇટાલીમાં આવેલાં કેનોસા, મોન્ટફેરાટ, સેવોય, અને એસ્ટે જેવાં મોટાં અમીર ઉમરાવનાં કુટુંબો-જેઓ ફ્રેંચ શહેનશાહોના વખતમાં હયાતિમાં આવ્યાં હતાં તેઓ પણ-ઉપર પ્રમાણેની શહેરોની પ્રગતિ તરફ સહાનુભૂતિ દર્શાવતાં; જ્યારે કેટલાક ઉમરાવોએ તો તે શહેરોના વડા પાદરીઓનું આધિપત્ય પણ સ્વીકારી રક્ષણ માગી લીધું. આ જ સમયે જ્યારે લોમ્બાર્ડી અને ટસ્કની પ્રાંતોમાં આવેલાં શહેરો સ્વતંત્રતાની સિદ્ધિ માટે પ્રયત્ન કરી રહ્યાં હતાં. ત્યારે દક્ષિણ ઇટાલીમાં કોઇ એવા જ પ્રકારની ચળવળ શરૂ થઈ કે જેના પરિણામે નોરમનોએ આપુલીયા, કાલાબ્રીયા અને સીસીલીને જીતી લીધાં. બારીક વિગતોમાં ન ઉતરતાં અત્રે એટલું જ કહેવું બસ થશે કે દુનિયાના ઇતિહાસમાં આ પ્રસંગ જેવો ભાગ્યે જ રોમાંચ ઉત્પન્ન કરે એવો બીજો પ્રસંગ આલેખાયલો હશે. આધુનિક ઇતિહાસ ઉપરથી

દક્ષિણ ઇટાલી પોપના આશ્રય હેઠળ આવ્યું.

માલમ પડે છે કે આ સમય દરમ્યાન નોરમનોએ આખરે ઇટાલીને ગ્રીક સામ્રાજ્યની ધૂંસરીમાંથી મુક્ત કરી દ્વીપકલ્પના દક્ષીણ ભાગમાં રાજાની સત્તા હેઠળ પ્રજાકીય રાજ્યતંત્ર પોતાના રક્ષણ હેઠળ સ્થાપન કર્યું. અત્યારસુધી દક્ષિણ ઇટાલીનો ઇતિહાસ અલગ છૂટોછવાયો અને તૂટક તૂટક હતો. પરન્તુ હવે તે પ્રદેશ પવિત્ર ધર્મગુરુના આશ્રય હેઠળ આવતાં આખુંય ઇટાલી એકત્ર બન્યું.

પરન્તુ તે સાથે પોપની સત્તા વધી અને પાછળથી ઈટાલીમાં જે ઉથલપાથલો થઈ તેમાં એકહથ્થુ સત્તા પોપના હાથમાં આવી; આને પરિણામે રોમ ઇટાલીનું કેન્દ્રસ્થાન બન્યું.

( Empire )—સામ્રરાજ્યના છેવટના દિવસોમાં રોમન શહેરોની જાહોજલાલી, વડા પાદરીઓની સત્તા હેઠળ ચાલતા પ્રજાકીય રાજ્યતંત્રને પરિણામે, કેટલીબધી હતી તે મીલનના ઇતિહાસ ઉપરથી જણાશે. તે વખતનું મીલન શહેર રોમથી બીજે નંબરે આવતું. પહેલાં તો મીલનને રાજાઓએ દબાવી કચડી

તપાસતાં જણાય છે કે મીલનમાં પોપોલોના અમીરઉમરાવો, પાદરીઓ અને સામાન્ય વર્ગના લોકોના પ્રતિનિધિઓ પાર્લામેન્ટમાં બેસતા અને ત્યાંના પ્રજાકીય રાજ્યતંત્રનો હેરીબર્ટ પ્રમુખ હતો. આ પછી મીલને શહેરોની સ્વાતંત્ર્ય માટેની લડતમાં આગળ પડતો ભાગ લેવા માંડ્યો. મીલનની લડાયક સંસ્થાઓનું અને તેમના જુસ્સાનું અનુકરણ પાસેના લોંબાર્ડી પ્રાંતના શહેરોએ કર્યું. અને તેનો ફેલાવો એપીનાઇનના પર્વતો ઓળંગી ટસ્કનીના જૂના શહેરો સુધી પહોંચ્યો.

જ્યાં શહેરોએ પાદરીઓનું આધિપત્ય સ્વિકાર્યું એટલે તેમણે હવે પોતાના પાદરીઓ ચૂંટી કાઢવા માટેના હક્કની માગણી કરવા માંડી. તેઓએ શહેનશાહ તરફથી મોકલાયલા પાદરીનો અસ્વીકાર કરી પોતપોતાના શહેરના પાદરીઓમાંથી વડા પાદરીની ચૂંટણી કરવા માગણી કરી. સને ૧૦૭૩માં જ્યારે બ્રહ્મસંબંધ જેવી નિધિઓની બાબતમાં તકરાર પડતાં જે લડાઇ શરૂ થઇ તેના પરિણામે આ હક્ક આપોઆપ શહેરોને મળી ગયો. સને ૧૦૪૬માં પોપ ગ્રેગરી છઠ્ઠાના મરણ બાદ, શહેનશાહે એ પોપને ચૂંટી કાઢવાનો હક્ક પ્રાપ્ત કરવા માટે લડત ચલાવી. રોમમાં પોપની ગાદીએ બે પાદરીઓ જેઓ કલેમન્ટ બીજો અને ડમાસર બીજો-એ નામો ધારીને બેસાડેલા તેઓ ટૂંક મુદતમાં ગુજરી ગયા. અને કહેવાય છે કે તેમને ઝેર આપવામાં આવ્યું હતું. ગમે તેમ હો પણ એ વાતનો ચોક્કસ જ જ હતી કે રોમન લોકોને પરદેશી પોપ માન્ય નહોતો અને લોમ્બાર્ડ લોકોએ તો એવા પોપ તરફથી મોકલાયલા વડા પાદરીઓને હાંકી કાઢયા. બીજા પોપો–લીઓ નવમો અને વીકટર બીજો-હીલ્ડરબ્રાન્ડ જે આ સમયે

ગ્રેગરી સાતમાએ આપેલા હક્કો.

આગળ આવ્યો, તેના કહેવાથી ફરીથી રોમના પાદરીઓ અને લોકોને હાથે ચૂંટાયા જેથી તેઓ કતલમાંથી બચી ગયા. પરન્તુ પાંચમો પોપ, સ્ટીફન દસમો એકાએક ગુજરી જવાથી, સોનાનો સાધુ–હીલ્ડરબ્રાન્ડ પોતાના ઉમેદવાર નીકોલસ બીજા તરીકે પોપની ગાદીએ બેસાડવા શકિતમાન થયો. હવે હીલ્ડર-બ્રાન્ડનો હાથ મજબૂત થયો. પરન્તુ તે ઘણો જ મહત્વાકાંક્ષી હોવાથી તેણે રોમના મધ્યસ્થ મંડળને સમજાવી પોપની ચૂંટણીના અધિકાર કારડીનલોને અપાવ્યા. અને સાથેસાથે શહેરોને પોતાના વડા પાદરીઓને ચૂંટી કહાડવાનો હક્ક, પોપની મંજૂરાની શરતે આપ્યો. સને ૧૦૭૩માં તો હીલ્ડરબ્રાંડે ગ્રેગરી સાતમા તરીકે પોપનો મુગટ પહેરી લીધો. પોપ થયા પછી તેણે સામ્રાજ્યની સામે લડાઇ જાહેર કરી જે લગભગ ૪૦ વર્ષ સુધી ચાલી. સને ૧૧૨૨માં જ્યારે તે લડાઇનો અંત આવ્યો ત્યારે પોપ અને શહેનશાહની એકબીજાથી બે તદ્દન સ્વતંત્ર સત્તાઓ અસ્તિત્વમાં આવી. પોપે આખી દુનિયા ઉપર પોતાનું આધ્યાત્મિક સામ્રાજ્ય જાહેર કર્યું. જ્યારે શહેનશાહે આખી સમાજ ઉપર પોતાનો અધિકાર હોવાનો દાવો કર્યો.

શહેરો વચ્ચે હરીફાઇ

શહેરોમાં જે નવીન જીવન પ્રગટયું તેનાં ચિહ્નો શહેર અને શહેર વચ્ચેની હરીફાઈ અને તેને લીધે પ્રગટેલા દાવાનળમાં જણાયાં. આ હરીફાઈ અને આ દાવાનળ ઠેઠ બારમા સૈકાની અધવચ સુધી ઘણો જ જોસભેર ચાલ્યો. અને જ્યાંસુધી સ્વતંત્ર શહેરો હયાતિમાં રહ્યાં ત્યાંસુધી તે શાંત પડયો નહિ. શહેરો પોતપોતાના કોન્સલો ( સૂબાઓ )ના આધિપત્ય હેઠળ સ્વતંત્ર થયાં કે તરત જ પોતાનું બળ આસપાસના પડોશીઓ ઉપર અજમાવવાનું શરૂ કર્યું આ પરિસ્થિતિ કાંઇ એક જીલ્લા

કે તાલુકામાં જ નહિ પરંતુ આખા દેશમાં હતી. શહેરોનું બંધારણ પહેલાં તો ઘણું સંકુચિત હતું અને તે વખતે પ્રત્યેક શહેરનો આશય આત્મસંરક્ષણનો હતો. અને તેથી કિલ્લેબંધી કરી અંદર ભરાઇ રહેવાનું તેમને માટે સુગમ હતું પરંતુ હવે શહેરો જોરાવર થતાં ગયાં એટલે તેમને તેમની દિવાલો સાંકડી પડવા લાગી અને પરિસ્થિતિ એવી ઉભી થઇ કે જેથી પોતપોતાના બંધારણમાં ફેરફાર કરવાની જરૂર પડી. તે સમયમાં નાનાં શહેરોમાં નવજીવન પ્રગટયું હતું, વેપારઉદ્યોગ વધ્યો હતો અને વસ્તીનું પ્રમાણ વધવાની સાથે લોકોમાં લડાયક જુસ્સો ઉભો થયો હતો એટલે દરેક વ્યકિતને વ્યાપારઉદ્યોગના ક્ષેત્રમાં અથવા લડાઇમાં પોતાની શકિત અજમાવવા માટે સાધન અને તક જોઇતી હતી. પરિણામે એક શહેર અને બીજા શહેર વચ્ચે હરીફાઇ થતાં માત્ર ક્ષુલ્લક બાબત ઉપર તેઓ લડી પડતા. પોપ અને સામ્રાજયના સિદ્ધાંતવાદીઓમાં પક્ષભેદ પડતાં આ તકરારના કારણોમાં ઉમેરો થયો હતો. સને ૧૧૫૨માં ફ્રેડરીક બારબો-રોસાએ સામ્રાજયના સમૃદ્ધિવાન પ્રદેશને હાથ કરવાનો વિચાર કર્યો. તે ચૂંટાયો કે તરત તે લોમ્બારડીનાં ઉતરી આવ્યો અને ઉત્તર તરફના શહેરોનાં બે મંડળો સ્થાપ્યાં. એક મંડળ પેવી-યાની આગેવાની હેઠળ ઉભુ થયું અને બીજુ મીલનની આગેવાની નીચે અસ્તિત્વમાં આવ્યું. પેવીઆ તો જૂના સામ્રાજયના સ્મરણ ચિહ્નરૂપ હતુ; જયારે મીલન રોમની પ્રતિભા અને ઓજસથી તેજસ્વી બન્યું હતું; આથી તેણે ઇટાલીમાં સ્વાતંત્ર્યનો ઝૂંડો ઉંચ-કવામાં પહેલ કરી હતી. અત્યારે તો આપણે માટે એટલું જ યાદ રાખવું બસ થશે કે જે લાંબી લડાઇ જાગી તેમાં ઉપર જણાવેલાં બે મંડળો એકત્ર થઈ શહેનશાહની સામે થયાં અને પોપ એલેકઝાન્ડર ત્રીજાને પણ તકરારમાં ઘસડયો. અને છેવટે પરિણામ એ આવ્યું

કે સને ૧૧૮૩માં મીલનની ઉત્તરે આવેલા લેગનાનો નામના નાના ગામડા આગળ શાહી લશ્કરને સખ્ત હાર આપી. છેવટે કોન્સ્ટન્સની સંધીથી શહેરોનું સ્વાતંત્ર્ય ગ્રાહ્ય રહ્યું અને તેના સંરક્ષણ માટે પણ કોલકરારો થયા.

શહેરો વધુ સ્વાતંત્ર્ય મેળવે છે.

આ લડાઇમાં મીલને શાહી લશ્કરોના હુમલા સામે જે ટક્કર ઝીલી હતી અને જે આત્મભોગ આપ્યો હતો તેના પરિણામે નાનાં નાનાં શહેરો તેની અદેખાઇ કરતાં અટકી ગયાં અને પરિણામે મીલનને જે લાભ મળ્યો તેમાં ટસ્કનીના શહેરોએ પણ દખલગીરી કરી નહિ. આ તહનામા ઉપર શહેનશાહ અને તેની બળવાખોર પ્રજાઓએ સહીઓ કર્યા બાદ શહેરોએ સામ્રાજ્ય અને પોપની સત્તા વચ્ચે પોતાની ત્રીજી સત્તા સ્થાપન કરી. આ સમયના ઇતિહાસમાં એક વાત ખાસ ધ્યાનમાં રાખવાની એ છે કે શહેરો સ્વતંત્ર થયાં તે છતાં પણ તેઓએ સીઝરના પ્રતિનિધીઓની સાર્વભૌમ સત્તા કબૂલ રાખી. જોકે તેઓ લોમ્બારડીમાં સંપૂર્ણ સત્તા ભોગવતાં હતાં તે છતાં પણ તેઓએ જર્મનો સામે આલ્પ્સના દરવાજા બંધ કરવા કાંઇપણ પગલાં લીધાં નહિ. શહેનશાહ પોતાની મરજી ફાવે તે પ્રમાણે આવજા કરી શકતો. અને અજાયબીની વાત તો એ હતી કે સંધી થયા પછી જે શહેરોએ શહેનશાહની રાજનીતિ અને લશ્કરો સામે બળવો ઉઠાવી તેને મ્હાત કર્યો હતો તે જ તેમને હવે પોતાના વફાદાર તાબેદારો તરીકે માનવા લાગ્યો. આમ છતાં ઇટાલીમાં સ્વાતંત્ર્યનો જુસ્સો પૂર્ણપણે ખીલ્યો હતો. રોમની પ્રતિનિધિ સભાએ શહેનશાહને રાજતિલક કરતી વખતે જે માનપત્ર અર્પણ કર્યું હતું તેમાં સચોટ રીતે સ્વાતંત્ર્યનો જુસ્સો દર્શાવવામાં આવ્યો હતો. બ્રેસીઆના આર્નોલ્ડે ઉઠાવેલા બળવાના પરિણામે

રોમન લોકોમાં સ્વમાન જાગ્રત થયું હતું. અને શહેનશાહને તેઓએ જણાવ્યું કે " તું તો એક પરદેશી હતો અને અમે તને શહેરી તરીકેનો હક્ક બક્ષ્યો છે. તું આલ્પસ પર્વતની પેલી બાજુના પ્રદેશમાંથી આવે છે અને અમે તને આ તરફનું રાજ્ય સ્વાધીન કર્યું છે. "—આવા શબ્દોમાં રોમન લોકોએ ટકોર કરી, જો કે ફ્રેડરીકના કર્ણોમાં કર્કશ લાગી હશે તે છતાંપણ તે શહેરોને ખ્રિસ્તીસમાજ અને પરદેશીઓ સામે થતાં અટકાવી શક્યો નહિ. અને તેનું કારણ એટલું જ જણાય છે કે શહેરોએ પોતાનું સ્વાતંત્ર્ય સામ્રાજ્યમાં રહીને જાહેર કર્યું હતું, કારણકે તેઓ માનતા હતા કે સામ્રાજ્ય ઇટાલીની પ્રતિભા દર્શાવતું હતું અને જૂની સંસ્કૃતિનું સંરક્ષણ કરતું હતું. શહેરો ફક્ત સામ્રાજ્યને માન આપતાં હતાં એટલું જ નહિ પરંતુ તેઓએ ખ્રિસ્તીસમાજની સત્તાનો પણ સ્વીકાર કર્યો હતો, કારણકે તેઓ માનતા કે ખ્રિસ્તીસમાજ એ રોમન સમાજની દુર્દશા ( પડતી )ને અટકાવવા માટે અસ્તિત્વમાં આવી હતી. આવી ભાવના હોવા છતાં શહેરો પોતાનું વ્યક્તિત્વ બન્ને સત્તાઓથી જુદું જ હોય એમ સમજવા લાગ્યાં.

**અમીરઉમરાવોની સત્તાનો ધ્વંસ.**

ફ્રેડરીક બારબરોસા સાથેથી લડાઇમાં વિજયી નીવડી શહેરોએ જે સ્વતંત્ર સત્તા સ્થાપન કરી હતી તેને પરિણામે તેઓ બાકી રહેલી જમીનદારોની સંસ્થાનો નાશ કરવા પ્રવૃત બન્યા. આપણે આગળ જોયું તે પ્રમાણે શહેરો જમીનદારોના કિલ્લાઓની પાસે જ આવેલાં હોઇ તેમની આસપાસના પ્રદેશ ઉપર અમીરઉમરાવોની સંપૂર્ણ સત્તા હતી. આ સત્તા તોડવા હવે શહેરોએ પોતાનું બળ અજમાવવાનું શરૂ કર્યું. જો કે આ પ્રવૃતિ દરમ્યાન શહેર અને શહેર વચ્ચેના ઝઘડાઓ બંધ રહ્યા ન હતા. પરિણામે અમીરઉમરાવો આસપાસના શહેરોથી

ઘેરાઇ જવાથી તેમણે શહેર અને શહેર વચ્ચે તકરાર ઉભી કરવા પ્રયત્નો આદર્યા. અને જ્યારે કોઇ શહેર તેમની સામે હુમલો લઇ જતું ત્યારે તેઓ કોઇ દૂરના શહેરને પોતાની મદદે બોલાવી તેનો સહકાર કે તાબેદારી પણ સ્વીકારતા. આત્મસંરક્ષણ માટે તેમને પોતાના ગુલામોને છૂટા કરવા પડયા. આથી સામાન્ય લોકોને આ લડાઇઓથી ઘણો સારો ફાયદો થયો. પ્રજાસત્તાનો આ રીતે નવીન પ્રકાર અસ્તિત્વમાં આવ્યો. અને આ પ્રમાણે ઠેરઠેર પ્રજામત મજબૂત થતો ગયો. લાંબા વખતના વિગ્રહને અંતે અમીર ઉમરાવોને શહેરોની સત્તા આખરે સ્વીકારવી પડી. તેઓને શહેરી તરીકેના હક્કો બક્ષવામાં આવ્યા અને શહેરોની દિવાલોની અંદર પોતાના મહાલયો બાંધી વર્ષનો કેટલોક ભાગ તેઓ ત્યાં ગાળતા. પરન્તુ અમીર ઉમરાવોએ શહેરોની તાબેદારી સ્વીકારવાથી પરિણામ એ આવ્યું કે ઇટાલીયન પ્રજામાં લોમ્બાર્ડ, ફ્રેંક અને જર્મન જમીનદાર વર્ગ સમાઇ ગયો અને મિશ્ર પ્રજા ઉભી થઇ અને પરિણામે ઇટાલી વધારે બળવાન બન્યું.

આમ છતાં પ્રજાસત્તાનો અવાજ જોઇએ તેવો સબળ ન હતો.

જે. પી. ઓની શરૂઆત

જો કે જમીનદારો તરીકે અમીર ઉમરાવો નાશ પામ્યા હતા તે છતાં તેઓની ધનસંપત્તિ, તેઓની જમીનો અને તેઓનો મોભો જેવો ને તેવો જ રહ્યો. તેઓ શહેરમાં રહેવા આવ્યા છતાં તેમને કોઈ અજાણ્યું લાગતું ન હતું. તેઓનું મુખ્ય રહેઠાણનું સ્થળ તો પાસેના આવેલા પર્વત ઉપર પોતાના કિલ્લામાં હતું. જો કે તેઓને શહેરીઓ બનવું પડયું હતું તે છતાં તેમનાં હથિઆર તો તેમની પાસે જ રહ્યાં હતાં. શહેરમાં પણ સામાન્ય પ્રકારનાં શાન્તિપ્રિય ગૃહસ્થનાં મકાનો બાંધવાને બદલે તેઓએ કિલ્લાઓ અને બુરજો ઉભા કર્યા; જેમાં રહી તેઓ

આપસઆપસમાં લડતા અને તેથી કેટલીકવાર શહેરના રસ્તાઓની સલામતી ભયમાં આવી પડતી. શહેરના સત્તાધારીઓ, લોકો અને અમીરઉમરાવો વચ્ચે, શાંતિ જાળવવા માટે અશક્ત નીવડ્યા હતા. આથી ન્યાય અને લશ્કરી સત્તા ધરાવતા કુલમુખત્યારની એક નવીન મૅજિસ્ટ્રેટ તરીકે નિમણૂંક કરવાની જરૂર પડી. આ દિશામાં શરૂઆત તો ફ્રેડ્રીક બર્બિરોસાએ કરી. તેણે બળવાખોર લોંબાર્ડીના શહેરોને કાબૂમાં લાવવા માટે પોડેસ્ટા નામથી ઓળખાતા એક પરદેશી ન્યાયાધીશની નિમણૂંક કરી હતી. આથી તો તે વખતે, શહેરો ઘણાં જ ખીજવાઇ જઇ સામાં થયાં હતાં; પરંતુ તે પછી શહેરીઓ અને અમીરઉમરાવો વચ્ચે સમતોલપણું જાળવવા માટે જે અધિકારી નીમવામાં આવ્યો તે પોડેસ્ટા તરીકે ઓળખાવા લાગ્યો. જો કે કોન્સલો શહેરના પૂર્ણ સત્તાધારી હતા તે છતાં હવે પછી પ્રાંતોમાં પ્રીઓરી, ઍાનજીઆની અથવા રિટોરી નામથી ઓળખાતી સિનીઓરયાની સભામાં કોન્સલોએ પોતાનું વ્યક્તિત્વ ખોવા માંડ્યું.

**ફ્રેડરીક બીજાની સામે પોપનો વિરોધ.**

જ્યારે ઇટાલીનાં પ્રજાસત્તાક રાજ્યો આ સ્થિતિએ પહોંચ્યાં હતાં તે વખતે ફ્રેડરીક બીજાએ બે સીસીલીઓનું રાજ્ય સામ્રાજ્યમાં ભેળવી દીધું. આ પ્રસંગ ઇટાલીની સ્વતંત્રતા માટે કટોકટીનો હતો. ફ્રેડરીકે એક વખત ઇટાલીના દક્ષિણ પ્રદેશનો કાબૂ મેળવ્યો કે તરત જ તેની વૃત્તિ લોમ્બાર્ડીમાં અને ટસ્કુરીમાં સામ્રાજ્યે ખોયેલા હક્કો પાછા મેળવવાની થઇ. આ વખતે તેને માટે સમસ્ત ઇટાલીને પોતાની સત્તાની નીચે એકત્ર કરવાનું કામ મુશ્કેલ ન હતું. પરંતુ તેની તે મુરાદ પોપના કટ્ટા વિરોધને લઇને બર આવી નહિ. જોકે પોપોએ કોહનસ્ટુમના કુટુંબોનો નાશ કરવા માટે

લડત ચલાવી હતી તેથી કંઇ એમ ન કહેવાય કે તેઓનું વલણ ઈટાલીને સ્વતંત્ર બનાવવામાં સહાનુભૂતિ ભર્યું હતું. તેમને તો પોતાની સત્તા અખંડિત જાળવવી હતી એટલે ઇટાલીમાં તેમની વિરૂદ્ધમાં હરીફાઇ કરે એવી બીજી સત્તા જામે એનો તેમને મોટો ડર હતો. આથી જ ફ્રેડરીકની સામે સ્વતંત્ર શહેરોનો પક્ષ તેણે સ્વીકાર્યો અને જ્યારે ઉત્તરમાં પાદરીઓ ખેદાનમેદાન કરી રહ્યા હતા ત્યારે એઝેલીનો ડીરોમાનોની સામે તેઓ ધાર્મિક લડત ચલાવવા લોકોને સમજાવી રહ્યા હતા.

જોકે ફ્રેડરીક સમકાલીન જમાનાના જુલ્મીઓની માફક જે સત્તા ચલાવતો હતો તેની સરખામણીમાં એઝેલીનો–ડા–રોમાનો જે પોપનો ઉત્તર ઇટાલીમાં પ્રતિનીધી હતો તેણે જે અત્યાચારો કરવા માંડયા હતા તે જોતાં તે કાંઈ વિસાતમાં નહોતી. ઈશ્વરી સત્તાથી દુનિયા ઉપર અત્યાચાર ચલાવવા માટે પોતાને અધિકાર મળ્યો હોય એમ માની તે એવો તો દોર ચલાવતો કે આ મનુષ્ય રૂપી રાક્ષસને માનવતાના સામ્રાજ્યમાંથી તેની હયાતીમાં દૂર કરવામાં આવ્યો હતો અને તેના મરણ બાદ તે રાક્ષસરૂપે લોકોની સ્મૃતિમાં રહ્યો. તે પછીના સૈકાઓમાં ઈટાલીનો ઇતિહાસ આવા અનેક નરરાક્ષસોનું વર્ણન કરે છે. જે અધમતાથી તે પોતાના સ્વાર્થી આશયો વ્યવસ્થાપૂર્વક પાર પાડવા મથતો તેનું વિશકૌન્ટી જેવા રાજાઓએ અનુકરણ કર્યું અને તેના ઉપરથી મેસીયાવેલી જેવા સિદ્ધાંતવાદીઓએ નિયમો ઘડયા. એઝેલીનો એક નાના કદનો ફીકકો અને શુષ્ક મનુષ્ય હતો. તેના મોં પર ભય કરતા તરી આવતી અને તેના હૃદયમાં ખોટાં કામો કરવાનો ઉત્સાહ હતો. આખી જિંદગીભર તે મોજશોખનો દુશ્મન રહ્યો. તેને બાળકો પ્રત્યે માયા ન હતી, તેમ તેના

એઝેલીનો ડા રોમાનો

ઉપર સ્ત્રીઓનાં જાદુ કાંઈ અસર કરી શકતાં નહોતાં. એ સત્તાનો લોભી હતો અને તેને પરિણામે તે લોહીનો તરસ્યો બન્યો. વેરોનીઝની જાગીરનો મૂળ એ ઉમરાવ હતો પરંતુ પાછળથી અયોગ્ય રીતે શાહીપક્ષનો વડો બની ફ્રેડરીકનો જમણો હાથ થઈ રહ્યો. વેરોના, વિશેન્ઝા, પાડુવા, ફેલ્ટ્રે, અને બેલુનોના શહેરોએ તેને કુલમુખત્યાર નીમી ન્યાય અને લશ્કરી સત્તા આપી. તેણે પોતાની સત્તાનો કેવી રીતે દુરુપયોગ કર્યો, તેની સામે કેવી રીતે ધાર્મિક લડત લડવામાં આવી, ઝનૂને ચડેલા સૂવરની માફક તે કેવી રીતે મરણ પામ્યો અને જીવતો રાખવા માટે બાંધેલા પાટા તોડી નાખી તેણે આત્મહત્યા કેવી રીતે કરી એ બધી બાબતો ઇતિહાસના પાના ઉપર ચિતરાયેલી છે. પાડુવા ખાતે તેણે આઠ જેલખાનાં સ્થાપ્યાં, તે પૈકી બેમાં તેણે ત્રણસો માણસોને કેદીઓ તરિકે દરેકમાં પૂર્યા. અને જલ્લાદો આખોય વખત લોકોની કત્લમાં રોકાયેલા રહેવા છતાં કેદીખાનાંઓ ભરેલાં જ રહેતાં. આ કેદખાનાંઓ એવી રીતે બાંધવામાં આવેલાં હતાં કે જ્યાં હવા, અજવાળા કે જગ્યાના અભાવે ઘણી જ મુસીબત ઊભી થતી અને લોકો ( કેદીઓ ) પુષ્કળ રીબાતા. એઝેલીનોનું નામ કત્લો અને કેદખાનાંઓથી જ માત્ર જાણીતું છે એમ નથી પરંતુ લોકોનાં અંગો કપાવી નાખી તેમને રીબાવી મારવાની ભયંકરતા માટે પણ મશહુર છે. જ્યારે તેણે ફ્રીઓલા તાબે કર્યું ત્યારે તેને ત્યાંની પ્રજા પૈકી નાના યા મોટા સ્ત્રી, પુરુષ યા બાળક દરેકની આંખો, કાન અને પગ કપાવી નાખ્યા અને તેમને રણમાં ફેંકાવી દીધા. એક પ્રસંગે કોઇ શાહી કુટુમ્બને કિલ્લાની દીવાલમાં ચણી દઇ ભૂખે મારી નાખ્યું. તેને ધનસંપત્તિ, મોટાઇ અને સૌન્દર્ય તરફ તેની આજ્ઞાની અવગણના કે અવિનય જેટલો જ તિરસ્કાર હતો. એ જેટલો ઘાતકી હતો તેટલો જ

લુચ્ચો પણ હતો. પુત્રો પોતાના પિતાઓ તરફ બેવફા થયા, મિત્રોએ મિત્રોને દગો દીધો; આ બધું ફક્ત એની પ્રેરણાનું અને એણે આપેલી ખોટી લાલચોનું પરિણામ હતું. એની લુચ્ચાઇનો એક દાખલો એવો છે કે તેણે અગિયાર હજાર પાદુવાના લશ્કરી સિપાઇઓને લોભવીને કેદ કર્યા. જેમાંથી માત્ર બસો જ નાસી શક્યા અને બાકીના મરણને શરણ થયા. ધારાધોરણ અને કાયદાઓ પ્રત્યે તેનો તિરસ્કાર, તેનું અસામાન્ય ઘાતકીપણું, તેની કત્લો, અને પ્રજાઓ ઉપર ચલાવેલો દોર એ બધું ઍઝેલીનોએ જુલમીના આદર્શ તરીકે ખડું કર્યું હતું. તેનો સિદ્ધાંત એટલો જ હતો કે ગમે તેટલા અત્યાચારો કરવા પડે તો પરવા નહિ પરંતુ ધારેલો હેતુ પાર પાડવો જ રહ્યો. માનવજાતે તેના અત્યાચારો સામે ઘણાયે ધમપછાડા કર્યા પરંતુ તે બધા નિષ્ફળ નિવડયા. પાદુઆના ક્ષેત્ર (મેદાન) ઉપર એઝેલીનોના ત્રાસથી નાસી આવેલા લોકોને એકઠા કરી પાદરીઓ રોષથી સ્વર્ગના સાધુઓને અપમાન કરવા બદલ આંસુઓ પાડીને પશ્ચાતાપના ઉદગારો કાઢતા પરંતુ તેની અસર કાંઇ થતી નહિ. એઝેલીનોના અત્યાચારોએ ઇટાલી ઉપર એવી તો છાપ પાડી કે તે પછીના જુલમીઓ તેનું જ અનુકરણ કરતા અને તેમાં કોઇને નવાઇ લાગતી નહિ.

ગુઇલ્ફ અને ગીબેલીઅન વચ્ચેની હરીફાઇ.

પોપ અને સામ્રાજ્યના પક્ષકારો ગુઇલ્ફ અને ગીબેલીઅન વચ્ચે જે હરીફાઇ ઉભી થઇ તેથી તો ઉત્તરથી દક્ષિણ સુધીનું આખું ઇટાલી ધ્રુજી ઉઠયું. અને તેણે એવું તો સ્વરૂપ ગ્રહણ કર્યું કે આખીએ પ્રજાનું ધ્યાન તે તરફ ખેંચાયું. લોકો પોતપોતાની નાની તકરારો ભૂલી ગયા અને દેશમાં બે જ પક્ષો ઉભા રહ્યા. ગુઇલ્ફ પક્ષમાં શહેરના

લોકો, વ્યાપારઉદ્યોગ વર્ગના લોકો, વ્યક્તિગત સ્વાતંત્ર્ય માટે લડત ચલાવનારાઓ અને પ્રજાવાદના ફેલાવા માટે સહાનુભૂતિ ધરાવનારાનો સમાવેશ થતો, જ્યારે ગીબેલાઇન પક્ષમાં સ્થાનિક અમીરઉમરાવો, લશ્કરી સિપાઇઓ, આળસુઓ, જમીનદાર વર્ગના પક્ષકારો અને બંધારણની ગતિના વિરોધી રાજદ્વારીઓનો સમાવેશ થતો. સમાધાની ન થાય એવા આદર્શોથી વહેંચાયેલા આ બન્ને પક્ષો શહેરને કબજે કરવા ઉત્સુક બન્યા અને પોતાના સિદ્ધાંતો પાર પાડવા મરવાને પણ તૈયાર થયા. જે પક્ષની જીત થતી તે પોતાનું રાજતંત્ર સ્થાપતો અને શહેરથી દૂર રહી રાજતંત્ર ચલાવતો અને જોરજુલમ અને જપ્તીથી નાણાં ભેગાં કરતો. હારેલો પક્ષ કોઇ વિરોધી શહેરમાંના પોતાના સાથીદારોને મદદ કરી તેનો કબજો લેવા મથતો. આથી દૂરદૂરના પ્રદેશોનું મધ્યબિન્દુ આવી તકરારોમાં આવી રહેતું. આ પ્રમાણે ઇટાલીએ આપસઆપસમાં લડી પોતાની રાષ્ટ્રભાવના જાગૃત કરી. કારણકે હવે શહેરો અલગ ન રહેલાં સ્થાનિક તકરારોમાં ભાગ લેવા લાગ્યાં. તેઓએ રાષ્ટ્રભાવનાની આડે ન આવતાં વખત જતાં પોપ અને શહેનશાહ બન્નેને લડાવી ઇટાલીને સ્વતંત્ર બનાવ્યું.

ઇટાલીમાં પક્ષભેદ.

સમાજ પાયામાંથી ખળભળી ઉઠી હતી; હવે સુધારા થવા લાગ્યા. તેરમા સૈકાથી જે દુષ્ટ રિવાજો પડેલા તે બંધ થયા. પહેલાંના રીતરિવાજો અને જાતિદર્શક ચિહ્નોમાં મોટો ફેરફાર થયો. ધજાપતાકા, રાજચિહ્નો અને એવા બીજા પ્રકારના વાવટાઓમાં પક્ષભેદો પ્રમાણે ફેરફારો થયા. ગેબેલીઅનો જ્યારે પોતાની ટોપીમાં એક તરફ પીંછાં લગાવતા ત્યારે ગુઇલ્ફો બીજી બાજુએ ટોપીઓમાં પીંછાં ખોસતા. ગીબેલીઅનો ફળફળાદિ આડું કાપતા જ્યારે ગુઇલ્ફો તેના સિધા કકડા કરતા હતા. બેર-

ગામમાં કેટલાક કાળાબ્રીચનોને વીશીવાળાએ ડુંગળીના અમુક રીતે કકડા કરવાથી તેઓને પોતાથી વિરૂદ્ધ પક્ષના જાણી કાપી નાખ્યા. ગીબેલીઅનો સાદા પ્યાલામાં દારૂ પીતા જ્યારે ગુઇલ્ફો ખરબચડો પ્યાલો વાપરતા. ગીબેલીઅનો ધોળું ગુલાબનું ફૂલ પહેરતા જ્યારે ગુઇલ્ફો રાતું ફૂલ લગાડતા. આળસ ખાવામાં, રસ્તા ઉપરથી જવામાં, પાસા ફેંકવામાં, બોલતી વખતે ચાળા કરવામાં અથવા સોગન ખાવામાં બન્ને પક્ષના અનુયાયીઓ ઓળખાઇ જતા. આવો તીવ્ર પક્ષભેદ છેક પંદરમા સૈકા સુધી ચાલ્યો. મીલનમાં ક્રેમા ખાતેના દેવળમાં પ્રાર્થનાગૃહમાં સાથીઆ સાથેની મૂર્તિનું મોં ગુઇલ્ફના ખભા તરફ વળવાથી ગીબેલીઅનોએ તેને ઉખાડી કાઢી અને દફનાવી દીધી. દરેક શહેરમાં બન્ને પક્ષોના કુટુમ્બો વચ્ચે પ્રેમ અને મૃત્યુના રોમાંચિત પ્રસંગો બનેલા જેનું ચિત્ર શેકસપિયરે રોમીઓ અને જુલીયેટનાં પાત્રો ચિત્રી કાંઇક ખ્યાલ આપ્યો છે. આ પક્ષભેદ એટલો તો તીવ્ર હતો કે શાન્તિપ્રિય સાધુઓ, કે સંપૂર્ણ સત્તાધારી કુલમુખત્યાર પોડેસ્ટાના પ્રયત્નો પણ આપસઆપસની લડાઇ અટકાવી શકતા નહિ.

લોકોએ પોતાના આગેવાનો સ્થાપ્યા.

ગુઇલ્ફ અને ગીબેલીઅનો વચ્ચેની તકરારોની ધમાલમાં પોડેસ્ટાનો મોભો ગૌણ બની ગયો. પોડેસ્ટાની જરૂરીઆત સામાન્ય વિરોધો સમાવવા અને શાન્તિ જાળવવા માટે હતી. પરંતુ હવે પક્ષભેદ એવો તો વિકટ બન્યો હતો કે સમાધાની કેવળ અશકય જ હતી. જ્યારે જ્યારે કોઇએક પક્ષ વિજયી બનતો (નીવડતો) અને શહેરમાં સર્વ સત્તા હાથ કરતો ત્યારે લોકોનો આગેવાન ચૂંટી કાઢવામાં આવતો. અને આ આગેવાન પોતાના વિરોધીઓને દાબી દઇ શહેરને માટે બંધારણ બાંધતો. આથી કાંઇ જૂના ન્યાયાધીશો અને મંત્રીમંડ-

બોનો નાશ થયો નહિ. હજુ પણ " કોન્સીબીઓ ડેલ પોપોલો " પોતાના પ્રમુખની આગેવાની હેઠળ આગળપડતો ભાગ લેતી. પરંતુ પ્રમુખની સાથે વિજયી પક્ષનો એક પ્રતિનિધિ પોતાના પક્ષની રાજનીતિ બરોબર સચવાય છે કે કેમ તે જોવા બેસતો. આને " કોસીલીઓ ડેબાપાર્ટે " કહેવામાં આવતો. સાથે સાથે " કોસીલીઓ ડેબકોસ્યુન " એટલે શહેરીઓના પ્રતિનિધિઓની સભા પોડેસ્ટાની આગેવાની હેઠળ ન્યાયનાં કામો ચલાવતી. પહેલાંની માફક પાદરીઓ ધર્મોપદેશ કરતા. ક્રેડેન્ઝાની સંસ્થાનું બંધારણ જેવું ને તેવુંજ રહ્યું. અને " ગ્રાનકોન્સીલો " એટલે શહેરની વડી સભા કે જેમાં શહેરના આગેવાન શહેરીઓ બેસતા તે પણ ચાલુ રહી. વીજયી પક્ષ જે શહેર ઉપર જીત મેળવતો તેના ઉપર જુલ્મ ગુજારી શકતો નહિ, અથવા પોતાના લાભની ખાતર શહેરના બંધારણમાં ફેરફાર પણ કરી શકતો નહિ. ગુઇલ્ફ અને ગીબેલીઅન પક્ષો વચ્ચેની તકરારમાં નીચલા વર્ગોને ઘણો લાભ થયો. ધાર્મિક ધૂંસરી અને રાજદ્વારી તકરારોથી અલગ રહી શહેરોમાં વ્યાપારઉદ્યોગ વધ્યો તેને અંગે તેઓ સબળ પણ બન્યા. અને આગળ ઉપર રાજ્યતંત્રમાં ભાગીદારી માટે દાવો કર્યો. " આર્મી "ના આવવાથી સામાજીક પરિસ્થિતિમાં મોટો ફેરફાર થયો. આ પ્રમાણે બન્ને પક્ષોમાં વહેંચાયેલું નવીન ઇટાલી અસ્તિત્વમાં આવ્યું. પક્ષભેદો ઘણા જ અગત્યના થઇ પડયા તેનું કારણ એ કે રાષ્ટ્રની શક્તિ દુઃસહાય અને અચલિત સ્રોતોમાં વિરોધી ભાવનાથી વહેવા લાગી. આથી કાંઇ ઇટાલીને નુકસાન ન થયું, કારણ પ્રજા વ્યાપારઉદ્યોગમાં અને પ્રજાબળમાં આગળ વધી. જૂના અમીરઉમરાવોની જગ્યા

ધનવાન વ્યાપારી કુટુમ્બોએ લીધી. રોમન શહેરોના ઉદ્યોગોએ લશ્કરી સત્તાને ગૌણપદ અપાવ્યું. હવે ખુલ્લાં ક્ષેત્રો, નદીઓ, અને બારાંઓ પર્વત ઉપર આવેલા કિલ્લાઓ અને શહેરો કરતાં વધારે મહત્ત્વનું સ્થાન ભોગવવા લાગ્યાં. સમાજ એવો તો ઘડાયો અને તેમાં લડાઇ અને વ્યાપારઉદ્યોગોને લઇને એવી તો ઉથલપાથલ થઇ કે સામાન્ય જનતામાંથી આગેવાનો ઉત્પન્ન થયા જેમને સ્વીકારવામાં લોકોને કાંઇ અડચણ પડી નહિ.



# પ્રકરણ ૩

## જુલ્મીઓનું સામ્રાજ્ય.

જે પરિસ્થિતિમાં નવચેતન પ્રગટ્યું તે વખતમાં જુલ્મી રાજસત્તાધારીઓનો અમલ હતો. આ રાજકર્તાઓ પૈકી કેટલાક જુદીજુદી જાતોમાંથી ઉતરી આવેલા હતા પરંતુ ઘણે ભાગે તેઓમાં ઉંચ પંક્તિનું ચારિત્ર્ય બળ જોવામાં આવતું. જુલ્મી રાજતંત્રોની હેઠળ, કાવાદાવાઓની વચ્ચે લડાઇઓ અને ક્રાંતિઓના સમયમાં ઇટાલીયનોનું વ્યક્તિત્વ સંપૂર્ણ રીતે ખીલી નીકળ્યું. બુદ્ધિકૌશલ્ય, વિવિધ પ્રકારની શકિતઓ, આત્મભાન અને બુદ્ધિપૂર્વક કરેલા દુષ્કૃત્યોવાળા આવા અદ્ભૂત વ્યકિતત્વે નવચેતનની રૂપરેખા દોરી આપી અને તેની અસર પોતાના દાખલાથી આખા યુરોપ ઉપર પ્રસરાવી.

આપખુદોની સત્તા કેવી હતી અને તેની અસર કેવી થઇ?

આ આપખુદ રાજસત્તાના બંધારણોને તપાસતાં તેમનાં સ્વરૂપોનો વાચકને સહજ ખ્યાલ આવે એમ છે. આ કાળમાં અનિશ્ચિતતા એટલી બધી હતી કે દીકરાને બાપનો વારસો મળે જ એમ નહોતું. કારણકે કાયદેસર વારસાહક ભાગ્યે જ માન્ય રહેતો. આ સમયમાં બળને જ પ્રાધાન્ય મળતું. મોટા ધર્મગુરુઓના પુત્રો, અભિમાની ખાનદાન કુટુંબોની સાથે હરીફાઇમાં ઉતરતા. રાજાની પસંદગીમાં ખાનદાની કરતાં વ્યકિતત્વ બળ

વધારે અસર કરી શકતું; એક વાર સત્તા હાથ આવે તેને બળજોરીથી નીભાવી રાખવામાં આવતી. સમકાલીન રાજકુટુંબોના ઇતિહાસોનાં પાનાં ઘોર કુકર્મોથી ચિતરાયલાં છે. આમ છતાં પણ શહેરોનાં રાજ્યતંત્રો સુવ્યવસ્થિત અને આબાદ હતાં. ત્યાં જાનમાલનું સંરક્ષણ કરવા માટે પોલિસનિયમોનું પાલન કરાવવા ત્યાંના સત્તાધારીઓ વધારે ચીવટ રાખતા. કારણકે તેઓ સમજતા કે શાંતિ જાળવવામાં જ તેઓનું સુરક્ષિતપણું હતું. નવચેતનને લઇને સંસ્કારોની છાપ માત્ર પૈસાદારો કે ખાનદાન કુટુંબો ઉપર જ નહિ પરંતુ બધાંના ઉપર પડતી. જાહેર સંસ્થાઓની સમૃદ્ધિ દિનપ્રતિદિન વધતી જતી હતી. આ પરિસ્થિતિ દરસ્યાન તે વખતના ફેરફારો અને રસાકસી વચ્ચે સામાજીક તેમજ રાજકીય જીવનપ્રણાલિકાઓને પરિણામે લોકોમાં જાગ્રતિ આવી હતી એટલું જ નહિ પરંતુ તેઓની પ્રવૃત્તિઓમાં વધારે ને વધારે બુદ્ધિકુશળતા જણાવા માંડી.

**આપખુદ સત્તા કેવી રીતે જાળવી રાખવામાં આવતી**

જ્યાં અસલથી પૂજ્ય મનાયલા વર્ગોનો અભાવ હતો અને જ્યાં રાજાના અભાવે ખાનદાન કુટુંબો નષ્ટ થયાં હતાં એવા ઇટાલીમાં તે વખતે કોઇ પણ માણસ સાથે કોઇ પણ સખસ પોતાનામાં બળ અને આવડત ધરાવતો હોય તો તે બાથ ભીડી શકતો. આ પરિસ્થિતિમાં જ્યાં સમાજનું આવું બંધારણ બંધાયું હોય ત્યાં આપખુદ સત્તાધારીઓના અમલ દરસ્યાન પણ મહાન અનુપમ વ્યક્તિઓ પ્રકાશમાં આવે એમાં કંઈ નવાઇ જેવું નહોતું. સત્તા મેળવવાની સ્પર્ધામાં અને તેને જોરજુલમથી અને ગેરકાયદેસરપણે જાળવી રાખવામાં મશહુર યોદ્ધાઓ આગળ પડતા. આ યોદ્ધાઓને પોતાની આપખુદ સત્તા જમાવવામાં અને બહારના દુશ્મનો અને આંતરિક

પ્રતિસ્પર્ધીઓ સામે તે જાળવી રાખવાને એવા પ્રયત્નો કરવા પડતા કે જેથી તેઓની સહનશક્તિ અને સાહસિક વૃત્તિ કેળવાતી. તેઓ એવા ભય ભરેલા વાતાવરણમાં રહેવાને ટેવાઇ ગએલા હતા કે જ્યાં તેમને પોતાની બધી શક્તિઓનો ઉપયોગ કરવો પડતો. તેમની પ્રવૃત્તિ એટલી જોસભેર ચાલતી કે તેમનો જુસ્સો, તેમની શક્તિના પ્રમાણમાં ખીલી નીકળતો. આપખુદ સત્તાધારીઓના કુટુંબમાં જો કોઇ નબળોપોચો જન્મતો તો તેને તેના ભાઇઓ મારી નાખતા અને જો તે સત્તા ઉપર આવતો તો તેને તેના પ્રતિસ્પર્ધિઓ ઉથલાવી નાખતા. આ વિકટ પરિસ્થિતિમાં ગલકટો પોતાની શકિત માટે જાણીતા થયા હતા અને જેઓને ધાર્મિક તેમજ નૈતિક બંધનોની પરવા નહોતી, જેઓ સ્વાભાવિક વાત્સલ્ય ભાવ તરફ ઉદાસીનતા બતાવતા, જેઓ છળકપટ વિદ્યામાં પ્રવીણ હતા, જેઓ ક્રૂરતા અને ભય ફેલાવવા માટે વૈજ્ઞાનિક શસ્ત્રો ઉપર કાબૂ ધરાવી શકતા, અને જેઓ ઢોંગ અને લુચ્ચાઇમાં પોતાની મગજ તેમજ શારીરિક શકિતઓનો ઉપયોગ કરી શકતા તેઓ જ પોતાની આપખુદ સત્તા જાળવી શકતા અને સંકટો વચ્ચે પણ એકહથ્થુ રાજ્ય ચલાવી શકતા.

આપખુદ સત્તાધારીઓનાં સામાન્ય લક્ષણો.

કર્પિણ કૃત્યોનો બદલો કર્પિણ કૃત્યોથી અને વિશ્વાસઘાતનો બદલો ખૂનથી વળેલા અનેક દાખલાઓની નોંધ લેવા બેસીએ તો અંધાધુંધી ભર્યા જુલ્મગારોના ઇતિહાસના પાનેપાને એવા પ્રસંગોથી ભરપૂર એવું એક દળદાર પુસ્તક લખાય. આ ઇતિહાસમાં કોઇ વાર દયાજનક તો કોઈ વાર હૃદયદ્રાવક, કોઇવાર ધ્રુજારી છૂટે એવા ભયાનક; તો કોઇ વાર નીચ મનોવૃત્તિથી પ્રેરાયેલા કર્પિણ કૃત્યોની નોંધ વાંચવામાં આવશે. કોઇ વખત શારીરિક અત્યાચારોથી કમકમાટી ઉપજાવે એવા

અને બીજી વખતે હિમ્મત, બુદ્ધિકૌશલ્ય અને નિશ્ચયના દૃશ્યોથી અંજાવી નાંખનારા પ્રસંગો અનેક વાર આપણી નજર આગળ તરી આવે છે. ઘાતકીપણું અને ભયંકરતાની મૂર્તિસમો તે જુલ્મગાર એકલો અને અટુલો, કર્પિણ કૃત્યોના વિચારોથી ભરપૂર અને દયાહીન, ઘણી વાર દુર્ગુણને પોતાના શોખનું સાધન બનાવતો અને ખુલ્લી રીતે માનવજાતની મશ્કરી કરતો જોવામાં આવશે. તેવા પ્રકારના આનંદો ઉડાઉપણાની અવધિએ પહોંચતા. અસાધારણ કામાંધતા અને સફાઈદાર નિર્દયતાના પ્રસંગો તેના ચિડિયા સ્વભાવને સંતોષતા; તેના હૃદયમાં દયાને સ્થાન નહોતું અને નવી નવી રીબામણીની રીતોની શોધખોળ કરવામાં તે પોતાનું મગજ દોડાવતો. રાજકીય કાવાદાવાઓના ક્ષેત્રમાં પણ રાજ્યો અને શહેરોને દાવમાં મૂકી જાણે શેતરંજની રમત ન રમતો હોય તે પ્રમાણે હાર અને જીતના પ્રસંગોમાં જેટલો બને તેટલો આનંદ મેળવવા તે પ્રયાસ કરતો. પરંતુ આ ચિત્રલેખન ઇટાલીના બધાયે રાજ્યો માટે આલેખવું એ અતિશયોકિત ગણાય; કારણકે આપણે જોઈશું કે તેઓ પૈકી કેટલાક શાણા અને ઉમદા દીલના રાજાઓ પોતાના રાજ્યોને એકત્ર કરી સ્થીર કરવામાં, સિત્રાચારીનું સંગઠ્ઠન કરવામાં, વિદ્વાન પુરુષોનો સમાગમ શોધવામાં, મહાન ચિત્રકારોની મિત્રતા સાધવામાં, મહાલયો અને દેવાલયો બાંધવામાં અને મોટીમોટી જીતો મેળવવાની યોજનાઓ પાર પાડવામાં સ્વાભાવિક આનંદ માનતા. કેટલાક એવા પણ હતા કે જેઓ સ્વભાવે જંગલી છતાં જ્ઞાન મેળવવા માટે ઉત્સુકતા બતાવતા, જ્યારે ઉમદા સંસ્કારવાળા બીજાઓ રાજ્ય કાર્યમાં ઉદાર વૃત્તિ ધરાવતા અને નૈતિક વ્યકિતત્વની છાપ પાડતા. પરંતુ આ આપખુદ સત્તાધારીઓના કુટુંબોમાં અધઃપતનની શરૂઆત થયેલી હોવાથી તેમની પડતીનાં બીજ રોપાયાં હતાં;

અનેક પ્રકારના જુલમોના અસહ્ય ભારણને લઈ પરિણામ વિપરીત આવ્યું. વંશપરંપરાથી વારસામાં મળતા કર્પીણતા, અંધાધુંધી અને ભયના ભણકારાનાં પરિણામે માનવદેહધારી રાક્ષસો ઉદ્ભવ્યા. છેલ્લો વિસ્કોન્ટી, છેલ્લો લાસ્કેલા, છેલ્લો સ્ફૉર્ઝા, છેલ્લો ચાબેટસ્ટા, છેલ્લો ફાર્નેઝી અને છેલ્લો મેડીસી એ કર્પીણ માનવજાતના નમૂનારૂપ હતા.

વિસ્કોન્ટી

તેરમા સૈકાના અંતમાં લોકોના નેતાઓ તરીકે તેમની પહેલાં થઇ ગયેલા ડેલાડોરા કુટુંબને લઇને મિલનમાં વિસ્કોન્ટીની સત્તા પ્રસરી હતી. મિલનના ધર્માધ્યક્ષ ઑથોએ ૧૨૭૭માં નેપોલીયન ડેલાડોરેને અને તેના પાંચ સંબંધીઓને લોખંડી પાંજરાઓમાં પૂરીને અને તેના ભત્રીજા મેટીઓ વિસ્કોન્ટીને 'ઇમ્પીરીયલ વિસ્કાર' તરીકે શહેનશાહની ચૂંટણી કરાવીને પોતાના વંશના ઉપરીપણાનો મજબૂત પાયો પ્રથમ નાખ્યો. લોમ્બાર્ડીમાં ઘી ઘેલાઇનના પક્ષના નેતા મેટીઓ એ એક શાણો ઇટાલીયન આપખુદ સત્તાધારીનો નમૂનો હતો. ૧૩૧૧માં જ્યારે એ ગાદીએ આવ્યો ત્યારથી તે ૧૩૨૨ સુધી એટલે જ્યાંસુધી તેણે પોતાના છોકરા ગેલીઆઝીને રાજ્યગાદી સોંપી ત્યાંસુધી તેણે પોતાનું રાજ્ય બળજોરી અને નિર્દયતાને બદલે પોતાના આત્મબળ, રાજ્યકારોબારી કળા અને અંતરવિકાસથી ચલાવ્યું.

ઇલેગ્રેન્ડીના પુત્ર ગેલીએઝો અને પૌત્ર ઍઝો વિષે.

ગેલીઆઝો જેને લોમ્બર્ડ લોકો ઑલગ્રાન્ડે નામે ઓળખતા તે મેટીઓ કરતાં ઓછો નસીબવાન હતો. અને ૧૩૨૭ માં જ્યારે તે મિલનની મુલાકાતે ગયો ત્યારે શહેનશાહે—બાવેરીઆના લુઇએ—તેને કેદમાં નાંખ્યો અને જ્યારે તેનો મિત્ર કાસ્ટ્રુસીઓ કેષ્ટ્રકેન વચ્ચે

પડયો ત્યારે જ તેનો છૂટકારો થયો. તે નીનો ડી ગાલુરાની વિધવા બીએટ્રીસ ડી આસ્ટે—જેના વિષે સુપ્રસિદ્ધ કવિ ડાન્ટેએ "પરગેટરીના" આઠમા સર્ગમાં લખ્યું છે—તેને પરણ્યો હતો, અને તેનાથી તેને આર્ઝો નામનો પુત્ર થયો હતો. ૧૩૨૯માં આર્ઝોએ પોતાના કાકાનું ખૂન કરી પોતાની સત્તા એકત્ર કરી, અને તેના મરણ પછી ૧૩૩૯ માં તેના બીજા કાકા લુશીનોએ તેની જગ્યા લીધી.

લાગ્રાન્ડેના પુત્રો લુશીનો અને મિલના વડા ધર્મગુરુ ગીઓવાની વિષે.

લુશીનોની નબળી બાજુ તપાસતાં જણાય છે કે વિસ્કોન્ટીના ચારિત્ર્યદોષો પહેલી જ વાર તેનામાં જોવામાં આવ્યા. ઘાતકી, મીંઢો અને અદેખો હોઇ તેણે પોતાની આખી જિંદગી સતત ભયમાંજ પસાર કરી. તેના ભત્રીજાઓ ગાલીઓઝો અને બાર્નબસે તેની સામે કાવત્રુ રચ્યું જેથી તેમને તેણે દેશપાર કરી ફ્લેન્ડર્સ કાઢયા. તેને પુત્રો હતા ખરા પરંતુ તે કાયદેસર રીતે તેના પુત્રો ગણાય કે કેમ—એ શંકાસ્પદ હતું. આથી તેના મરણ બાદ તેની જગ્યા તેના ભાઇ મીલનના વડા ધર્મગુરુ ગીઓવાનાએ લીધી. આ કુમાર જે પેટ્રાર્કનો મિત્ર હતો તે ચૌદમા સૈકામાં સૌથી ધ્યાન ખેંચે એવી વ્યકિતઓ પૈકીનો એક હતો. વિસ્કોન્ટીની આપખુદ સત્તાના યુગમાં તેનું રાજ્ય કોઇ નવીન જ પ્રકાશ પાડે છે. તેનો ગાદીવારસો તેણે બળજોરીથી સ્થાપન કર્યો હતો તે હવે કાયદેસર તરીકે માન્ય રહેવા લાગ્યો અને આપણે આગળ જોઇશું કે આ વંશના રાજાઓ યુરોપનાં મોટાં ખાનદાન રાજકુટુંબો સાથે સંબંધ બાંધી શકયા હતા.

ગીઓવાનીના મરણ પછી મેટીઓના બધાએ છોકરાઓ મરી પરવાર્યા પરંતુ તે કુટુંબના છેલ્લા પુરૂષ સ્ટેફનોએ, મેટીઓ, બર્નાબો અને ગાલીઆઝો, એમ ત્રણ છોકરાં, પોતાની પાછળ મૂકયાં હતાં. મેટીઓ કુચાલે ( કુમાર્ગે ) ચડી પશુની માફક વ્યભિચારમાં પ્રવૃત્ત બન્યો. આથી તેના બીજા બે ભાઈઓને લાગ્યું કે તે નબળો છે એટલું જ નહિ પણ પરંતુ તેમના વંશના નામને બટ્ટો (કંલક) લગાડશે તેથી તેમણે તેને સને ૧૪૫૫માં મારી નંખાવ્યો. તેમણે (બે ભાઈઓએ) પછી મીલનના લોકો ઉપર સંપીને એકહથ્થુ રાજ્ય કર્યું.

લા ગ્રાન્ડના પુત્રો બર્નાબો અને ગાલી આઝો વિષે.

તે જમાનામાં ગેલીઆઝો અતિ ખૂબસુરત પુરુષ તરીકે પ્રખ્યાત થયો હતો. તે ઊંચો અને છાનદાર હતો. તેને માથે સોનેરી વાળ હતા, જે કોઈ વાર ગૂંથીને બાંધતો અથવા છૂટા મૂકી તેમાં ફૂલની ગૂંથણી કરતો. તે મોજીલો હોઈ તેને ભપકાનો અને દેખાવ કરવાનો શોખ હતો અને તેથી મહાલયો અને દેવાલયો બાંધવામાં અને નાચતમાશાઓમાં તેણે મોટી દોલત ઉડાવી દીધી. તેના ભપકાને શોખને લઈને પોતાનાં છોકરાંઓના લગ્નસંબંધ રાજકુટુંબો સાથે બાંધવા તે પ્રેરાયો હતો. તેની છોકરી વાયો લેન્ટાને ઇંગ્લંડના એડવર્ડ ત્રીજાના પુત્ર ડયુક ઑફ કલેરન્સ સાથે પરણાવી હતી, અને તેને કન્યાદાનમાં બે લાખ સોનાના શિક્કા અને પીડમોન્ટની સરહદ ઉપર આવેલાં પાંચ શહેરો આપ્યાં હતાં. બ્લેક પ્રિન્સના ભાઈને લંડન કે જ્યાં રસ્તાઓ લાદીઓ વગરના, ઘરો ઝૂપડાં જેવાં હતાં અને જ્યાં સૂવાને માટે માત્ર પરાળની પથારીઓ વપરાતી અને દારૂનો ઉપયોગ દવા તરીકે જ થતો, તે છોડી લાદીઓવાળા ઊંચા અને લીસા રસ્તા ઉપર ચાલીને લોમ્બા-

ગેલીઆઝો વિસકોન્ટી.

ડીના મહાલયો આગળથી પસાર થતાં, કંઇક વિચિત્ર જ અનુભવ થયો હશે. આ પ્રસંગે એમ કહેવાય છે કે ગેલીઆઝોએ બસો અંગ્રેજોને ઘણી કીમતી ભેટો આપી હતી આથી તેની ઇચ્છા મોટામોટા રાજાઓની ઉદારતાની બરાબરી કરવાની હતી. આવા જ પ્રકારના મોટા ભપકાથી અને પુષ્કળ ખર્ચ કરીને તેણે પોતાના પુત્ર ગીઆન ગાલીઆઝોનું લગ્ન ફ્રાન્સના રાજા જહોનની પુત્રી ઇસાબેલા સાથે કર્યું હતું.

બર્નાબો વિસ્કોન્ટી.

ગેલીઆઝોની રાજધાની પેવીઆ ખાતે હતી, જ્યારે તેનો ભાઇ મીલનમાં રાજ્ય કરતો હતો, બર્નાબો વીસ્કોન્ટી વંશના નીચતા અને ઘાતકીપણા જેવા અતી ખરાબ દુર્ગણો ધરાવતાં હતાં. તેના ભાઇની સંમતિથી તેણે એક જાહેરાત કાઢી રાજ્યના કેદીઓ ઉપર ચાળીસ દિવસો સુધી જાતજાતના અત્યાચારો કરવાનું ઠરાવ્યું હતું. આ નીચ કાર્યક્રમમાં હરેક જાતની રીબાસણીનો સમાવેશ થતો અને વચ્ચે વચ્ચે ખાલી દિવસો એવી રીતે રાખવામાં આવતા કે જેથી ગરીબ બિચારા કેદીઓ વધારે સહન કરવાને જીવતા રહે. પરંતુ છેવટે તેમની દશા તો એવીજ થતી કે ફક્ત તેમના કટકા કરી વહેંચી અને બાળી મૂકવાનું જ બાકી રહેતું.

જીઆન ગૅલીઆઝો વિસ્કોન્ટી.

ગેલીઆઝો ૧૩૭૮માં મરણ પામ્યો અને તેના મરણ બાદ તેનો પુત્ર જીયાન ગૅલીએઝો પોતાના ભાગે આવતા વિસ્કોન્ટી રાજ્યની ગાદી ઉપર આવ્યો; ત્યારબાદ ઇટાલીમાં રાજકુટુંબો વચ્ચે હરહમેશની ભાઇઓ વચ્ચેની તકરારો શરૂ થઇ કે જેનો અંત જ ન હતો. જીઆન કુમારની જાગીર લેવાને બર્નાબો અને તેના છોકરાઓએ બાજી રચી. જ્યારે બીજી

બાજુએ કુમારે બર્નાબોને ખસેડી તેની ગાદી છીનવી લેવા અને પોતાના હાથ તળે વિસ્કોન્ટીની આખી જાગીર ફરીથી એક કરવા નિશ્ચય કર્યો. આ પ્રયત્નમાં તેણે ફક્ત લુચ્ચાઇનો જ ઉપયોગ કર્યો. બાયલાની માફક પેવીયામાં ભરાઇ રહીને તેણે નામર્દાઇ બતાવવાનો ઢોંગ કર્યો. તેણે ધર્મકાર્યોમાં મચ્યા રહેવાનો દેખાવ કર્યાથી ધીમેધીમે પોતાના કાકા અને ભાઇઓ તેને ક્ષુલ્લક પ્રાણી ગણી ધિક્કારની નજરથી જોવા લાગ્યા અને તેઓમાં એવી માન્યતા પેદા કરી કે વખત આવે તેને કચડી શકાશે. ૧૮૩૫માં આવી રીતે દ્રોહને માટે તૈયારી કરીને તેણે વેરેસીની દેવીની જગાએ જવાનો નિશ્ચય જાહેર કર્યો; જર્મન બૉડીગાર્ડો (અંગરક્ષકો) સાથે પેવીયાથી નીકળી, મિલન પાસેથી પસાર થતાં તેના કાકા તથા ભાઇયો તેને મળવા સારુ આવ્યા. જીઆન ગૅલીએઝોએ વિનયભર્યો આવકાર આપવાનો દેખાવ કર્યો; અને જ્યારે પોતાના બંધુઓ પોતાની પ્રપંચી જાળમાં ફસાઇ ગયા છે એમ તેને લાગ્યું ત્યારે તેણે પોતાના લશ્કરને જર્મન ભાષામાં ઇશારો કર્યો. તેનું લશ્કર બર્નાબોની આસપાળ વિંટળાઇ વળ્યું અને તેને પોતાના પુત્રો સાથે કેદ કર્યો. ત્યારબાદ જીયાન ગૅલીએઝોએ મિલન તરફ તુર્તાતુર્ત કુચ કરી, પોતાના કાકાને ભોંયરામાં ઝેર દઇ મારી નાખ્યો અને વિસ્કોન્ટીની ગાદીના કુલસત્તાધારી તરીકે પોતાને જાહેર કર્યો.

ઇટાલીના ઇતિહાસમાં જીયાન ગાલીઆઝોની કારકિર્દી (૧૩૮૫–૧૪૦૨) ઘણો મહત્વનો ભાગ ભજવે છે. જીઓનીઓ તેને અસાધારણ શાંત પ્રકૃતિનો અને વિચારશીલ છોકરા તરિકે વર્ણવે છે; તેની ઉમરના પ્રમાણમાં તે એટલો તો ડાહ્યો હતો કે, તેના મિત્રોને તેની જિદંગી માટે ઘણો

જીઆન ગાલીઆઝોનું ચારિત્ર્ય.

ભય રહેતો. તેની જિંદગીના પાછલા દિવસોમાં એવો એક પણ મોજશોખ નહોતો કે જે તેને તેના કામમાંથી છૂટો કરી શકે. શિકાર કે વ્યભીચારમાં તેને કંઇ પણ આનંદ પડતો નહિ. પોતાની તંદુરસ્તી જાળવવા માટે તે કસરત કરતો; ખૂબ વાંચતો અને મનન કરતો; વિદ્વાનો સાથે વાર્તાલાપમાં વખત ગાળતો. તે બુદ્ધિકૌશલ્યની પ્રતિમારૂપ હતો. તે જમાનાના ધાંધળીયા આનંદોમાં અને તોફાની પ્રવૃત્તિઓમાં કદી પણ ભાગ લેતો નહિ. જાહેર મકાનો બાંધવામાં તે બહોળે હાથે ખર્ચ કરતો; પેવીઆ ખાતેનો સરટોશા અને મિલન ખાતેનો ડુઓમો તેના આ શોખને આભારી છે. તેણે તેના પિતાએ અધૂરો મૂકેલો પેવીઆનો રાજમહેલ એવો તો સુંદર અને ભવ્ય બનાવ્યો છે કે યુરોપના રાજમહાલયોની હારમાં સર્વોત્તમ કૃતિ તરીકે તેની ગણના થાય છે. પેવીઆનું મહાવિદ્યાલય, જે લગભગ પડી ભાગ્યું હતું, તેનો પુનરોદ્ધાર કરીને તેને પૂર્ણ જાહોજલાલીની સ્થિતિએ લાવી મૂકયું. આ જાહોજલાલી, ઘણે અંશે તેની ઉદાર સખાવતો અને ઉત્તમ અધ્યાપકોની ચૂંટણીને આભારી હતી. લશ્કરી યોજનાઓમાં તેણે અપૂર્વ વૈજ્ઞાનિક કળાકૌશલ્યનો પરિચય કરાવ્યો. મિન્સીમો અને બ્રેન્ટોમાં નહેરો ખોદી કાઢવાની અને વેનીસ આગળનો દરિયો પૂરવાની યોજના હાથ ધરી અને તે થોડે અંશે પાર પણ પાડી. તેની આ બધી તૈયારીઓનો હેતુ તેની પડોશના સેન્ટ માર્કના દુશ્મન પ્રજાસત્તાક રાજ્યની મજબૂતમાં મજબૂત બાજુએથી હલ્લો કરવાનો હતો. મોટીમોટી યોજનાઓ ઘડાતી અને અમલમાં મુકાતી. આ યોજનાઓ પાછળ બહોળે હાથે ખર્ચ કરવામાં તે કરકસરની નાનામાં નાની બાબતો તરફ ધ્યાન આપતો. વેપારી દૃષ્ટિએ રાજ્યનું ઉત્પન્ન ભેગું કરી, તે વખતનાં રાજ્યો કરતાં પોતાની દોલત ઘણી વધારી મૂકી હતી. પોતે જાતે લડાઇઓમાં ભાગ લેતો નહોતો

તોપણ લશ્કરી જ્ઞાન તે ઘણું સારું ધરાવતો. તેણે કાબેલ સેનાપતિઓને પોતાની નોકરીમાં રાખ્યા હતા એટલું જ નહિ પણ તે વખતની જાણીતી લૂંટારુ ટોળીઓને પૈસા આપી પોતાને તાબે રાખી, તે વખતની ભાડુતી લશ્કરો રાખવાની પ્રથાને ઉત્તેજન આપ્યું હતું.

કૌટુંબિક દુશ્માનાવટ

સ્કાલા વંશના રાજકર્તાઓ સામે: જીઆન ગાલીઆઝોએ સૌથી પહેલો પ્રહાર કર્યો. વિસ્કોન્ટી વંશની માફક, સ્કાલા વંશ શાહી ફરમાનથી સ્થાપન થયો હતો અને ચૌદમા સૈકાના પૂર્વાર્ધમાં, ગેલેલાઇન સેનાપતિ કેનગ્રાન્ડે અને તેના ભત્રિજા માસ્ટીનોની આગેવાની હેઠળ તે સંપૂર્ણ જાહોજલાલીની સ્થિતિએ પહોંચ્યો હતો. (૧૩૧૨–૧૩૫૧). માસ્ટીનોએ ઇટાલીનું રાજ્ય સ્થાપવા માટે એક યોજના ઘડવાનો વિચાર રાખ્યો હતો. પરંતુ તે યોજના તૈયાર થઈ તેનો અમલ થઇ શકે તે પહેલાં તે મરણ પામ્યો. તેના પછી તેના ત્રણ પુત્રોએ તે વંશની ખાનાખરાબી કરી. બે નાના ભાઈઓએ સૌથી મોટાને મારી નાખ્યો અને બાકીના બે પૈકીના વધારે બળવાને નબળાને ઠાર કર્યો, અને છેલ્લો રહ્યો તે સને ૧૩૭૪માં મરણ પામ્યો; આનું પરિણામ એ આવ્યું કે તેની જાગીરો તેના બે ગેરકાયદેસર થએલા પુત્રોના હાથમાં ગઇ. આ બે પૈકી એન્ટોનીઓ નામના પુત્રે સને ૧૩૮૧માં બીજાને મારી નાખ્યો અને તે પોતે પણ સને ૧૩૮૭ માં વિસ્કોન્ટીના પંજામાં સપડાયો.

બથામણીઆ રાજનીતિ

ટસ્કનીનાં મુખ્યમુખ્ય બધાં શહેરો કબજે કરી, ત્યાંના રાજકર્તા કુટુંબનો ઘણી નીચ યુક્તિ-પ્રયુક્તિઓથી નાશ કરી, જીઆન ગાલીઆઝોએ બોલોના, સિએના,

ડ્યુકો અને બીજાને પોતાના રાજ્યમાં ભેળવી દીધાં. હવે ઇટાલી અને જર્મની મીલનના આ આપખુદ સત્તાધારીની બથામણીઆ રાજનીતિ પ્રત્યે ભય અને શંકાની નજરે જોવા લાગ્યાં. ફ્લોરેન્સનું પ્રજાસત્તાક રાજ્ય અને દેશપાર થએલા પણ નહિ જીતાય એવા પાડુઆના ફ્રાન્સીસ્કો ડા કરારો સિવાય આને આગળ ધપતો રોકી શકે એવી કોઈ પણ સત્તા નહોતી. ફ્લોરેન્સે-જીઆન ગાલીઆઝોની ટસ્કનીમાં થતી જીતોમાં દખલગીરી કરવા માંડી. ફ્રાન્સીસ્કો જેમતેમ કરી પાડુઆ ખાતે પાછો ફર્યો. આથી કાંઈ ઇટાલી ઉપરનું ભયનું વાદળ વિખરાયું નહિ. મિલનનો જીઆન ગાલીઆઝો હજી જુવાન હતો અને તેની પાસે પુષ્કળ ધનદોલતનો સંચય થયો હતો. આ ઉપરાંત તેની માનસિક શકિતઓ હજી તીવ્ર હતી; એણે જે જે મેળવ્યું તેની કાળજી-પૂર્વક સંભાળ પણ તે લેતો ગયો; અને પરિણામે તેની સત્તા વધારે મજબૂત બની. તેના સેનાપતિઓમાં અસંતોષ નહોતો, અને તેમના ઉપર તેની ધાક એવી તો અજબ હતી કે તેમની પાસે તે મહેલમાં આરામખુરશી ઉપર બેઠાં બેઠાં પોતાની બધી યોજનાઓ પાર પડાવતો. તે ઘણો ચતુર હતો અને મનુષ્ય-પરીક્ષામાં કાબેલ હતો. તેના હાથ નીચેનાઓની મગજશક્તિ અને શુરવીરતાનો કેવી રીતે ઉપયોગ કરવો તે સારી પેઠે સમજતો. તેની નજર ચોતરફ દોડતી એટલે તેની નજરબહાર કશું જ રહેતું નહિ. આથી તેના માણસો તેને હજાર હાથવાળો માનતા અને તેનાથી દબાયલા રહેતા. આ સમયે ઇટાલીમાં સ્વાતંત્ર્ય મેળવવાની સર્વ આશા આકાશકુસુમવત્ લાગતી. પરંતુ તેવામાં લોમ્બાર્ડીમાં પ્લેગની શરૂઆત થઇ અને આ ચેપી રોગ સપાટાબંધ ઇટાલીમાં પ્રસરવા લાગ્યો. જીઆન ગાલીઆઝો આ રોગમાંથી બચવા માટે દૂરના મારિગ્નાનોના કિલ્લામાં રહેવા ગયો પરંતુ સને ૧૪૦૨માં

તે રોગનો ભોગ થઇ પડયો. આ જ સમયે આકાશમાં ધૂમકેતુ દેખાયો. તે જોઇ તેણે પોતાના નોકરોને જણાવ્યું કે તેનો અવસાનકાળ નજીકમાં જ હતો કારણકે ધૂમકેતુ એ મહાન વ્યકિતના અવસાનકાળની આગાહી આપવા માટેની દૈવી નિશાની છે. પંચાવન વર્ષની ઉંમરે તે મરણ પામ્યો અને તેના મરણથી આખા ઈટાલીએ છૂટકારાનો દમ ખેંચ્યો.

વિસ્કોન્ટી સત્તાનો સાયંકાલ

અજાયબીની વાત તો એ છે કે જે રાજ્યનો જીઆન ગાલીઆઝોએ આવો પદ્ધતિસર પાયો નાખ્યો હતો અને સર્વ પ્રકારે તેને સબળ બનાવ્યું હતું તેનો તેના મરણ બાદ ઘણી જ ટૂંક મુદતમાં અંત આવ્યો. જ્યાંસુધી તે હયાત હતો ત્યાંસુધી તેના સેનાપતિઓ તેના કાબૂમાં હતા. પરંતુ તેની પાછળ બે બાળકપુત્રો હોવાથી રાજમાતા કેથેરાઇન અને તેના વિશ્વાસુ અંગરક્ષક ફ્રાન્સીસ્કો બાર્બાવાસની આગેવાની હેઠળ રાજ્યની લગામ તેના સેનાપતિઓને હસ્તક મૂકવી પડી. ફ્રાન્સીસ્કો બાર્બાવાસ નોકર મટી રાજમાતાનો પ્રેમી બન્યો અને તેથી સેનાપતિઓ આ પ્રેમી યુગલની હકૂમત માન્ય રાખવા તૈયાર નહોતા. પરિણામ એ આવ્યું કે દરેક સેનાપતિ પોતાને ફાવે તેટલી જાગીરો કબજે કરી તે ઉપર પોતાની સ્વતંત્ર હકૂમત ચલાવવા લાગ્યો. આ રીતે મિલનના મહાન રાજ્યનો અંત આવ્યો. દેશપાર થએલા રાજકુટુંબોએ પોતપોતાનાં રાજ્યો પાછાં મેળવ્યાં. જીઆન ગાલીઆઝોના બે પુત્રો, જીઓવાની મેરીઆ વિસ્કોન્ટી અને ફીલીપ્પો અનુક્રમે મિલન અને પેવીઆની ગાદીએ બેઠા.

હવે ઇટાલીના આપખુદ સત્તાધારી રાજકુટુંબોની પડતીનાં પગરણ મંડાયાં. પેઢી દરપેઢીથી

જીઆન મેરીઆ વિસ્કોન્ટી

ચાલતા આવેલા બળજોરી અને લુચ્ચાઇથી થતા જુલ્મો, સત્તાનો દુરુપયોગ મોજમઝા, ભય અને અનિશ્ચિત વાતાવરણથી લોકો ત્રાસી ગયા હતા. તેમાં વિસ્કોન્ટી વંશનો ઘાતકીપણાનો ગુણ, જીઓવાનીમાં ગાંડછાના રૂપમાં ઊતર્યો અને તે વંશના પુરુષોની સ્વાભાવિક કાયરતા તેના ભાઇમાં ઊતરવાથી, તે કેવળ પુરુષાર્થ વગરનો બન્યો. જીઆન મેરીઆ વિસ્કોન્ટી, ઘાતકીપણા અને કામાંધતાને માટે મશહૂર થયો છે. તેના બાપદાદાના વખતના પાળેલા શિકારી કૂતરાઓનો ઉપયોગ, ડુકકરોનો શિકાર કરવાને બદલે માણસોનો શિકાર કરવામાં કરવા માંડયો. એક મોટા ચોગાનમાં તેને પાને પડેલા કમનસીબ કેદીઓને પૂરતો અને તેમના ઉપર જંગલી શિકારી કૂતરાઓને છોડી મૂકતો. આ કેદીઓમાં કેટલાક તો માત્ર ક્ષુલ્લક ગુના માટે કેદની સજા પામેલા હતા. આ કૂતરાઓ વરુઓની માફક તેમના ઉપર તૂટી પડતા અને તેમને ફાડી ખાતા. આ અમાનુષી રમતમાં તેને ઘણો આનંદ પડતો કૂતરાઓ માણસનું માંસ ખાતાં શીખે તે માટે સ્કવેશીયા જીરામો નામના શિકારીને, તેમને કેળવવા માટે રોકવામાં આવ્યો હતો. જીવતા માણસોને જ્યારે આ કૂતરાઓ ટુકડે ટુકડા કરીને ખાતાં જોતો ત્યારે તેના આનંદનો અવધિ થતો અને તે એક ગાંડા માણસની માફક નાચતો અને કૂદતો. આવા ક્રૂર રાજકર્તાનો પણ છેવટે અંત આવ્યો અને સને ૧૪૧૨માં મિલનના કેટલાક ઉમરાવોએ તેનું ખૂન કરી તેનું છુંદાયલું મડદું જાહેર રસ્તા ઉપર રખડતું નાખ્યું.

પ્રીલીપ્પો મેરીઆ તેના બાપના વખતના પ્રખ્યાત સેનાપતિ, ફેસીનો કેઇનની વિધવાને પરણ્યો હતો. આ લગ્નથી તેને લગભગ પાંચ લાખ સોનાના સિક્કા અને તે સેનાપતિએ પચાવી પાડેલાં શહેરો મળ્યાં. આ ઉપરાંત તેનું આખું લશ્કર પણ તેના કાબૂ હેઠળ આવ્યું. હવે તેને પોતાની આ પત્નિની જરૂર રહી નહિ એટલે ૯ વર્ષ પછી ગમે તે બહાનું કાઢી તેની કત્લ કરાવી. તેણે હવે લોમ્બાર્ડીમાં આવેલી તેના બાપદાદાના વખતની જાગીરો હસ્તગત કરવા માંડી. નાનાં નાનાં શહેરો પણ તેના હાથમાં આવી પડવા લાગ્યાં. શહેરોમાં ખૂનખાર લડાઇઓ થઇ અને હજારોના જાન જતાં, રસ્તાઓમાં લોહીની નીકો વહેવા લાગી. તેના ત્રાસે પીએન્ઝા શહેર ઉજ્જડ બન્યું અને કહેવાય છે કે એક વર્ષમાં તેની વસ્તી ફક્ત ત્રણ માણસોની જ રહી !

પ્રીલીપ્પો મેરીઆ વિસ્કોન્ટી

વિસ્કોન્ટી જુલ્મગારોનો આ છેલ્લો વંશજ પ્રીલીપ્પો મેરીઆ વિસ્કોન્ટી દેખાવે ઘણો જ બેડોળ હતો અને તેના શરીરની બેડોળતાને માટે જાતે ઘણો શરમાતો. તે ભાગ્યે જ બહાર નીકળવાની કે લોકોની સલામો ઝીલવાની હિંમત કરી શકતો. હમેશાં છૂપા ઓરડામાં ભરાઇ રહેતો અને વહેમી હોઇ તે ઘડીઘડીમાં ઓરડા બદલતો. તે એવો તો બીકણ હતો કે આકાશમાં વરસાદની ગાજવીજ કે વીજળીના કડાકાથી તે ધ્રૂજી ઉઠતો. તેના ચારિત્ર્યની સારી બાજુ પણ હતી. તે સારો મનુષ્યપરીક્ષક હતો અને પોતાનાથી વધારે કાબેલ અને બળવાન પુરુષોનો ઉપયોગ કેવી રીતે કરવો તે સારી પેઠે જાણતો. પરંતુ તે દુરંદેશી ન હોવાથી, તે કદી ચોકકસ નિર્ણયો ઉપર આવી શકતો નહિ. તે ઘડી ઘડીમાં વિચારો બદલતો અને આખોય વખત કાવત્રાંઓની યોજના ઘડવામાં રચ્યો-

ફ્રાન્સીસ્કો સ્ફોર્ઝા

પચ્યો રહેતો. તે ઘણો વહેમી હોવાથી તેને કોઇના ઉપર વિશ્વાસ નહોતો; તેના સરદારો ઉપર તે છૂપા જાસુસો મૂકતો. જ્યારે કોઈ સરદાર વધારે બળવાન થતો લાગે તો તેને દૂર કરવા ચૂકતો નહિ. આથી હમેશાં તેના સરદારો અસંતોષી રહેતા અને નોકરી છોડી ચાલ્યા જતા. ફ્રાન્સીસ્કો સ્ફોર્ઝા જેવા કાબેલ સેનાપતિની નોકરી ગુમાવી અને તેને પોતાનો દુશ્મન બનાવ્યો. સ્ફોર્ઝા ફ્લોરેન્સની નોકરીમાં રહ્યો અને સને ૧૯૯૧માં ફીલીપ્પો વિકોન્ટીને તેણે સજ્જડ હાર ખવડાવી. આ પછી જે સંધી થઇ તેમાં એક શરત એવી દાખલ કરવામાં આવી કે ફીલીપ્પો વિસ્કોન્ટીએ પોતાની એકની એક પુત્રી ( બિએન્કા ) નું લગ્ન સ્ફોર્ઝા સાથે કરવું. આ રીતે તેને મેટીગ્નોલાના એક સામાન્ય ખેડૂતના છોકરા જોડે સંબંધ બાંધવાની ફરજ પડી. આ બિએન્કા તેની કાયદેસર વારસ નહોતી અને ફીલીપ્પોનો બીજો કોઇ પુરુષ વારસ નહોતો. પરિણામે મહાન વિસ્કોન્ટી વંશનો અંત આવ્યો. સને ૧૪૪૭માં ફીલીપ્પોના મરણ બાદ સ્ફોઝા મીલનનું રાજ્ય પચાવી પડયો અને પેવીઆના રાજ્ય માટે પોતાની પત્નિના વારસાનો હક્ક કરતો આવ્યો. આની સામે ઓલીઅન્સ કુટુંબના વંશજ લુઇ જે જુઆન ગાલીઆઝોની પુત્રી વેલેન્ટીના સાથે પરણ્યો હતો તેણે પોતાનો હક્ક આગળ કર્યો. પરંતુ આ બન્ને હક્કો ગેરકાયદેસર હતા કારણકે જ્યારે મિલનના પહેલા રાજાને વેન્સસલસે રાજતિલક કર્યું ત્યારે એવું ઠરાવ્યું હતું કે કોઇ પણ સ્ત્રી ગાદીવારસ થઇ શકે નહિ. આથી પેવીઆનું રાજ્ય ઉઠાવગીરોની રસાકસીનો ભોગ થઇ પડયું.

છેલ્લા વિસ્કોન્ટી રાજાના મરણ બાદ મિલનની પ્રજામાં સ્વતંત્રતાનો જુસ્સો પ્રગટી નીકળ્યો હતો.

ફ્રાન્સીસ્કો સ્ફોઝા—ચાલુ. પરન્તુ વિસ્કોન્ટી વંશના છેલ્લા બે સૈકાઓ દરમ્યાન થએલા જુલ્મો અને અત્યા-

ચારોને પરિણામે લોકો કાયર બની ગયા હતા અને તેમનામાં પોતાનો રાજકારભાર ચલાવવાની સત્તા નહોતી. તેઓને પોતાના સંરક્ષણની જરૂર હતી અને તેમની નજર ફ્રાન્સીસ્કો સ્ફોર્ઝો ઉપર પડી. તેને મિલનના પ્રજાસત્તાક રાજ્યે લશ્કરનો વડો બનાવ્યો અને લોમ્બાર્ડીમાં થએલી અંધાધુંધીનો લાભ લઇને પોતાની સત્તા એડાની પશ્ચિમ સુધી લઇ જવા માગતા વેનીશીયનો સામે તેને મોકલ્યો. એક જ લડાઇમાં સ્ફોર્ઝોએ વેનીશીયનોને એડાની પેલી તરફ હાંકી કાઢયા. પોઠ નદીના મુખમાં કાશલ મેગીઓ આગળ તેમનાં લડાયક વહાણોને બાળી મૂકયાં. અને કારાવેજીઓ આગળ તેમના લશ્કરને ફરીથી સજ્જડ હાર ખવડાવી. આ જીતો મેળવી સ્ફોર્ઝો સબળ બન્યો અને મિલનના રાજકર્તા થવાની મહત્વાકાંક્ષા તેનામાં જન્મી. તે દ્રોહી બન્યો અને મિલનના લશ્કર વડે મિલન ઉપર જ હલ્લો લઇ ગયો. મિલન અને આસ-પાસનાં શહેરો તેને શરણે ગયાં અને સને ૧૪૫૦માં ત્યાંના રાજા તરિકે પોતાને જાહેર કર્યો.

ફ્રાન્સીસ્કો સ્ફોર્ઝાનો પૂર્વ ઇતિહાસ.

અત્યુત્તમ અંગબળને લઇને તેને સ્ફોર્ઝાનું નામાભિધાન આપવામાં આવ્યું હતું. તેનો જન્મ કોટીગોન્લા નામના ગામડામાં એક ખેડૂતને ત્યાં થયો હતો. તેના બાળપણના એક પ્રસંગની બાબતમાં કહેવામાં છે કે એક વાર તેને કુહાડી છોડી તરવાર લેવા કહેતાં, તેણે પોતાની કુહાડી ઝાડ ઉપર ફેંકી અને બોલ્યો કે જો તે કુહાડી ઝાડને વળગી રહેશે તો ભવિષ્યમાં તે મોટો માણસ થશે. કુહાડી ઝાડે વળગી રહી અને તેની આગાહી ખરી પડી. આગળ ઉપર તે પોતાનો સ્ફોર્ઝા વંશ ઉભો કરવાને શક્તિમાન બન્યો. રાજપદ ધારણ કરવામાં તેણે શાહી સંમતિની જરૂર જોઇ નહિ. તે નામનો રાજા

નહોતો. તેણે ડહાપણથી રાજ્ય કર્યું અને પરિણામે તેનું રાજ્ય આબાદ સ્થિતિએ પહોંચ્યું. ફ્રાન્સનો નવમો લુઈ પોતાને રાજ-કાર્યમાં સ્ફોર્ઝાને પોતાના ગુરુ તરિકે ઓળખાવે છે એ (પ્રમાણ પત્ર) તેની કાર્યકુશળતાને માટે બસ છે. સને ૧૪૬૬માં તે મરણ પામ્યો ત્યારે પાછળ ત્રણ પુત્રો મૂકતો ગયો. મોટો ગાલીયાઝો મિલનની ગાદીએ આવ્યો; બીજો આસ્ટીનો ધર્મગુરુ બન્યો અને ત્રીજો લોગોવિકો અલમોરાને નામે ઓળખાયો.

કમનસીબ પુત્રો.

રિપોમોન્ટી કહે છે કે ફ્રાન્સીસ્કો સ્ફોર્ઝાનો રાજમુગટ એક પછી એક છ વારસોના માથા ઉપર ધરાવાને સરજાયો હતો. આ પાંચે વારસો કમનસીબ બનાવોના ભોગ થઇ પડયા હતા. તેના પુત્ર ગાલીઆઝોને લોકોની સમક્ષ, દેવાલયોમાં અને ધાર્મિક ક્રિયાઓ દરમિયાન કર્પીણ કૃત્યો કરવા માટે, મારી નાખવામાં આવ્યો હતો. જીઓવાની ગાલીઆઝા, જે તેના પછી ગાદીએ આવ્યો, તેને તેના કાકા લોગેવીકોએ ઝેર દઈ મારી નાખ્યો. આ લોગેવિકોને ફ્રેંચ લોકોએ કેદ કર્યો અને કેદખાનામાં જ તે દુઃખ ભોગવી મરણ પામ્યો. તેનો એક છોકરો તેની માફક કેદખા-નામાં જ મરણ પામ્યો અને બીજો દુઃખ અને દેશવટો ભોગવી વર્ષો પછી જ્યારે વૃદ્ધાવસ્થાએ પહોંચ્યો ત્યારે તેને ગાદી મળી. પરંતુ તેને કંઇ છોકરું ન હોવાથી તેના વંશનો અંત આવ્યો. ફ્રાન્સી-સ્કોને તેણે કરેલા દ્રોહનું આ રીતે ફળ મળ્યું અને તેને પણ ભય, દુઃખ અને કાવત્રાં રચવામાં જ પોતાની જિંદગી પૂરી કરવાની ફરજ પડી હતી.

કરપીણ કૃત્યોનો જમાનો

પંદર સૈકાને અંતે ઇટાલીની દશાનું ખ્યાન કરતાં જણાય છે કે તે વખતે ખાનગી તેમજ નૈતિક જીવન જેવી વસ્તુ જ અસ્તિત્વમાં નહોતી. પોતાની પ્રજા ઉપર અને પોતાના કુટું-

બનાં માણસો ઉપર જુલ્મગારોએ જે અત્યાચારો કરેલા તેનું પરિણામ એ આવ્યું કે લોકોમાં પણ ગુનાનું પ્રમાણ ઘણું વધી ગયું હતું. ઘાતકીપણાનો અંત કાવત્રાંઓથી આવતાં, જુલ્મ ગુજારવો એ ખાનદાનીનું લક્ષણ ગણાતું. ખૂન કરવું, ઝેર દેવું, વ્યભિચાર કરવો અને દ્રોહ કરવો એ એવી તો સહેલી વાતો હતી કે ખાનગી તેમજ જાહેર જીવનમાં એવા સંખ્યાબંધ બનાવો બનતા. નેપલ્સ જેવા શહેરમાં માણસના માથાની કિંમત ઘણી જૂજ ગણાતી. અમીરઉમરાવોના મહાલયોમાં અનુભવી ગલકટ્ટાઓ ટોળાબંધ રહેતા; અને ધર્મગુરુઓ અને પાદરીઓ પણ આવા લોકોને આશ્રય આપતા. વડા ધર્મગુરુઓ. ભયંકરમાં ભયંકર અત્યાચારો માટે માફી વેચતા; એટલું જ નહિ પણ ગમે તેવા પ્રકારના બળજોરીના કે કામાંધતાના ગુનાઓ કર્યા પહેલાં જ તે ગુના કર્યા બદલ માફીઓ વેચાતી આપવામાં આવતી. જો ફત્તેહ મળે તો પછી ગમે તે કારણે અથવા તો ગમે તેવા પ્રયત્નોથી મળી હોય તો તેથી કંઇ બાધ આવતો નહિ. તે જમાનામાં વીર પુરુષની વ્યાખ્યા વિચિત્ર હતી. જે માણસ પોતાના મિત્રોને મદદ કરે, દુશ્મન ઉપર જુલ્મ ગુજારે અને પોતાને માટે ધન અને સત્તા પ્રાપ્ત કરે–પછી ભલેને તે ધન અને સત્તા નીચ કૃત્યો કરીને મેળવી હોય તોપણ તેની ગણના વીર પુરુષમાં થતી.

સાહિત્ય અને કમાઇના ઉત્કર્ષને આથી બાધ આવ્યો નહિ.

પરંતુ આપણે ભૂલી જવું ન જોઈએ કે આ જમાનામાં નવચેતન યુગ પૂર્ણતાએ પહોંચ્યો હતો. અને તેનાથી ઇટાલીને અસંખ્ય લાભો થયા હતા. ફીલેલ્ફો આ જ જમાનામાં ફીલીપ્પો મેરીયા વિસ્કોન્ટીની મદદ મેળવી શકયો હતો. અને વેરાનાનો ગુરુ, માન્ટુઆના ઉમરાવનાં છોકરાં, ફેરેરાનો રાજકુમાર અને

ફેલ્ટ્રેની વિટોરીનાને, શિક્ષણ આપતો હતો. આ સમય દરમ્યાન લીઓનાર્ડો ડા વિન્સી મિલન શહેરને પોતાના સંગીતથી અને ચિત્રકળાથી આનંદ આપતો હતો; ફેરેરામાં એરિસ્ટોની સાથે બોઈયાર્ડો સંગીતનો જલસો કરતો હતો; પોલીઝીઆનો ફ્લોરેન્સ ખાતે પોતાના કર્ણપ્રિય અને છટાદાર ભાષણો આપી રહ્યો હતો; ફીસીનો પ્લેટોના તત્વજ્ઞાન ઉપર વિવેચન કરતો હતો અને આ જ વખતે પીકો ડેલા મીરાન્ડોલા, હિબ્રૂ, મુસલમાની અને ખ્રિસ્તી સંસ્કૃતિઓને એકત્ર કરવાનાં સ્વપ્નાં જોતો હતો. જ્યારે આપણે આ વાત ઇતિહાસમાં વાંચીએ છીએ ત્યારે આપણને અજાયબી એ ઉપજે છે કે જે જમાનામાં જુલ્મગારો, તેમના ઘાતકીપણા અને અત્યાચારો માટે જાણીતા થયા હતા, તે જમાનામાં કળા–કૌશલ્ય અને સાહિત્યને રક્ષણ કેમ મળ્યું! પરંતુ તેમાં નવાઇ પામવા જેવું કાંઇ જ નથી. આ જમાનો એવો હતો કે જેમાં જંગલીમાં જંગલી અને મોટા કાવત્રાંબાજ જુલ્મગારો જ્ઞાન મેળવવા અને તેનો લાભ લેવા ચૂકતા નહિ અને પરિણામે તેમના ઉપર તે સંસ્કૃતિની અસર અને છાપ સજ્જડ બેઠી હતી.

**સીગીસ્મોન્ડો પન્ડોલ્ફો મલાસ્ટેસા**

રીમીનીનો ઉમરાવ–સીગસ્મોન્ડો પંડોલ્ફો મલાસ્ટેસા–તે વખતના જમાનાના અમીરઉમરાવોના નમૂના રૂપ હતો. તેનામાં જંગલીઓમાં સ્વાભાવિક દુર્ગુણો બધા હતા પરંતુ તે સાથે જ્ઞાન મેળવવા માટેની ધગશ પણ તેટલી જ તીવ્ર હતી. ચલણી સિક્કાઓ ઉપર અને રીમીનીના દેવાલયના વેરેનાના રાતા આરસપહાણ ઉપર તેની છબી જોવામાં આવે છે, તે જોતાં છે તેનું કપાળ સાંકડું અને ભરાવદાર ભમ્મરોથી આગળ ધસી આવતું જણાય છે; તેનું નાક પોપટના જેવું લાંબું હતું; બેસી

ગએલા ગાલ, તોફાની જુસ્સાદાર અને બીડાયલા હોઠ તેની પ્રકૃતિનો સહજ ખ્યાલ આપે છે. તેના મોઢાનો દેખાવ ભયંકર લાગે છે. આ મલાસ્ટેસાએ પોતાની એક પછી એક એમ ત્રણ પત્નિઓને મરાવી નંખાવી હતીઅને પોતાનાં છોકરાંઓ ઉપર પણ અત્યાચારો ગુજાર્યા હતા. તેના ચારિત્ર્યની બીજી બાજુ પણ હતી. તેને મકાનો બંધાવવાનો શોખ હતો. તેણે લીઓ આલ્બર્ટી પાસે રીમીની સેન્ટ ફ્રાન્સીસ્કોનું ભવ્ય દેવળ બંધાવ્યું છે. તે એવું તો સુંદર છે કે તેને ખ્રિસ્તી દેવાલય કરતાં પૂર્વ દેશોના દેહરાને વધારે મળતું આવે છે. તેણે આરસપહાણ ઉપર છેલ્લામાં છેલ્લી ઢબ પ્રમાણે કોતરકામ કરાવ્યું છે. અને તેમાં જાતજાતની ધાતુઓના રસ રેડાવ્યા છે અને મકાનના જુદાજુદા ભાગો ઉપર પોતાનું નામ અને રાજચિહ્નો કોતરાવ્યાં છે. તેની વિચિત્રતા એ છે કે આ ધાર્મિક દેવળ તેણે તેની રખાત ડીઓ ઇસોથાને અર્પણ કર્યું છે. પંદરમા સૈકામાં પ્રચલિત રિવાજ મુજબ, ગ્રીસમાંથી તત્વજ્ઞાની ગેમીસ્ટોસ ' લેથોનનો મૃતદેહ મંગાવી, આ દેવાલય પાસે એક ભવ્ય કબર બનાવી તેમાં તેને દટાવ્યો અને તેની ઉપર નીચે પ્રમાણે શબ્દો કોતરાવ્યા :—

"મોરીઆમાં તુર્ક લોકો સામે આગેવાની લેનાર અને સાહિત્ય-રસિક અને જ્ઞાની માણસો પ્રત્યે પ્રેમભાવ ધરાવનાર, પંડોલ્ફોનો પુત્ર, સીગીસ્મોન્ડો પંડોલ્ફો મલાસ્ટેસાએ માનની લાગણીથી પ્રેરાઇ વિદ્વાન શિરોમણી બેઝેન્ટાઇનના ગેમીસ્ટોસને અત્રે પેટીમાં લાવી સને ૧૪૬૬ માં દાટયો છે." સિગીસ્મોન્ડો જો કે ઘણો ચિડિયો અને તોફાની હતો તોપણ પુસ્તકો શાંતિપૂર્વક વાંચતો અને તત્વજ્ઞાન, કળા અને સાહિત્ય ઉપર જ્ઞાની માણસો સાથે ચર્ચાઓ કરતો અને તેમના ઉપદેશો ઘણી જ શાંતિથી સાંભળતો. આવો માણસ પણ તે વખતમાં લૂંટારા તરિકે તેની લુચ્ચાઇ, ઘાતકીપણું અને કરપીણ અત્યાચારો માટે જાણીતો થયો હતો.

આ પ્રમાણે તે વખતના ઇટાલીમાં થતા કરપીણ અત્યાચારોનું ચિત્ર આલેખ્યા પછી મોન્ટ્રેફેલ્ટ્રોના અમીર

ઉર્બીનોનો ઉમરાવ ફ્રેડરીક

ફ્રેડરીકના ચારિત્ર્યનું ટૂંક વર્ણન ઘણું આનંદદાયક થઇ પડશે. આ ઉમરાવને સને ૧૪૭૪માં પોપ સીકસટસ ચોથાએ ઉર્બીનોનો ઉમરાવ બનાવ્યો હતો. જાતે તે ઘણો ભલો અને દયાળુ હતો. તે સને ૧૪૨૨ માં જન્મ્યો અને ૧૪૮૨ માં મરણ પામ્યો હતો એટલે તેના જીવનચરિત્રનું અવલોકન કરતાં પંદરમા સૈકાનો ખ્યાલ આવી શકશે. એક તરફ એપીનાઇન પર્વતો અને એડ્રીઆટિક સમુદ્ર અને બીજી તરફ રીમીની અને આન્કોઝા વચ્ચે અંબ્રીયાને એક ખૂણે તેની જાગીર આવી હતી. તેની જાગીરનો વિસ્તાર ફક્ત ચાળીસ ચોરસ માઇલનો હતો, જેમાંનો ઘણો ભાગ ટેકરીઓ અને જંગલોથી ભરેલો હતો. આવી ગરીબ જાગીરનો ઉમરાવ છતાં તેની રાજધાની વિદ્વાનોનું કેન્દ્રસ્થાન થઇ પડી હતી. ઇટાલીના શૂરવીરો યુદ્ધકળા માટે તે વખતના જાણીતા સેનાપતિઓ પાસે શીખવા જતા પરંતુ રીતભાત શીખવા માટે તો તેઓ ઉર્બીનો જતા. તેના પુસ્તકાલયમાં ગ્રીસ અને ઇટાલીના બધા જાણીતા લેખકોનાં પુસ્તકોની નકલો, ધર્મ ઉપર લખાયલા લેખો અને વિવેચનો, ખ્રિસ્તી ધર્મ સંબંધી ઐતિહાસિક પુસ્તકો, ઇટાલીના કવિઓ, ઇતિહાસકારો, વિવેચકો વગેરેનાં પુસ્તકોની ગ્રંથમાળા, જાતજાતનાં વૈદ્યકીય પુસ્તકો, ગણિત અને ન્યાયશાસ્ત્રોને લગતાં પુસ્તકો, સંગીત, યુદ્ધકળા અને બીજી કળાઓ ઉપર નિબંધો, અને તે વખતે શોધાયલાં હિબ્રૂભાષામાં લખાયલાં પુસ્તકો હતાં. તેનો ધંધો લડાઇઓ લડવાનો હતો. તે લૂંટારું છતાં તેની પ્રમાણિકતા અને એકવચનીપણાને માટે મશહુર બન્યો હતો. તે સિપાઇઓ પ્રત્યે હમેશાં ઉદાર અને માયાળુ વર્તન ચલાવતો; દુશ્મનો પ્રત્યે હમેશાં દયાભાવ બતાવતો. આ જોતાં ફ્રેડ્રીક માત્ર સંસ્કારી રાજવંશી જ હતો એટલું જ નહિ પરન્તુ તે માયાળુ પતિ

અને સાચો મિત્ર પણ હતો. તે કદી પોતાનો મિજાજ ગુમાવતો નહિ અને તે વખતના દુરાચારી જમાનામાં તે ઉત્તમ પ્રકારનું નૈતિક જીવન ગાળતો. પ્રજા પ્રત્યે તેનું વર્તન આદર્શ રાજાને યોગ્ય હતું. ઉર્બીનાના શહેરીઓ જોડે તે છૂટથી વર્તતો અને ઉઘાડે માથે તેમને આવકાર આપતો. ગરીબ કારીગરોની, કામધંધા વગરના અને અપંગ ભિખારીઓની અને માબાપ વગરનાં બાળકોની તે ખબર લેતો અને તેમની જરૂરિયાતો પૂરી પાડતો; એટલું જ નહિ પણ મુશીબતમાં આવી પડેલા વેપારીઓને નાણાંની મદદ પણ કરતો.

ફ્રેડ્રીક ( ચાલુ )

ફ્રેડ્રીક, ઇંગ્લંડના હેન્રી સાતમાએ આપેલો ઑર્ડર ઑફ ગાર્ટર, લીઓપોલીટનનો ઑર્ડર ઑફ ઇરમાઇન અને પોપે આપેલું ગુલાબનું ફૂલ છાતીએ પહેરતો; માથે ટોપી પહેરતો અને કેડે તરવાર લટકાવતો. તેણે ત્રણ વડા ધર્મગુરુઓની, નેપલ્સના બે રાજાઓની અને મિલનના બે ઉમરાવોની સેવા બજાવી હતી.

ફ્લોરેન્સના પ્રજાસત્તાક રાજ્યે, ઇટાલીના રાજાઓએ, તથા સંઘના રાજ્યોએ તેને તેઓના લશ્કરનો સેનાપતિ બનાવ્યો હતો. બે સ્ફોર્ઝાઓ, પિસીનો અગર કાર્યગ્નોલા કરતાં જોકે તે ઓછી કીર્તિ અને યશ પામ્યો છે તોપણ એટલું તો કહેલું જ પડશે કે તેણે સરદારોની માફક મહાત્વાકાંક્ષાથી પ્રેરાઈ અત્યાચારો ગુજાર્યા નહોતા, તેમ તેના પરિણામે તેની દુર્દશા પણ થઇ નહોતી. મરણ વખતે પોતાના પુત્ર ગુઇડોબાલ્ડોને આબાદ જાગીર, સંસ્કારી રાજ્યમંડળ, જગજાહેર નામના અને ઇટાલીના સંઘનું નેતૃત્વ તે વારસામાં આપતો ગયો હતો. ગુઇડોબાલ્ડોને કાંઇ છોકરાં નહોતાં અને નાદુરસ્ત તબિયતને લઇને કેટલાંક વર્ષો બાદ તે મરણ પામ્યો. તેની પત્નિ ઇલિઝાબેથ ગોન્ઝાગા તે સમયમાં પ્રખ્યાત સ્ત્રી તરીકે જાણીતી હતી અને તેણીનું ચારિત્ર્ય આદર્શનીય અને જીવન સંતોષી હતું.

## પ્રકરણ ૪

### " નવચેતન યુગના ધર્મગુરુઓ "

ચૌદમા અને પંદરમા સૈકાના પૂર્વાર્ધમાં વડા ધર્મગુરૂઓની ધાર્મિક તેમજ રાજકીય સત્તા ફ્રાન્સમાં દેશપાર થયાથી અને જાતજાતના ધાર્મિક ઢોંગો ઉભા થવાથી ઘણી નબળી પડી ગઇ હતી, સને ૧૪૪૭ માં નીકોલસ પાંચમાની ચૂંટણીથી હવે નવાયુગની શરૂઆત થઇ, જેનો અંત સને ૧૫૨૭માં સાતમા કલેમન્ટના વખતમાં રોમ શહેરના નાશથી થયો. આ સમય દરમિયાન વડા ધર્મગુરુઓ પાદરીઓ તરિકે નહિ પરંતુ રાજાઓ માફક વર્તતા અને રોમની ધાર્મિક ગાદીનું હવે સામાન્ય રાજાની રાજધાનીની માફક પરિવર્તન થયું હતું. ધાર્મિક ઢોંગો અને વડા ધર્મગુરૂઓનું અંગત અનીતિમાન જીવન એ બે નજરે તરી આવે એવું હતું. હજી ધાર્મિક ગુરૂઓ નવચેતનના ઉદાર મત તરફ શંકાની નજરે જોતાં શીખ્યા હતા.

ધાર્મિક ગુરૂઓની પ્રતિષ્ઠાને લઇને તેમની સત્તાનો પ્રચાર થયો.

જે આપણે આપખુદ સત્તાધારીઓની બાબતમાં જોયું હતું તે જ આ સમય દરમિયાન વડા ધર્મ-ગુરુઓને લાગુ પડે છે. તેઓ વિદ્વાન હતા; કલાકૌશલ્યને તેઓ ઉત્તેજન આપતા; ભપકો તેમને પ્રિય હતો અને સંસ્કૃતિને પરિણામે તેઓ શિષ્ટાચાર શીખ્યા હતા પરંતુ વચ્ચેવચ્ચે તેમની જંગલી અને ઘાતકી મનો-

વૃત્તિ અને તેમના હલકા પ્રકારના મોજશોખનો અનુભવ થયો હતો. એક તરફ આપણે 'કોમોડસ' અને 'નેરો' બાબત સાંભળીએ છીએ અને બીજી તરફ 'સેન્ટ ડોમીનીકે' જે ધર્મોપદેશ કરેલો તેવા ધર્મોપદેશ કરવા માટે ઉત્સુકતા જોવામાં આવતી. ધર્મગુરૂઓનાં રાજ્યો તેમને ખોટી રીતે દાનમાં આપેલાં હતાં અને એ રાજ્યો પેઢી દર પેઢીથી ઊતરી આવેલાં હોઇ તે ધર્મગુરુઓનાં મનાતાં અને તે ઉપર તેઓની સત્તા હતી. પરંતુ આપખુદ સત્તાધારીઓ તેમની સામે થઇ તે રાજ્યો પડાવી લેવા પ્રયત્નો આદરી રહ્યા હતા. રોમમાં જુદી વાત હતી. ત્યાં દેખીતી રીતે પ્રજાકીય સત્તા હતી. વડા ધર્મગુરૂને રાજાના હક્કો ન હતા. પરંતુ ધન અને તેની આખી ખ્રિસ્તી દુનિયામાં તેનો જે મોભો હતો તેને લઇને જે પ્રતિષ્ઠા અને હકો પ્રાપ્ત થાય તે જ હતા. તે વખતે વડા ધર્મગુરૂઓની ગાદી ઇટાલીમાં હોય તો જ આબાદી એમ ઇટાલીમાં સૌ કોઇ માનતું. જ્યારે રોમ પોતે ખ્રિસ્તીધર્મનું પાટનગર હોવાને માટે મગરૂર હતું અને જો વડા ધર્મગુરૂની સત્તાને પોતાને કંઇ લાભ મળતો હોય તો પ્રજાકીય સ્વાતંત્ર્યનો ભોગ આપવાને તૈયાર રહેતો. એટલે વડા ધર્મગુરૂઓ માટે પોતાની જે અત્યાર સુધી સામાન્ય હતી તે માન્યતા કરાવી રોમમાં પોતાની આપખુદ સત્તા બેસાડી અને ધર્મગુરૂઓને મળેલાં રાજ્યો પોતાને હસ્તક લઇ તે ઉપર પોતાની સત્તા બેસાડવાનો હવે વખત આવ્યો હતો.

'નીકોલસ પાંચમો.'

સને ૧૪૪૭માં, સેન્ટ પીટર પછી, નીકોલસ પાંચમા તરીકે ગાદીએ આવેલા સાઝીનાનો રોમસે આ કામની શરૂઆત કરી. તેણે ફ્લોરેન્સમાં શિક્ષણ લીધેલું હોવાથી અને 'મેડીસી' કુટુંબમાં ઉછરેલો હોવાથી તેની રાજાઓ પ્રત્યે માનની લાગણી

# પ્રકરણ ૪

## " નવચેતન યુગના ધર્મગુરુઓ "

ચૌદમા અને પંદરમા સૈકાના પૂર્વાર્ધમાં વડા ધર્મગુરૂઓની ધાર્મિક તેમજ રાજકીય સત્તા ફ્રાન્સમાં દેશપાર થયાથી અને જાતજાતના ધાર્મિક ઢોંગો ઉભા થવાથી ઘણી નબળી પડી ગઇ હતી, સને ૧૪૪૭ માં નીકોલસ પાંચમાની ચૂંટણીથી હવે નવાયુગની શરૂઆત થઇ, જેનો અંત સને ૧૫૨૭માં સાતમા કલેમન્ટના વખતમાં રોમ શહેરના નાશથી થયો. આ સમય દરમિયાન વડા ધર્મગુરુઓ પાદરીઓ તરિકે નહિં પરંતુ રાજાઓ માફક વર્તતા અને રોમની ધાર્મિક ગાદીનું હવે સામાન્ય રાજાની રાજધાનીની માફક પરિવર્તન થયું હતું. ધાર્મિક ઢોંગો અને વડા ધર્મગુરૂઓનું અંગત અનીતિમાન જીવન એ બે નજરે તરી આવે એવું હતું. હજી ધાર્મિક ગુરૂઓ નવચેતનના ઉદ્દાર મત તરફ શંકાની નજરે જોતાં શીખ્યા હતા.

ધાર્મિક ગુરૂઓની પ્રતિષ્ઠાને લઇને તેમની સત્તાનો પ્રચાર થયો.

જે આપણે આપખુદ સત્તાધારીઓની બાબતમાં જોયું હતું તે જ આ સમય દરમિયાન વડા ધર્મ-ગુરુઓને લાગુ પડે છે. તેઓ વિદ્વાન હતા; કલાકૌશલ્યને તેઓ ઉત્તેજન આપતા; ભપકો તેમને પ્રિય હતો અને સંસ્કૃતિને પરિણામે તેઓ શિષ્ટાચાર શીખ્યા હતા પરંતુ વચ્ચેવચ્ચે તેમની જંગલી અને ઘાતકી મનો-

વૃત્તિ અને તેમના હલકા પ્રકારના મોજશોખનો અનુભવ થયો હતો. એક તરફ આપણે 'કોમોડસ' અને 'નેરો' બાબત સાંભળીએ છીએ અને બીજી તરફ 'સેન્ટ ડોમીનીકે' જે ધર્મોપદેશ કરેલો તેવા ધર્મોપદેશ કરવા માટે ઉત્સુકતા જોવામાં આવતી. ધર્મગુરૂઓનાં રાજ્યો તેમને ખોટી રીતે દાનમાં આપેલાં હતાં અને એ રાજ્યો પેઢી દર પેઢીથી ઊતરી આવેલાં હોઇ તે ધર્મગુરુઓનાં મનાતાં અને તે ઉપર તેઓની સત્તા હતી. પરંતુ આપખુદ સત્તાધારીઓ તેમની સામે થઇ તે રાજ્યો પડાવી લેવા પ્રયત્નો આદરી રહ્યા હતા. રોમમાં જુદી વાત હતી. ત્યાં દેખીતી રીતે પ્રજાકીય સત્તા હતી. વડા ધર્મગુરૂને રાજાના હક્કો ન હતા. પરંતુ ધન અને તેની આખી ખ્રિસ્તી દુનિયામાં તેનો જે મોભો હતો તેને લઇને જે પ્રતિષ્ઠા અને હકો પ્રાપ્ત થાય તે જ હતા. તે વખતે વડા ધર્મગુરૂઓની ગાદી ઇટાલીમાં હોય તો જ આબાદી એમ ઇટાલીમાં સૌ કોઇ માનતું. જ્યારે રોમ પોતે ખ્રિસ્તીધર્મનું પાટનગર હોવાને માટે મગરૂર હતું અને જો વડા ધર્મગુરૂની સત્તાને પોતાને કંઇ લાભ મળતો હોય તો પ્રજાકીય સ્વાતંત્ર્યનો ભોગ આપવાને તૈયાર રહેતો. એટલે વડા ધર્મગુરૂઓ માટે પોતાની જે અત્યાર સુધી સામાન્ય હતી તે માન્યતા કરાવી રોમમાં પોતાની આપખુદ સત્તા બેસાડી અને ધર્મગુરૂઓને મળેલાં રાજ્યો પોતાને હસ્તક લઇ તે ઉપર પોતાની સત્તા બેસાડવાનો હવે વખત આવ્યો હતો.

'નીકોલસ પાંચમો.'

સને ૧૪૪૭માં, સેન્ટ પીટર પછી, નીકોલસ પાંચમા તરીકે ગાદીએ આવેલા સાઝીનાનો રોમસે આ કામની શરૂઆત કરી. તેણે ફ્લોરેન્સમાં શિક્ષણ લીધેલું હોવાથી અને 'મેડીસી' કુટુંબમાં ઉછરેલો હોવાથી તેની રાજાઓ પ્રત્યે માનની લાગણી

# પ્રકરણ ૪

## " નવચેતન યુગના ધર્મગુરુઓ "

ચૌદમા અને પંદરમા સૈકાના પૂર્વાર્ધમાં વડા ધર્મગુરૂઓની ધાર્મિક તેમજ રાજકીય સત્તા ફ્રાન્સમાં દેશપાર થયાથી અને જાતજાતના ધાર્મિક ઢોંગો ઉભા થવાથી ઘણી નબળી પડી ગઇ હતી, સને ૧૪૪૭ માં નીકોલસ પાંચમાની ચૂંટણીથી હવે નવાયુગની શરૂઆત થઇ, જેનો અંત સને ૧૫૨૭માં સાતમા કલેમન્ટના વખતમાં રોમ શહેરના નાશથી થયો. આ સમય દરમિયાન વડા ધર્મગુરુઓ પાદરીઓ તરિકે નહિ પરંતુ રાજાઓ માફક વર્તતા અને રોમની ધાર્મિક ગાદીનું હવે સામાન્ય રાજાની રાજધાનીની માફક પરિવર્તન થયું હતું. ધાર્મિક ઢોંગો અને વડા ધર્મગુરૂઓનું અંગત અનીતિમાન જીવન એ બે નજરે તરી આવે એવું હતું. હજી ધાર્મિક ગુરૂઓ નવચેતનના ઉદાર મત તરફ શંકાની નજરે જોતાં શીખ્યા હતા.

ધાર્મિક ગુરૂઓની પ્રતિષ્ઠાને લઇને તેમની સત્તાનો પ્રચાર થયો.

જે આપણે આપખુદ સત્તાધારીઓની બાબતમાં જોયું હતું તે જ આ સમય દરમિયાન વડા ધર્મ-ગુરુઓને લાગુ પડે છે. તેઓ વિદ્વાન હતા; કલાકૌશલ્યને તેઓ ઉત્તેજન આપતા; ભપકો તેમને પ્રિય હતો અને સંસ્કૃતિને પરિણામે તેઓ શિષ્ટાચાર શીખ્યા હતા પરંતુ વચ્ચેવચ્ચે તેમની જંગલી અને ઘાતકી મનો-

વૃત્તિ અને તેમના હલકા પ્રકારના મોજશોખનો અનુભવ થયો હતો. એક તરફ આપણે 'કોમોડસ' અને 'નેરો' બાબત સાંભળીએ છીએ અને બીજી તરફ 'સેન્ટ ડોમીનીકે' જે ધર્મોપદેશ કરેલો તેવા ધર્મોપદેશ કરવા માટે ઉત્સુકતા જોવામાં આવતી. ધર્મગુરૂઓનાં રાજ્યો તેમને ખોટી રીતે દાનમાં આપેલાં હતાં અને એ રાજ્યો પેઢી દર પેઢીથી ઊતરી આવેલાં હોઇ તે ધર્મગુરુઓનાં મનાતાં અને તે ઉપર તેઓની સત્તા હતી. પરંતુ આપખુદ સત્તાધારીઓ તેમની સામે થઇ તે રાજ્યો પડાવી લેવા પ્રયત્નો આદરી રહ્યા હતા. રોમમાં જુદી વાત હતી. ત્યાં દેખીતી રીતે પ્રજાકીય સત્તા હતી. વડા ધર્મગુરૂને રાજાના હક્કો ન હતા. પરંતુ ધન અને તેની આખી ખ્રિસ્તી દુનિયામાં તેનો જે મોભો હતો તેને લઇને જે પ્રતિષ્ઠા અને હકો પ્રાપ્ત થાય તે જ હતા. તે વખતે વડા ધર્મગુરૂઓની ગાદી ઇટાલીમાં હોય તો જ આબાદી એમ ઇટાલીમાં સૌ કોઇ માનતું. જ્યારે રોમ પોતે ખ્રિસ્તીધર્મનું પાટનગર હોવાને માટે મગરૂર હતું અને જો વડા ધર્મગુરૂની સત્તાને પોતાને કંઇ લાભ મળતો હોય તો પ્રજાકીય સ્વાતંત્ર્યનો ભોગ આપવાને તૈયાર રહેતો. એટલે વડા ધર્મગુરૂઓ માટે પોતાની જે અત્યાર સુધી સામાન્ય હતી તે માન્યતા કરાવી રોમમાં પોતાની આપખુદ સત્તા બેસાડી અને ધર્મગુરૂઓને મળેલાં રાજ્યો પોતાને હસ્તક લઇ તે ઉપર પોતાની સત્તા બેસાડવાનો હવે વખત આવ્યો હતો.

'નીકોલસ પાંચમો.'

સને ૧૪૪૭માં, સેન્ટ પીટર પછી, નીકોલસ પાંચમા તરીકે ગાદીએ આવેલા સાઝીનાનો રોમસે આ કામની શરૂઆત કરી. તેણે ફ્લોરેન્સમાં શિક્ષણ લીધેલું હોવાથી અને 'મેડીસી' કુટુંબમાં ઉછરેલો હોવાથી તેની રાજાઓ પ્રત્યે માનની લાગણી

હતી. વળી આ સમય દરમિયાન પ્રજાકીય સત્તાને બદલે રાજાની સત્તાનો પ્રસાર ઇટાલીમાં બંધ થતો હતો. કેથોલીક ધર્મસંસ્થા જે કેટલાક ધર્મઢોંગોને લઇને ડોલી ગઇ હતી તે હવે સ્થીર થઇ અને હવે ધાર્મિક સત્તા સામે માથું ઉપાડનાર રહ્યુ નહિ એમ તેને લાગ્યું એટલેજ તેણે ધાર્મિક જાગીર એકત્ર કરવા તરફ લક્ષ દોર્યું. "સ્ટેફાનો પોર્કારી" નામે એક રોમન ઉમરાવે વડા ધર્મ-ગુરૂની ચૂંટણી વખતે પ્રજાને ઉશ્કેરી તેનો જાન લેવા અથવા તો તેને કેદ કરાવવાને માટે કાવતરું રચ્યું. આને માટે "પોર્કારી" અને તેના મળતીયાઓને સને ૧૪૫૩માં મારી નાખવામાં આવ્યા અને આ કાર્યથી વડા ધર્મગુરૂએ પોતાને રાજા તરીકે જાહેર કર્યો.

રોમમાં તેણે સુપ્રસિદ્ધ મકાનો બંધાવ્યાં.

સને ૧૪૫૦ના મહોત્સવને લઇને વડા ધર્મગુરુના ખજાનામાં જે અનર્ગળ દ્રવ્ય એકઠું થયું હતું તેનો ઉપયોગ તેણે રોમ શહેરને સુંદર બનાવવામાં અને વડા ધર્મગુરુના સ્થાનને મજબૂત બનાવવામાં કર્યો. હાડ્રીયનનો વાડો જેનો મધ્યકાલીન સમયમાં કીલ્લા તરીકે ઉપયોગ કરવામાં આવતો તેને સમરાવી મજબૂત કર્યો અને સેન્ટ એન્જેલોનો પૂલ અને લીઓનાઇન શહેર એ બેને જોડી તેની આસપાસ દીવાલો અને બીજું બાંધકામ એવું કર્યું કે જેથી રોમ શહેરની કુંચી વડા ધર્મગુરુના હાથમાં રહી. વડા ધર્મગુરુને માટે રહેવાનો મહેલ બાંધવાનું કામ શરૂ થયુ અને પોતાની હદમાં "સેન્ટ પીટરનાં નમૂનેદાર અને ભવ્ય દેવાલયનો પાયો નંખાયો. હીલ્ડબ્રાન્ડની માફક ધાર્મિક બાબતમાં પોતાની આપખુદ સત્તા બેસાડવાને નહિ પરંતુ રોમનું સર્વાધિપત્ય સ્થાપી વડા ધર્મગુરુઓને રાજાઓ તરીકે જાહેર કરી રોમ શહેરને સુંદર આકર્ષક બનાવી તેને આખા યુરોપની સંસ્કૃતિનું કેન્દ્રસ્થાન બનાવી ત્યાં પોતાની રાજધાની

સ્થાપવાની નિકોલસની મહત્વાકાંક્ષા હતી. મરણપથારી ઉપર તેણે જે વસિયતનામું તૈયાર કરાવ્યું તેમાં તેણે રોમને સુંદર અને આકર્ષક બનાવવાનું એ કારણ બતાવ્યું કે તેથી રોમ કે જે ખ્રિસ્તીધર્મનું કેન્દ્રસ્થાન છે, તે આખી દુનિયામાં સુંદરમાં સુંદર બને. તેણે વળી એવી પણ ઇચ્છા પ્રકટ કરી કે ધર્મગુરૂઓએ અંદર અંદર લડવું નહિ અને બહારથી કોઈ ચડાઈ લાવે તો એકત્ર થઈ પોતાનો બચાવ કરવો. નીકોલસનું આ વસિયતનામું હજી પણ ઇતિહાસમાં ઘણું મહત્વનું ગણાય છે. કારણકે મધ્યકાલીન સમયસાં જે નવચેતન યુગ પ્રગટ થયો એમાં ધર્મગુરૂઓની એવી માન્યતા થઇ કે જો ખ્રિસ્તીધર્મ ટકાવી રાખવો હોય તો રોમ કે જે તેનું કેન્દ્રસ્થાન છે તેને સુંદર અને પ્રભાવશાળી બનાવવું; એ વાત આ વસિયતનામાથી પૂરવાર થાય છે.

‘ત્રીજો કેલીકસટસ’

આલ્ફાન્ઝો બોર્જીઆ કે જેણે ત્રીજા કેલીકસટસ તરીકે ત્રણ વરસ રાજ્ય કર્યું હતું તેના વિષે કંઇ વિશેષ કહેવા જેવું નથી, તોપણ એટલું તો કહેવું જ પડશે કે તેણે પોતાના ભત્રીજા ‘રોડ્રીગો રેન્ઝુલી’ જે તેના કાકાના નામ ઉપરથી બોર્જીઆ તરીકે ઓળખાયો તેની ચડતીનો પાયો નાખ્યો. સને ૧૪૪૩માં “કોન્સટન્ટીનોપલ” પડવાથી અને તુર્ક લોકોના ધસી આવવાથી યુરોપને માટે જે મોટો ભય ઉભો થયો હતો તેથી નીકોલસના છેલ્લા દિવસો ચિંતામાં ગયા. પીયસ બીજાની બધીએ શકિતઓનો ઉપયોગ તુર્ક લોકો સામે યુરોપની બધી પ્રજાઓ એકત્ર કરવા તરફ થયો હતો.

પીયસ બીજો.

‘એનીઅસ’ સીલવીઅસ પીકોલોમીનીનું નામ નવચેતન યુગના ઈતિહાસમાં લેખક તરીકે, ભાષણકર્તા તરીકે, રાજકીય વ્યકિત તરીકે, મુસાફર તરીકે અને ઉમરાવ તરીકે ઘણું જાણીતું છે. વડા ધર્મગુરૂ તરીકે તેણે ખ્રિસ્તી પ્રજાઓની

ધાર્મિક લાગણી ઉશ્કેરી, તેમની સંસ્કૃતિ અને તેમના ધર્મના દુશ્મનો સામે મોકલવામાં જે નીષ્ફળ પ્રયત્ન કર્યો, તેમાં તેણે જે ઉત્સાહ બતાવ્યો તે ધ્યાન ખેંચે એવો છે. એક સામાન્ય મનુષ્ય અને ધર્મગુરૂ વચ્ચે જે તફાવત પીઅસની બાબતમાંથી જોઇ શકીએ છીએ તે ભાગ્યે જ બીજા કોઇના જોવામાં આવે. જે માણસ મોજીલો અને સ્વતંત્ર વિચારવાળો હતો તેને ધર્મગુરૂ થતાં ખ્રિસ્તીધર્મ ટકાવી રાખતો, અને આખાએ યુરોપનું ત્રણ સૈકાથી વીસરાઇ ગયેલા ભય તરફ ધ્યાન ખેંચતો જોતાં અજાયબી ઉત્પન્ન કરે છે. વડો ધર્મગુરૂ થયા પહેલાંના અને તે પછીના જીવનમાં થયેલા ફેરફાર પીયસના ધ્યાન બહાર નહોતા. પોતે એક ઠેકાણે પોતાની જુવાનીમાં કરેલા મોજશોખો માટે દિલગીરી બતાવેલી છે. જો કે પીયસ બીજો ખ્રિસ્તીધર્મને પોતાના જૂના આદર્શ તરફ ખેંચી જવામાં અથવા તો આધુનિક સંસ્કૃતિને માર્ગે દોરી જવામાં નિષ્ફળ નીવડયો હતો, તે છતાં એટલું તો કહેવું જ પડશે કે નવચેતન યુગના ધર્મગુરૂઓ પૈકી તે છેલ્લો જ ધર્મગુરૂ હતો કે જેને માટે માનની લાગણી ઉત્પન્ન થઇ શકે. હવે જે ધર્મગુરૂઓ આવ્યા તેઓ ધર્મગુરૂઓ તરિકેનાં કૃત્યો માટે નહીં પરંતુ પોતાના વ્યક્તિગત ચારિત્ર્ય માટે જાણીતા થયા છે. તેઓએ પોતાની કૌટુંબિક મહત્વાકાંક્ષા સાધવા માટે ખ્રિસ્તીધર્મને એબ લગાડી હતી. ઇટાલીમાં માંહોમાંહે તકરાર દાખલ કરી સત્તા બેસાડી હતી અને પરધર્મી તૂર્કો સાથે સંધી કરી યુરોપના ક્ષેત્રો ઉપર તેઓએ ક્રાઇસ્ટના પ્રતિસ્પર્ધી તરિકે ભાગ ભજવ્યો હતો.

પૉલ બીજો.

પૉલ બીજો જે પૂર્વાશ્રમમાં પીએટ્રો બાર્બો નામે ઓળખાતો તે વેનીસનો રહીશ હતો અને તેણે વ્યાપારી તરીકે પોતાની જિંદગીની શરૂઆત કરી હતી. તે પરદેશ જવા માટે વહાણમાં માલ ભરી જવાની તૈયારીમાં હતો ત્યાં તેને ખબર

મળ્યા કે તેના કાકાને ઈન્નોનીયસ ચોથાના નામથી વડો ધર્મગુરૂ બનાવવામાં આવ્યો હતો. તેણે એમ ધાર્યું કે જો પોતે રોમની ધાર્મિક સંસ્થામાં દાખલ થાય તો તેનો કાકો વડો ધર્મગુરૂ હોવાથી તે વ્યાપાર કરતાં વધારે પૈસા પ્રાપ્ત કરી શકશે. આથી તેણે વહાણ-માંથી પોતાનો માલ ખાલી કર્યો, પાદરી તરીકે દીક્ષા લીધી, અને અળતાલીસમા વર્ષે વડા ધર્મગુરૂની જગ્યાએ પહોંચ્યો. તે દેખાવે ઘણો સુંદર હોઇ તેની ઇચ્છા ફોર્માસસનું નામ ધારણ કરવાની હતી. પરંતુ વડા પાદરીઓએ તેવું અભિમાનદર્શક નામ ધારણ કરવા દીધું નહીં. તેથી તેણે સને ૧૪૬૪માં પૉલ નામ ધારણ કર્યું. તેને દેખાવ કરવાનો ઘણો શોખ હતો. ઝવેરાત ભેગું કરવામાં તેણે અઢળક દોલત ખર્ચી નાખી અને તેના મુગટમાં જે હીરામાણેક જડેલાં હતાં તેની એકલાની જ કિંમત બે લાખ સોનાના ફ્લોરી-નની હતી. ઇસ્ટરના અથવા સામાન્ય એવા બધાએ જાહેર પ્રસંગો વખતે તે જ્યારે સવારીમાં નીકળતો ત્યારે રોમના શહેરીઓને આંજી નાખવા માટે કીમતી ઝવેરાત ધારણ કરવામાં તેને ઘણો આનંદ પડતો. જે વડા પાદરીઓ ગરીબ હતા તેમને પૈસા આપી તેમના ઠાઠમાં વધારો કરાવતો. તે કળાઓનો ઉદાર પોષક હતો. સેન્ટ માર્કોનો મહેલ બાંધવા માટે તેણે દેશપરદેશમાંથી જાત-જાતના જાણીતા કારીગરોને આમંત્રણ આપ્યું. તે કારીગરો પૈકીનો એક મીનો ડાફ્રીઝીલ જે એક શિલ્પકાર હતો અને બીજો જીઓલીનો ડીસન જેલો લાકડાનાં કોતરકામ કરનાર હતો. આ મહેલ ગોથીક ઢબ કરતાં જુદી જ ઢબનો બંધાવેલો છે. ટીટસ અને સેપ્ટીમસ સેવરસની કમાનો તેણે પોતાના ખર્ચે સમરાવી. તે જ પ્રમાણે માર્કસ એયુરીલીયસનું બાવલું અને મોન્ટે કાવે-લોના ઘોડાઓ પણ દુરસ્ત કરાવ્યા. તે તે વખતની કળાને પોષણ આપતો અને જાણીતા કળાના નમૂનાઓની કિંમત સમજતો,

આથી તેણે તેને નવચેતન યુગના મેસીના તરીકે ઓળખવામાં આવે છે.

**પરંતુ તેણે વિદ્યાને ઉત્તેજન આપ્યું નહિ.**

તેની આવા પ્રકારની ધૂનોથી આચાર્યપદની મહત્વતા વધી નહિ કારણકે તે કીમતી કળાના નમૂનાઓ ભેગા કરવા માટે અઢળક દોલત ખરચી નાખતો અને તે સાથે તેને ધન એકઠું કરવાનો એટલો બધો શોખ હતો કે પાદરીઓના મરણથી જ્યારે જગ્યાઓ ખાલી પડતી ત્યારે તે ભરવાની પણ ના પાડતો અને તે માર્ગે તેને જે પૈસો મળતો તે પોતાના ઉપયોગમાં લેતો. તેનું આસપાસનું વાતાવરણ મોજીલું હતું અને પોતે વ્યભિચારમાં મગ્ન રહેતો. પરંતુ આથી કંઈ એના નામને એબ લાગે એવું ન હતું કારણકે રોમમાં તે વખતે એવી માન્યતા હતી કે વડા ધર્મગુરુનો મોભો ઇટાલીના આપખુદ સત્તાધારીઓના જેવો હોઇ તેને ગમે તેમ વર્તવાની છૂટ હતી. પરંતુ જ્યારે તેણે પ્લેટોના અનુયાયીઓને હેરાન કરવા માંડયા ત્યારે તે લોકોમાં અપ્રિય થયો કારણકે તે જમાનામાં વિદ્યા માટે ઘણું માન હતું. ફ્લોરેન્સ અને નીઓપોલીસમાં મહાવિદ્યાલયો હતાં તેની નકલ કરીને રોમેનોએ તત્વજ્ઞાનના વિષયો ઉપર ચર્ચા ચલાવવા માટે એક મંડળ સ્થાપ્યું હતું. વડા ધર્મગુરુને આ મંડળનું ધ્યેય રાજકીય કાવતરું ઉભું કરવાનો છે એવો શક આવ્યો. આ શક કંઈ બિનપાયાદાર ન હતો. નીકોલસ પાંચમા સામે પોર્કારીએ જે કાવતરું રચ્યું હતું તે હજી લોકો ભૂલી ગયા ન હતા, તેમ હજી પણ વડા ધર્મગુરુની સત્તા સ્થિર થઇ ન હતી. તેણે રોમના આ મહાવિદ્યાલયના મુખ્ય મુખ્ય આગેવાન સભ્યોને પકડીને કેદમાં પૂર્યા અને તેમના ઉપર સીતમ ગુજારી ઘણાને ઘાતકી રીતે મારી નાખ્યા. આમ

કર્યા છતાં પણ કાવતરું સાબિત થયું નહીં. આથી જે બાકી રહ્યા તેમના ઉપર ધર્મવિરૂદ્ધ કાર્ય કરવા માટે કામ ચલાવ્યું. પરંતુ આ તપાસમાં વડા ધર્મગુરુએ નીમેલા ન્યાયાધીશોની ખાત્રી થઈ કે તેઓએ ધર્મ વિરૂદ્ધ કાર્ય કર્યું ન હતું. આથી કાં તો તેમને છોડી દેવા અથવા તો લોકો એમ ન કહે કે વડા ધર્મગુરુએ વગરકારણે તેમને પકડયા હતા, માટે તેમને હમેશને માટે કેદમાં રાખવા એમ ન્યાયાધીશો માટે બે રસ્તા ખુલ્લા હતા. આ બે પૈકી બીજો રસ્તો પસંદ કરવામાં આવ્યો. વડા ધર્મગુરુઓનો ઇતિહાસકાર 'પ્લેટીના' કે જે બચાવ પક્ષ તરફના વકીલનો મદદનીશ હતો તેને પ્લેટોના અનુયાયી પૈકીનો હોવાથી પૉલે ઘણો રીબાવ્યો હતો.

'સીકસટસ ચોથો'

લોકો ધારતા હતા તે પ્રમાણે જુવાન હોવા છતાં પૉલ વધારે વખત જીવી શકયો નહિ. સને ૧૪૭૧માં રાત્રે એકલો બેઠો બેઠો તડબુચ ખાતો હતો તે વખતે ફેફસાના રોગથી એકાએક મરણ પામ્યો. તેના પછી ફ્રાન્સીસ્કો ડેલા રોવરે નામનો જે માણસ આવ્યો તે નીચા કુળનો હતો. અને તેનો જન્મ રીવીએરા કાંઠે આવેલા સાવોના ગામ આગળ થયો હતો. તેની ધૂન એવી હતી કે લોકો તેને ઉંચા કુળનો કહે. આથી તેણે ટુરીનના રોવરી કુટુંબના બે માણસોને મોટા પાદરીઓ બનાવી તેમની પાસે પોતાને તેઓના સગા તરીકે જાહેર કરાવ્યો. સીસ્ટાઇન ચેપલની છત ઉપર માઇકલ એન્જલોએ સેકસટસ અને તેના ભત્રીજા જુલીઅસનો વંશ બતાવવા માટે એક સોનેરી સાગનું ઝાડ ચિતર્યું છે. વડા પાદરીઓને પુષ્કળ લાંચો આપી પોતાની વડા ધર્મગુરુ તરીકેની ચૂંટણી કરાવી. ફ્રાન્સીસ્કો ડેલારોવરેએ સીકસટસ ચોથાનું નામ ધારણ કર્યું. તેણે પોતાના

અમલની શરૂઆત જૂઠાણાથી કરી. તેની પહેલાંનો પૉલ પૈસાનો ઘણો લોભી હોઇ તેણે પુષ્કળ ધન એકઠું કર્યું હતું, જેનો ઉપયોગ તે કરી શકયો હતો નહિ. સીકસટસે જાહેર કર્યું કે વડા ધર્મગુરૂની તિજોરીમાં ફક્ત પાંચ હજાર સિક્કા છે. આ વાતનું જૂઠાણું જ્યારે તેણે પોતાના ભત્રીજાઓને ગાદીએ આવ્યા પછી તરત જ અઢળક ધન આપ્યું ત્યારે પકડાયું. વડા ધર્મગુરૂના બે ભત્રીજાઓ માટે તરેહ તરેહની વાતો ચાલતી અને સીકસટસનું ખાનગી જીવન એવું તો ખરાબ હતું કે તે વાતો માનવાને ઘણાંને કારણ મળતું. અહીં આપણને તે વાતનો કંઇ સંબંધ નથી. પરંતુ તેના અમલ દરમિયાન ખાસ ધ્યાનમાં રાખવા જેવી વાત એ છે કે તે પહેલોજ વડો ધર્મગુરૂ હતો કે જેણે પોતાના કુટુંબને લાભ અપાવવા માટે ધાર્મીક સંસ્થાઓને લૂંટી હતી. સીકસટસે વડા ધર્મગુરૂ તરીકે પોતાની પ્રજાનાં શરીરોનો અને સંસ્થાની પવિત્ર વસ્તુઓનો દૂરુપયોગ કર્યો હતો. એટલું જ નહીં પરંતુ તેના વ્યભિચારના પરિણામે જે પ્રજા ઉત્પન્ન થઇ તેમને કુમાર્ગે આવેલું ધન આપતો. આ કંઇ ખ્રિસ્તી પ્રજાઓથી છાનું ન હતું. સીકટસની ઇચ્છા ફેરેરાને પોતાની બહેન થેલોન્હાના છોકરા જીરોલામો રીઆરીઓની જાગીરોમાં ભેળવી દેવાની હતી. તેના માનીતાઓને લાભ અપાવવા માટે તેણે આખાએ ઇટાલિમાં લડાઇઓ સળગાવી. સૈકાઓથી સ્થાપિત થયેલું અને લગ્ન અને બીજી રીતે ઇટાલીના મુખ્ય મુખ્ય કુટુંબો સાથે જોડાએલા આસ્ટેના કુટુંબ સિવાય તેની મહત્વાકાંક્ષાઓની આડે કોઇ આવી શકે એમ ન હતું. લોકોનું લોહી ચૂસવા માટે અને લડાઇઓ સળગાવવા માટે જાણીતા વડા ધર્મગુરૂએ આખાએ દ્વીપકલ્પમાં લડાઇઓ સળગાવવા માટે ઘણો આગળ પડતો ભાગ લેવા માંડયો. આ બાબતમાં તેને ઘણો જ રસ પડતો. તેણે

વેનીસ સાથે તહનામાં કર્યાં અને ભૂંસી નાખ્યાં. આપખુદ સત્તાધારીઓને ઉશ્કેર્યા અને દબાવ્યા. લોમ્બાર્ડીમાંથી સ્વીસ લડવૈયાઓ બોલાવ્યા અને કાઢી મૂકયા અને જ્યારે છેવટે પોતાના ભત્રીજા માટે લડાઇ કરતો થાકયો ત્યારે ઇટાલીના રાજ્યોએ બાગનોલોનું તહનામું કર્યું આથી તે ગુસ્સામાં ને ગુસ્સામાં સને ૧૮૮૪માં મરણ પામ્યો. પોતાના માનીતા ભત્રીજા માટે તેણે જે દેશમાં લડાઇઓ સળગાવી હતી તેમાં એકાએક શાંતિ પ્રસરવાથી તે ઘણો ખીજવાયો હતો અને તેથી જ તે ગુસ્સામાં ને ગુસ્સામાં મરણ પામ્યો.

"મેડીસી કુટુંબ સામે પાઝી કાવત્રું"

તે જમાનાના વડા ધર્મગુરૂઓનાં અનીતિમાન જીવનનું આબેહૂબ ચિત્ર આપણી નજર આગળ ખડું કરતા સીકટસના અત્યાચારો બાબત હજી ઘણું કહેવાનું છે. આ અત્યાચારો પછી ગુઇલીઆનો અને લોરેન્ઝો ડી મેડીસી સામે પાઝી કાવત્રું મુખ્ય હતું. સને ૧૪૭૭ માં મેડીસીએ ફ્લોરેન્સના મુખીપણામાંથી ધનવાન વેપારી પાઝી કુટુંબને હાંકી કાઢી તેને એવું તો હેરાન કર્યું કે ફ્રાન્સીસ્કો ડી પાઝીને છુપા વેશમાં નાસી છૂટી રોમમાં જઈ રહેવું પડયું. સીકસટસે મેડીસીની પેઢીને બદલે પાઝીને પોતાનો શરાફ બનાવ્યો. વખત જતાં તે ગીરોલામો ઇયારીયોનો અંગત મિત્ર બન્યો અને તેથી તેને વડાધર્મગુરૂના મંડળમાં સારો આવકાર મળ્યો. કેટલાંક રાજકીય કારણોને લીધે આ વખતે વડાધર્મગુરૂ સીકસટસ અને તેના ભત્રીજાને મેડીસી કુટુંબનો નાશ કરવાની જરૂર જણાઈ. કારણકે તે કુટુંબ ગીરોલામોની લોમ્બાર્ડીમાં બથામણિયા રાજનીતિની સામે પડતું હતું. ખાનગી દ્વેષને લઇને ફ્રાન્સિસ્કો ડી પાઝી તેમના મતને મળતો થયો અને તેમને તે દુષ્ટ કૃત્ય કરવાને

માટે ઉશ્કેર્યા. આ પ્રમાણે એક કાવત્રું રચ્યું જેમાં મેડીસીનો બીજો ખાનગી દુશ્મન, પીઝાનો વડો પાદરી સાલ્વીઆટી અને કાઉન્ટ ગીરોલામોનો અંગત મિત્ર ગીયામ બેટીસ્ટો મોન્ટેસેકો સામેલ થયા. કાવતરાંબાજોની પહેલી યોજના એવી હતી કે મેડીસી ભાઇઓને લલચાવીને રોમ લઇ આવવા અને તેઓ ત્યાં આવે એટલે એમને ઠાર કરવા. પરંતુ તે જુવાન ભાઇઓ ફ્લોરેન્સની બહાર ડગલું ભરે એવા મૂર્ખ ન હતા. આથી પાઝી અને સાલ્વીઆટી તેમને કોઇ ખાણા વખતે અથવા તો દેવળમાં મારી નાખવાના ઇરાદાથી ટસ્કની ગયા. બર્નાર્ડો બાન્ડીની જે ગલકટનો ધંધો કરતો હતો તેને અને ફ્રાન્સીસ્કો ડી પાઝીને ગુઇલીઓનાનું ખૂન કરવા માટે પસંદ કરવામાં આવ્યા. સને ૧૪૭૮ના એપ્રિલની ૨૬મી તારીખે આ કરપીણ કામ કરવાનું ઠરાવ્યું. આ કામને માટે જગ્યા તરીકે ડુઓમોને પસંદ કરવામાં આવ્યું. બંદગી વખતે ખૂન કરવાનું ઠરાવ્યું. બન્ને મેડીસી ભાઇઓ આવ્યા. ખૂનીઓ ગુઇલીઆનોને ભેટયા એટલે તેમને ખબર પડી કે તે પોતાનુ બખ્તર પહેરવાનું ભૂલી ગયા હતા એટલે કામ તો સહેલું થઇ પડયું. પરંતુ એક અણધારી મુશ્કેલી આવી પડી. મોન્ટેકોનો ધંધો લોકોનાં ગળાં રેંસવાનો હોવા છતાં લારેન્ઝોને પવિત્ર યજ્ઞકુંડ આગળ મારવા તેણે ના પાડી. આ રીતે છેલ્લી ઘડીએ ધાર્મિક વહેમને લઇને કાવત્રાંબાજો પૈકી એક તો આમ બેસી પડયો. આથી ત્યાંના બે પાદરીઓ કે જેમને આવો કંઇ વહેમ નહોતો તેમને ઉભા કર્યા. ઇતિહાસમાં લખ્યું છે કે બીજો માણસ કે જેને ઉભો કરવામાં આવ્યો તે પાદરી હોઇ તેને દેવળની પવિત્રતા માટે કોઇ બહુ ઉંચો ખ્યાલ નહોતો. આથી બાજી બગડી. તે પાદરીઓ જો કે વહેમી નહોતા તોપણ તેઓ માણસનું ખુન કરવામાં પ્રવીણ નહોતા. આથી તેઓ પોતાના શિકારને ઠાર કરી શકયા નહિં. બીજી તરફ ગુઇલીઆનોને તો

બર્નાડો ડી બાન્ડીની અને ડી ફ્રાન્સીસ્કોડી પામીએ તે યજ્ઞકુંડ આગળ આવ્યો કે તરત જ ઠાર કર્યો પરંતુ લારેન્ઝો સહેજસાજ ઇજા પામી નાસી છૂટયો. આથી આખું એ કાવત્રું બહાર પડી ગયું ફ્લોરેન્સમાં આ વાત ફેલાતાં લોકો વડા પાદરી (સાલ્વેટી જે જેકોમો) અને ફ્રાન્સીસ્કો ડી પામી અને બીજા મુખ્ય કાવત્રાંબાજો ઉપર ટુટી પડયા અને તેમને પકડી પ્લોઝી પબ્લીકોની બારીઓએ લટકાવી ફાંસીએ દીધા. પેલા બેઇમાની અને વિશ્વાસઘાતી પાદરીને ફાંસી દેવા બદલ સીકસટસ કે જે આ દ્રોહ, ઘાતકીપણું અને ખુનને માટે જવાબદાર હતો તેણે ફ્લોરેન્સનો બહિષ્કાર કરવાનું ઠરાવ્યું, અને વર્ષો સુધી તે પ્રજાસત્તાક રાજ્ય સામે જંગલી લડાઇ ચલાવી. સને ૧૪૮૧માં જ્યારે તૂર્ક લોકો ઓટ્રેન્ટો ઉપર ચડી આવ્યા અને સીકસટસને પોતાની સલામતી માટે ભય પેઠો ત્યારે જ જેઓની સામે કાવત્રું રચી હાથે કરી લડાઇ સળગાવી હતી તેઓની સાથે સલાહ કરવાનું તેને સૂઝયું.

સ્પેનમાં ધાર્મિક ઝનૂનને પરિણામે યાહુદી લોકોને દેશપાર કરવામાં આવ્યા.

સીકસટસના અમલ દરમિયાન બીજી એક બાબતની અત્રે ખાસ નોંધ લેવા જેવી છે. સને ૧૪૭૮ માં તેના આદેશથી સ્પેનમાં ધાર્મિક અદાલત સ્થાપવામાં આવી. આ અદાલતનો હેતુ યાહુદીઓ, મૂર લોકો અને અશ્રદ્ધાળુ ખ્રિસ્તી લોકોનો નાશ કરવાનો હતો. તે પછીનાં ચાર વર્ષ દરમિયાન ફકત કેસ્ટાઇલ પરગણામાં જ બે હજાર ગુનેગારોને બાળી મૂકવામાં આવ્યા. સેવાઈલ પરગણામાં તો કવેસાડેરો અથવા બાળવાની જગ્યા મુકરર કરવામાં આવી કે જ્યાં ગુનેગારો બાળી મુકવામાં આવતા. અહીં એક વરસમાં ૨૮૦ પરધર્મીઓને જીવતા બાળી મૂકવામાં આવ્યા અને ૮૦ જણાને કાયમને માટે કેદખાનામાં નાખ્યા. આ સિવાય

૧૭૦૦૦ જણાઓને નાની મોટી બીજી શિક્ષાઓ કરવામાં આવી. પરિણામ એ આવ્યું કે ફક્ત અન્ડાલુશીઆમાં જ ૫૦૦૦ ઘરો ઉજ્જડ થયાં અને લોકો ત્યાંથી નાસી છૂટયા. સને ૧૪૯૨માં વળી યાહુદીઓ સામેનો બીજો જાણવાજોગ ફતવો નીકળ્યો. આ ફતવા મુજબ ચાર મહિનામાં આખીએ યાહુદી પ્રજાને સ્પેનમાંથી નીકળી જવાનું ફરમાવવામાં આવ્યું. આ ફરજીયાત દેશપાર થએલાઓ પાસે સોના કે રૂપાની રજ સરખી પણ રહેવા દીધી નહિ. ગરીબ બિચારી યાહુદી પ્રજાએ આ સીતમમાંથી બચવાને માટે પૈસાની ઘણીએ લાંચ આપી પરંતુ કંઇ જ વળ્યું નહિ. પોપે માડા ફર્ડી-નાન્ડ અને તેની રાણી સામે આવી ઇસુખ્રિસ્તનો 'ક્રૉસ' સામે ધરી બોલ્યો કે જુડાઝે ઇસુખ્રિસ્તને ફક્ત ત્રીસ રૂપીયા માટે વેચ્યા હતા. પરિણામે યાહુદી લોકોને જબરજસ્તીથી દેશપાર કરવા માંડ્યા. આઠ લાખ યાહુદીઓએ સ્પેને છોડ્યું; કેટલાક આફ્રિકા ગયા. જ્યાં અરબ લોકોએ તેમને પકડી પકડીને તેમનાં શરીર ચીરી સંતાડેલા જવાહીર કે સોનાની શોધખોળ કરવા માંડી અને તેમની સ્ત્રીઓની લાજ લૂંટી. કેટલાક પોર્ટુગાલ ગયા, જ્યાં તેમને ભારે કર ભરવાની શરતે રહેવા દીધા. અહીં પણ તેમના છોકરાઓ અને છોકરીઓને ખ્રિસ્તીધર્મમાં વટલાવવાને માટે ઉપાડી જવામાં આવતા. કેટલાક ગુલામો તરીકે વેચાયા અને કેટલાકને પોતાનાં છોકરાંઓ ઉપર ગુજારાતો જુલમ જોવો પડયો. કેટલાકે દુઃખ સહન ન થવાથી આત્મઘાત કર્યો, આખો ભૂમધ્ય સમુદ્ર આ ભૂખે મરતા અને રોગથી પીડાતા દેશપાર થએલા યાહુદીઓનાં વહાણોથી ભરાઇ ગયો; કેટલાક જીનોઆના બારામાં પેઠા તો ત્યાં તેમને શહેરમાં પેસવાની મનાઇ કરવામાં આવી. આથી ઇટાલીના કિનારા ઉપરના શહેરોમાં પ્લેગનો ફેલાવો થયો. એકલા નેપલ્સમાં જ વીસ હજાર માણસો આ રોગનો ભોગ થઇ પડ્યા. કિનારે

કિનારે ભટકતાં આ ધાર્મિક ઝનૂન અને લોભનો ભોગ થઇ પડેલા અસહાય યાહુદીઓ ઉપર જ્યાં ને ત્યાં અત્યાચાર થતો અને કોઇ ઠેકાણે તેમને આશ્રય મળતો નહિ. આથી વખત જતાં તેમની સંખ્યામાં ઘટાડો થતો ગયો.

તેની ધાર્મિક વિચિત્રતાઓ.

સીકસટસમાં વિચિત્રતાઓ ઘણી હતી. તે પોતાના મહેલમાં પડ્યો પડ્યો વ્યભિચારમાં સમય ગાળતો, તેણે દેવળને પોતાનું નામ આપી તેને જાતજાતના કળાકૌશલ્યના નમૂનાઓથી શણગાર્યું; પોતાના માનીતાઓના લાભને માટે આખાએ ઈટાલીમાં લડાઇઓ સળગાવી, પાદરીઓની જગ્યાઓ તે પૈસા લઇ આપતો. ગરીબ લોકો પાસેથી પણ જોરજુલમ કરી પૈસા કઢાવતો. પોતાના દુશ્મનોને મારી નાખવાને માટે કાવતરાં રચતો. સ્વીટઝરલૅન્ડના અર્ધ જંગલી પર્વતવાસીઓને મીલન ઉપર છોડી મૂકતો; અને તુર્કોની સામે વેનીસને મદદ આપવાની ચોખ્ખી ના પાડતો. આમ છતાં તે ઇશ્વરને પસંદ કરવા માટે મૂર લોકોને હેરાન કરી લાખો ગરીબ યાહુદીઓને ઘરબાર વગરના કરી શ્રદ્ધા વગરના અને લોભી ફર્ડીનાન્ડને કેથોલીકનો (ચુસ્ત) ઇલકાબ આપી, બીજાનાં લોહી રેડી પોતાનાં પાપ ધોવાની પેરવી કરી, પોતાના દુર્ગુણોને ભૂલી જવા માટે સેવાઇલના દારૂમાં ચકચુર રહી અને ધાર્મિક ન્યાયાધિશી સ્થાપીને પોતાની ડગમગી ગયેલી પ્રતિષ્ઠા રાખવા પ્રયત્ન કરી તેણે ધર્મને નામે ઘણા અત્યાચારો કર્યા.

ઇનોસન્ટ આઠમો

સીકસટસ ચોથા પછી ઇનોસન્ટ આઠમો આવ્યો. તેનું પૂર્વાશ્રમનું નામ ગીઆમ બટીસ્ટાસીઓ હતું. ધર્મસભા સીકસટસના અનુભવથી એટલી બધી તો ભયભીત થઇ ગઇ હતી કે જો બીજો ધર્મગુરૂએના જેવો જ નીકળે તો ખ્રિસ્તીધર્મનો નાશ

વહેલો થાય એમ તેઓ માનવા લાગ્યા. આથી તેમણે નવા ધર્મગુરૂ પાસે કેટલાક સોગનો લેવડાવ્યા. સીલોએ ઇસુ ખ્રિસ્તના, દરેક મહાત્માના અને બીજી રીતે સોગનો ખાઈ વચન આપ્યું કે તે પાદરીઓની નિમણૂંકોમાં અમુક ક્રમ સાચવશે અને જે ચૂંટણીઓ થાય તેમાં પ્રમાણિકતા જાળવશે. વડા પાદરીની ઉમ્મર ત્રીસ વર્ષ કરતાં ઓછી હોવી ન જોઇએ. વડા ધર્મગુરૂઓના લોહીમાંથી એક કરતાં વધારે વડો પાદરી થઇ શકે નહિ. અને તે પણ જો તેણે ધાર્મિક શાસ્ત્રો અને કાયદાઓનો અભ્યાસ કરી ઉપાધિ ન મેળવી હોય તો તેની નિમણુંક કરી શકાય નહિ. પરંતુ તેણે એક વખત પોતાને માથે મુગટ મૂકયો કે પછી આ બધાએ સોગનો ઉપર પાણી ફેરવ્યું અને જાહેર કર્યું કે આવાં બંધનો સેન્ટ પીટરના હક્કો અને સ્વતન્ત્રતાને બંધનકારક હોઇ તે માન્ય રાખી શકાય નહિ. સામાન્ય મનુષ્ય તરીકે આપેલાં વચનો વડા ધર્મગુરૂ તરીકે તોડી શકાય એમ તે કહેતો.

‘ તેનું ચારિત્ર્ય ’

ઇનોસન્ટના અમલની બાબતમાં બહુ કહેવાનું નથી. પોતાનાં સાત છોકરાંને જાહેર રીતે કબૂલ કરનારો આ પહેલો જ વડો ધર્મગુરૂ હતો; અને તેમને પોતાના છોકરાઓ અને છોકરીઓ તરીકે ઓળખાવતો. તે લોભી, લુચ્ચો અને આળસુ હોઇ તેના વખતમાં તેના નીચ માનીતાઓનું રાજ ચાલતું. આથી તેનો અમલ અકારો થઇ પડયો હતો. ઇનોસન્ટ અને સેકસ્ટસમાં ફેર એટલો જ હતો કે સેકસટસના ભવાડાઓ જગજાહેર અને લાંબા કાળ સુધી સાંભરે એવા હતા જ્યારે ઇનોસન્ટનાં દુરાચારી કૃત્યો બહુ ફેલાવો પામ્યાં ન હતાં. અપ્રમાણિકતામાં તો તે સીકસટસ કરતાં એક પગલું આગળ વધ્યો હતો. તેણે રોમમાં માફીઓ (Pardon) વેચવા માટે એક બૅન્ક કાઢી હતી, ત્યાં દરેક જાતનાં પાપો માટે જુદી

જુદી કિંમતો ઠરાવી હતી જે દુરાચારીઓ પોતાની અનુકૂળતાએ આપી શકતા. આમાંથી આવતી આવકમાંથી ફક્ત દોઢસો ડયુકેટસ વડાધર્મગુરુની તિજોરીમાં જતા. બાકીના બીજા વડાધર્મગુરુના પુત્ર ફ્રાન્સીસ ચેસ્ટોને ભાગે પડતા. આન્ગુઇલારાનું પરગણું ખરીદ કરી જે છોકરાને તેનો સત્તાધિશ બનાવ્યો હતો તે બળવાન કે મહત્વાકાંક્ષી નહોતો. ફક્ત તે પૈસા મેળવી અને ઉડાવી જાણતો. તે ઠીંગણો અને પ્રકૃતિમાં શાંત હતો. આમ છતાં યુરોપના એક અગત્યના કુટુંબનું નસીબ તેના ઉપર આધાર રાખતું હતું. કારણકે તેના બાપે તેને સને ૧૪૮૭માં લોરેન્ઝો ડી મેડીચીની છોકરી મડલેના જોડે પરણાવ્યો હતો. આથી ગીઓવાની ડી મેડીસીને ફક્ત તેરમા વર્ષની નાની વયે, વડા પાદરીની જગ્યા મળી, અને પરીણામે મેડીસી કુટુંબનો રોમમાં પગપેસારો થયો. થોડા વર્ષમાં તો મેડીસી કુટુંબમાંથી બે માણસો વડાધર્મગુરુની જગ્યાએ આવી શકયા, અને તેમની લાગવગથી તેમણે ફ્લોરેન્સની ધૂંસરી મજબૂત કરી.

દેશ ઉપર તેની ખરાબ અસર થઇ.

ઇનોસન્ટ અને ફ્રાન્સેસ ચેટોઅના ચોરી અને ખૂનના કાવતરાંઓથી કેમ્પેગનું પરગણું લૂંટારુંઓ અને ગલકટોથી ઉભરાઇ ગયું. વટેમાર્ગુઓ જાત્રાળુઓ અને દેશદેશના એલચીઓ પણ રોમ આવવાને રસ્તે લૂંટાતા અને તેમનાં ખૂન પણ થતાં, એટલું જ નહિ પરંતુ ખુદ રોમ શહેરમાં બસો કરતાં વધારે લોકોને, આ વડા ધર્મગુરુની જિંદગીના છેલ્લા છ મહિના દરમિયાન જાહેર રીતે મારી નાંખવામાં આવ્યા હતા. ધીમેધીમે તે મૃત્યુ નજીક આવી લાગ્યો હતો અને તેનો પુત્ર ફ્રાન્સેસ ચેટો તેની દોલત કેમ ઉઠાવી જવી તેની યોજનાઓ ઘડતો હતો. જ્યારે વડો ધર્મગુરુ જીવન અને મરણ

વચ્ચે તરફડિયાં ખાતો હતો તે વખતે એક યાહુદી દાક્તરે કહ્યું કે તેની નસોમાં જો કોઇ પુરૂષનું લોહી રેડવામાં આવે તો તે ફરીથી જુવાન થઇ શકે; આથી ત્રણ જુવાન આશાભર્યા છોકરાઓનો ભોગ લેવામાં આવ્યો.

બીજા વડા ધર્મગુરુની ચૂંટણી માટે કાવાદાવા.

આ દરમિયાન વડા પાદરીઓ કાંઇ આળસુ થઇ બેસી રહ્યા નહોતા. ઇનોસન્ટના લાંબા અને અકારા થઇ પડેલા અમલ દરમિયાન તેઓએ પોતાની લાગવગ વધારવા પ્રયત્નો કર્યા હતા. તે વખતની એક પ્રથાને લઇને ઇટાલીમાં મોટાં કુટુંબોની પૈસાદારમાં પૈસાદાર ઉમેદવારની ચૂંટણીમાં ઘણી લાગવગ ચાલતી. ઓસ્ડેનીઓ સ્પોઝીની માફક સોનેરી હંસને ઇંડા મૂકયા પછી મારી નાખવાની રીતનો સૌ કોઇ ઉપયોગ કરતું, એટલે કે ઇનોસન્ટ અને એલેકઝાન્ડર પાસેથી ભારે લાંચો લેવાતી અને ઉમેદવારની ચુંટણીનો દિવસ લંબાતો. વડા ધર્મગુરૂ કેલીકસ્ટસ ત્રીજાની ભત્રીજી ઇસાબેલા બોર્જીઆનો છોકરો રોડ્રીગો બોર્જીઆ એ બે સિવાય બધાએ વડા પાદરીઓ સીકસટસ અથવા ઇનોસન્ટના દબાએલા હતા. તેઓ પૈસા આપીને વડા પાદરીઓ બનેલા હોઇ તેઓ પોતાનો મત જે વધારેમાં વધારે પૈસા આપે તેને આપવા બહાર પડયા. બોર્જીઆ સૌથી વધારે પૈસાદાર જોરાવર અને વ્યવહારૂ હતો. તેણે દરેક મતની શું કિંમત આપવી પડશે તે ગણી કાઢ્યું અને તે પ્રમાણે તેણે પોતાની યોજના ઘડી. તેણે ધાર્યું કે મીલાનના ઉમરાવનો વડો પાદરી આસ્કાનીઓ સ્ફોર્ઝી નાયબ સદર દીવાનની ફાયદાકારક જગ્યાથી સંતોષ માનશે; વડો પાદરી ઓર્સીનો રોમ ખાતેનો બોર્જીઆનો મહેલ અને મોન્ટીસેલો અને સેવીઆનાના કિલ્લાઓથી ધરાશે; વડો પાદરી કોલોનોની સુબીઆકોનું દેવળ

અને તેના કિલ્લાઓ આપવાથી સંતોષાશે; વડા પાદરી સેન્ટ એન્જેલોને સગવડ ભરેલી પોર્ટોના પાદરીની જગ્યા અને ઊંચા પ્રકારના દારૂથી ભરેલો તેનો મહેલ આનંદદાયક થઇ પડશેઃ વડો પાદરી પાર્મા નેવી લેશે; જીનેવાનો વડો પાદરી વીઆલાટામાં આવેલા સેન્ટ મેરીઆના દેવળથી મહાત થશે. આ સિવાય જેઓની લાગવગ થોડી હતી તેઓને ફક્ત નાણાં આપી સમજાવી કાઢયા. ફક્ત ઝનુની ગીયુલીઆનો ડેલા રોવેરે મકકમ રહ્યો. બોર્જીઆનો તે હરીફ થઇ પડયો. પરંતુ રોડ્રીગો બોર્જીઆએ ધર્મસભાના ઘણા ખરા સભ્યોને લાંચ આપી વશ કરેલા હોઇ તેણે બીજા પાંચ બાકી રહેલા પાદરીઓની દરકાર કરી નહિ અને ૧૪૯૨માં જગજાહેર થએલું એલેકઝાન્ડર છઠ્ઠાનું નામ ધારણ કર્યું.

એલેકઝાંડર છઠ્ઠો

રોમની પ્રજાને રૉડ્રીગો બોર્જીઆ સર્વગુણસંપન્ન લાગ્યો. તે ખૂબસૂરત હતો; તેની ચાલવાની ઢબ આકર્ષક હતી, તેનો દેખાવ જોનાર ઉપર છાપ પાડે એવો હતો અને બોલવે મીઠો હતો. સુપ્રસિદ્ધ વક્તા તરીકે, ઉત્સાહી પ્રણયી તરીકે અને લોકપ્રિય નેતા તરીકે તે ઘણો જાણીતો થયો. તેનામાં ચુસ્ત ધર્માધ્યક્ષને ન શોભે એવા ગુણો હતા. પરંતુ નવચેતન યુગના આરંભમાં વિચારોમાં ઘણું પરિવર્તન થવા પામ્યું હતું. જ્યારે તે બંદગીને સ્થળે સવારીમાં નીકળતો ત્યારે લોકો માંહેમાંહે તેને વખાણતા. ઇટાલીઅનોનો મોટો ભાગ બોર્જીઆને ધર્માધ્યક્ષ થયેલો જોઇ દીલગીર થયેલા હતા એમ માનવાને કંઇ કારણ નથી. વડા પાદરી તરીકે તેણે પોતાની શક્તિનો ખ્યાલ લોકોને આપ્યો હતો પરંતુ તેમાં તેમને લુચ્ચાઇ કે ઘાતકીપણાની ગંધ નહોતી આવતી; તેમ તેનું નૈતિક વર્તન તેના સાથીદારો કરતાં કંઇ વધારે ખરાબ ન હતું. તે કેટલાંક છોકરાંનો બાપ પણ બન્યો

હતો. આમાં નવાઇ પામરા જેવું કંઇ નથી કારણકે તેના પહેલાં થઇ ગએલા ધર્માધ્યક્ષ ઇનોસન્ટ અને તેના પછી આવેલા ગુલીઆનો ડેલા રોવેરે એ બન્નેને પણ છોકરાં હતાં. તે જમાનામાં આવી બાબતને કંઇ મોટું મહત્વ અપાતું નહિ કારણ કે ખ્રિસ્તીધર્મનો ધર્માધ્યક્ષ, ધર્માધ્યક્ષ કરતાં રાજા તરીકે વધારે જાણીતો હતો. ફેર માત્ર એટલો જ કે રાજાઓ જ્યારે વંશપરંપરાથી ઊતરી આવતા ત્યારે ધર્માધ્યક્ષોને ચૂંટી કાઢવામાં આવતા. આમ છતાં ધર્માધ્યક્ષને વધારે સત્તા એ હતી કે તેઓ ધર્મને નામે મોટા મોટા રાજાઓને પણ બીક બતાવી શકતા અને તેઓની પાસે ખુશામત પણ કરાવતા.

એલેકઝાન્ડર છઠ્ઠો તેની પહેલાં થઇ ગએલા ધર્માધ્યક્ષો કરતાં વધારે પ્રબળ અને દૃઢ હતો. ગુઇ શીઆર્ડીની કહે છે કે તેનામાં લુચ્ચાઇ સાથે ડહાપણ હતું; તે ઊંડી સમજશક્તિવાળો હતો એટલું જ નહિ પણ સાથેસાથે લોકોને સમજાવવાની અજબ શક્તિ પણ ધરાવતો હતો; અને જિંદગીના વીકટ પ્રસંગોમાં પણ માનવામાં ન આવે એવો શ્રમ અને એની સમજશકિતનો ખ્યાલ લોકોને કરાવતો. રોમને વ્યવસ્થિત કરવાનું કામ તેણે પહેલું હાથમાં લીધું. કોલોના અને ચોર્શીની કુટુંબો વચ્ચેની જે તકરારો જૂના વખતની ચાલી આવેલી તેને સીકસટસે દાબી લીધેલી અને ઇનોસન્ટના નબળા અમલ દરમિયાન ફરીથી તેનાં ફણગા ફૂટેલા તે તકરારો એલેકઝાન્ડરે પોતાના અમલ દરમિયાન હમેશને માટે નાબુદ કરી. આ રીતે મેશીઆવેલી કહે છે તેમ ધર્માધ્યક્ષની રાજા તરીકેની સત્તાનાં મૂળ બરોબર રીતે રોપ્યાં. **તેની રાજનીતિને આડે** આવતા ધાર્મિક અને નૈતિક વાંધાને તે દાબી દેતો. આ નીતિના મુખ્યત્વે કરીને બે જ હેતુ હતા; એક તો પોતાના કુટુંબને રાજદ્વારી

ક્ષેત્રમાં આગળ ધપાવવાનો હતો, અને બીજો ધર્માધ્યક્ષની રાજા તરીકેની સત્તાનું સંગઠન કરવાનો હતો. પરંતુ વર્તનમાં તેના આ મુદ્દા કોઈ સમજી શકતું નહિ. તેનો ડોળ ચુસ્ત ધર્માધ્યક્ષનો હતો. ધર્મનો ફેલાવો કરવા માટે સ્પેનને નવી જડી આવેલી દુનિયાનો ભોગવટો કરવાનો હક આપ્યો આમ છતાં પોતાની નેમ પૂરી પાડવા માટે તેને પોતાની બધીએ શકિતઓ એકત્ર કરવાની અને કેટલીક વાર કાળાં કૃત્યો કરવાની ફરજ પડતી હતી.

'શાહજાદો ડી જેમ'

પહેલાંના ધર્માધ્યક્ષો તુર્ક સામે ધાર્મિક યુદ્ધો કરવા યુરોપના રાજાઓને ચડાવતા; પરંતુ એલેકઝાન્ડર ઘણીએ વાર તુર્ક શહેનશાહ બાજાઝેટને યુરોપમાં આવવાનું આમન્ત્રણ આપતો અને તેની મદદ લઈને પોતાનાં છોકરાંઓના લાભની વચ્ચે આવતા રાજાઓને મહાત કરતો. ધર્માધ્યક્ષ અને સુલતાન વચ્ચે જે મિત્રાચારીનો સંબંધ બંધાયો હતો તેનું એક કારણ એ હતું કે બાજાઝેટનો ભાઇ અને કોન્સટન્ટીનેપલના વીજેતાનો પુત્ર શાહજાદો ડી જેમ ખ્રીસ્તી રાજાઓને શરણે નાસી આપેલો હોઇ તેને (શાહજાદાને) ધર્માધ્યક્ષે નજરકેદમાં રાખવાનું માથે લીધું હતું. આના બદલામાં તેને મહેનતાણા તરીકે સુલતાન વરસે દહાડે ચાળીશ હજાર ડયુકેટની ખંડણી ભરતો. ઇનોસન્ટ આઠમાએ સને ૧૪૮૯માં આ ફાયદાકારક મહેમાનને જાળમાં ફસાવ્યો હતો. સુલતાને ઉપકારની લાગણીથી પ્રેરાઇ તેને લોન્ગીનસનો ભાલો ભેટ મોકલ્યો હતો. ઇનોસન્ટ કે જેણે સેન્ટપીટરના દેવળમાં આની નીશાની તરીકે એક બેઠક બંધાવી હતી તેણે તેની પાસે જ પોતાની કબર ચણાવવાની ઇચ્છા બતાવી હતી. પોલા જુઓલોએ તેનું કાંસાનું જે બાવલું બનાવ્યું છે તેના હાથમાં આ નાસ્તિક તુર્ક તરફથી ખ્રિસ્તી ધર્મના ધર્માધ્યક્ષને મળેલી લોહીથી ખર-

ડાએલી ભેટ આપેલી જોવામાં આવે છે. દરમિયાન ડી જેમ રોમમાં રહ્યો ત્યાંસુધી ધર્માધ્યક્ષના મહેલમાં ખ્રિસ્તી મંડળની માફક પોતાનું મુસ્લીમ મંડળ પણ ઊભું કર્યું હતું. એલેકઝાન્ડર અને શહેનશાહ બાજાગેટ વચ્ચે જે સંદેશાઓ ચાલેલા તેમાં એક બીજા વચ્ચે કેવો ગાઢો સંબંધ હતો તે જણાઇ આવે છે. તુર્ક સુલતાન નામદાર ધર્માધ્યક્ષને નિર્ભાગી ડી જેમનો અંત લાવવા વીનવતો અને તેના બદલામાં ત્રણ લાખ ડયુકેટની અને ધાર્મિક લડાઇઓમાં જેને માટે સીપાઇઓ પોતાના પ્રાણ પાથરવા પણ તૈયાર થતા એવો ક્રાઇસ્ટે પહેરેલો ઝભ્ભો ભેટ ધરવાની લાલચો બતાવેલી. ઠરાવ પ્રમાણે પૈસા અને ક્રાઇસ્ટનો ઝભ્ભો ઇટાલીમાં આવી પણ પહોંચ્યાં. પરંતુ વચ્ચેથી જ ગુઇલીઆના ડેલા રેવેરેના અનુયાયીએ પડાવી લીધાં. એલેકઝાન્ડર સુલતાન સાથે કરેલા કોલકરારો અમલમાં મૂકી ડી જેમનું ખૂન કરાવે તે પહેલાં તેને ફ્રેન્ચ રાજાને હસ્તક કરવાની ફરજ પડી. આથી કંઇ કમનસીબ શાહજાદો ડી જેમ બચી શકયો નહિ. તે રોમથી નીકળીને નેપલ્સ ખાતે પડેલી ચાર્લ્સની છાવણીમાં પહોંચે તે પહેલાં તો તે બિચારો મરણને શરણ પહોંચ્યો. એલેકઝાન્ડરના બધાએ ગુનાઓ માફ થઇ શકે પરંતુ તુર્ક લોકો સાથેના આ વ્યવહારને માટે તે કોઇ પણ રીતે પોતાનો બચાવ કરી શકે એમ નથી. જે વખતે ધર્માધ્યક્ષ તરીકેની તેની ફરજ યુરોપના રાજાઓની પડખે રહી સુલતાનની સામે થવાની હતી તે વખતે તેણે ખ્રિસ્તી ધર્મના ધર્માધ્યક્ષ તરીકેની પવિત્ર ફરજો અદા ન કરતાં ખ્રિસ્તી પ્રજાનો જ દ્રોહ કર્યો એ કાંઇ જેવો તેવો ગુનો ન કહેવાય. જે ધર્મનો તે નેતા હતો તે ધર્મનો દ્રોહ કર્યો; જે સંસ્કૃતિનો તે રક્ષક હતો, તેનો ભક્ષક બન્યો અને જે પોતાનો ઇસુખ્રિસ્તનો પ્રતિનીધિ કહેવડાવતો હતો તેની સામે થયો એને માટે કોઇ પણ સાચો ખ્રિસ્તી માફી આપી શકે નહિ.

એલેકઝાન્ડરે છાપાંઓ ઉપર અંકુશ મૂકયો.

સીકસટસની માફક એલેકઝાન્ડર જેટલો ખ્રિસ્તી ધર્મના ફેલાવવામાં અને તેનું હિત સાધવામાં બેદરકાર હતો, તેટલો સ્થાપિત રૂઢીઓ પળાવવામાં ઉત્સુકતા બતાવતો. બહારથી ચુસ્તપણું બતાવવાનો ઢોંગ કરવામાં ચૂકતો નહિ અને લોકો ઉપર તેણે ધાર્મિક વહેમોની જાળ એવી તો સજ્જડ પાથરી કે તેની દઢતાને માટે તેને મહાન નેપોલીઅનની સાથે સરખાવવો પડે. તેણે છાપખાનાં ઉપર અંકુશ મૂકયો ને ઠરાવ્યું કે જે કોઇ ચોપડીઓ તેમાં છપાય તે વડા ધર્મગુરુઓ અને તેમના પ્રતિનીધિઓ મંજૂર રાખે તો જ પ્રસિદ્ધ કરી શકાય. આની વિરૂદ્ધ જનારને ધર્મ બહાર મૂકવાની ધમકી આપવામાં આપવામાં આવતી. સને ૧૫૦૧ના જૂન માસની પહેલી તારીખના આ હુકમથી ઇટાલી અને સ્પેઇનમાં સંસ્કૃતિની પ્રગતિએ પાછાં ડગ ભર્યાં એમ કહીએ તો કંઇ ખોટું નથી.

તેનું અનીતિમાન જીવન

વ્યભિચાર એલેકઝાન્ડરનું મોટામાં મોટું દુષણ હતું. આની સાથે તેણે પોતાનાં છોકરાંઓને એવા લડાવી મૂકયાં હતાં કે આગળ જતાં તેના પુત્ર સીઝરને લઇને તેને કાળાં કર્મો કરવાં પડયાં. જેટલો તે કામાંધ હતો તેટલો તે ખાવામાં એકરાંતિયો ન હતો. ફેરેરાનો એલચી બોકેશીએ કહે છે કે ધર્માધ્યક્ષ ફકત એક જ રકાબી જેટલું જમે છે તેથી તેની જોડે જમવું કોઇને ફાવી શકે એમ નથી. આ બાબતમાં લીઓના જમાનાના રોમન પાદરીઓને સરખાવીશું તો જણાશે કે તેઓ તેમના અકરાંતિયાવેડા માટે ઘણા જાણીતા હતા. એલેકઝાન્ડરની રખાતો ઘણી હતી. પહેલાં જોર્જીઓ ડી ક્રોશે અને પછીથી કોડાં કનાલેની નામની પત્નિ વાનાઝો કટાની અને બીજી ઓસીનો ઓર્સીનીની

કહેવાતી પત્નિ લાબેલાને નામે ઓળખાતી જુલીઆ ફારનેસી સાથેનો તેનો સંબંધ જગજાહેર હતો એટલું જ નહિ પરંતુ તે પોતે કબૂલ પણ કરતો. આ બે સુલતાનાઓની તેના ઉપર ઘણી લાગવગ ચાલતી. આ બે ઉપરાંત પોતાના મહેલમાં પૂર્વના પાદશાહોની માફક એક જનાનખાનું પણ રાખતો અને તેમાં ઇટાલીની સુંદર સ્ત્રીઓનો પોતાના ઉપભોગ માટે સંગ્રહ કરતો.

તેની લાગવગ

સીકસટસ જેટલો પોતાના વગવસીલાઓને લાભ અપાવતો તેના કરતાં એલેકઝાન્ડર પોતાની લાગવગનો હજાર ઘણો વધારે ઉપયોગ કરતો. સીકસટસને કંઇ અંગત ન હતું, પરંતુ એલેકઝાન્ડરને તો પોતાનાં જ છોકરાઓનું ઘર ભરવાનું હતું. વેનોઝાથી થયેલાં છોકરાં પૈકી સૌથી મોટા છોકરાને ગેન્ડીઆનો ઉમરાવ બનાવ્યો. સૌથી નાનાને એરાગોનના આલ્ફાન્ઝોની છોકરી ડોના સાન્સીઆ જોડે પરણાવ્યો, અને આનાથી થયેલા છોકરાને સ્કવીલેસનો ઉમરાવ બનાવ્યો. બીજા છોકરા સીઝરને વેલેન્ટીઆનો વડો પાદરી નીમ્યો. નેપી અને કામેરીનોનાં ઉમરાવ પદો તેના બીજા છોકરા જહોનને પહેલાં સીઝરથી થએલા પૌત્ર તરીકે ઓળખાવી આપ્યાં. ખરું જોતાં તે જોન લુક્રેઝીઆથી થએલો બિન કાયદેસર પુત્ર હતો. લુક્રેઝીઆના બીજા છોકરા એડ્રીગોને સર મોનેટાનું ઉમરાવ પદ ગીઆટાની કુટુંબ પાસેથી ખૂંચવી લઇ આપ્યું. એલેકઝાન્ડરને વેનોઝાથી થએલી એકની એક પુત્રી લુક્રેઝીઆને બે સ્પેનના ઉમરાવો જોડે વિવાહ કર્યા પછી એક પછી એક એમ ત્રણ વાર પરણાવી અને આખરે સને ૧૫૦૨માં ફેરેશના પાટવી કુંવર આલ્ફાન્ઝો સાથે તેનું લગ્ન કર્યું તે જે વાતાવરણમાં ઊછરી હતી તેને લઇને તેની પહેલાંની જિંદગી ગમે તેવી હશે પરંતુ ફેરેશના પાટવી કુંવરને પરણ્યા પછી, તેને

ક્રમને પરણેલા પતિનો એવો તો પ્રેમ સંપાદન કર્યો કે જેથી તેનું નામ વફાદાર પત્નિ તરીકે ઇતિહાસમાં રહી ગયું છે. આખા રાજ્યમાં તેના આનંદી સ્વભાવને લઇને તે ઘણી લોકપ્રિય થઇ પડી હતી અને તે વખતના સ્ટોર્ઝા, એસ્ત્રો, એરીસ્ટો, આલ્ડો, મનુઆઓ અને એવા બીજા ઘણા જાણીતા માણસોએ તેના જીવન વિષે લેખો લખેલા છે. તેની માતા વેનોઝાની માફક તેની પાછળની જિંદગીમાં તેણીએ દયા અને પુન્યદાનનાં ઘણાં કામો કર્યાં હતાં.

ગેન્ડીઆના ઉમરાવનું ખૂન.

એલેકઝાંડરના હૃદયને ખરેખરો આઘાત પહોંચે એવો એક પ્રસંગ બન્યો. વડા ધર્મગુરુના ઇતિહાસકાર બર્શાડે ગેન્ડીઆના ઉમરાવના ખૂનની વિગત ઘણી જ બારીકાઇથી વર્ણવી છે. એક વખત ઉમરાવ તે વખતના વેલેન્ટીનોના વડા પાદરી પોતાના ભાઇ અમીર સાથે પોતાની માતા વેનોઝોને ઘેર જમવા ગયો. જમીને પાછા ઘેર ફરતી વખતે રસ્તામાં તેમને એક બુરખાવાળો માણસ મળ્યો, અને તેની સાથે તે નોકરને રજા આપી એકલો જ ગયો અને ફરી પાછો જીવતો દેખાયો જ નહિ. તેનો નોકર તેની પછવાડે ગયો પરંતુ તેના ઉપર કોઇએ હુમલો કર્યો અને માંડમાંડ મરતો બચી શક્યો. જ્યારે તે ઉમરાવના ગુમ થયાની વાત બહાર આવી ત્યારે ટાઇબર નદીમાં કોઇ હોડકું ચલાવનાર ખલાસીને જે દિવસે તે ઉમરાવ ગુમ થયો તે દિવસે એટલે જૂનની ૧૪મીએ એક મડદું હાથ લાગ્યું. પરંતુ તેને એમ શંકા ન હતી કે તે ઉમરાવનું જ મડદું હશે કારણકે તે નદીમાં સંખ્યાબંધ મડદાં તણાઇ આવતાં અને તેમનો કોઇ ભાવ પણ પૂછતું નહિ. વડા ધર્મગુરુએ આખીએ **ટાઇબર નદી ડોળાવી અને ઉમરાવનું મડદું ખોળાવવાને માટે** બધાંએ મડદાં બહાર કઢાવ્યાં. આ ઉપરથી સેન્ટ પીટરના ગાદી

વારસ આ નદીમાંથી માણસ પકડનાર આ વડા ધર્મગુરુ ઉપર કવિતાઓ લખાઈ. આખરે ગેન્ડીઆના ઉમરાવનું મડદું હાથ લાગ્યું. તેના શરીર ઉપર નવ ઘા હતા. એક ગળામાં અને બીજા માથા, પગ અને કેડ ઉપર હતા. આ ખૂન કરનારાઓ જડી આવ્યા કે નહિ તે જાણવા કંઇ સાધન નથી પરંતુ જાહેર અને સત્તાવાર પ્રસિદ્ધ થએલી હકીકતના અભાવે અને ન્યાયાધીશીઓની સત્તાની ચૂપકીને લઈને એમ માનવા કારણ મળે છે કે આ ખૂન સીઝરે કરાવ્યું. આનું કારણ એમ જણાવવામાં આવે છે કે તેને પોતાના ભાઈ માટે દ્વેષ હતો અથવા તો તેને બોર્જીઆ કુટુંબનું વડપણ લીધું હતું. પરંતુ આ ગપગોળામાંથી ખરું શું એ કાંઈ કહી શકાય એમ નથી. બિચારા વડા ધર્મગુરુની દશા દયાજનક હતી. તે તો પોતાના મહેલમાં પાંજરે પૂરેલા સીંહ માફક દુઃખ અને ગુસ્સામાં ઘુરકીઆં કરતો હતો, અને કેટલાયે દીવસો સુધી તે ઓરડાની બહાર નીકળ્યો જ નહિ. અન્નજળને પણ તીલાંજલી આપી, અને તેના દુઃખી ઉદ્ગારો એટલા માટે અવાજે નીકળતા કે તે મહેલની બહાર સરીઆમ રસ્તા ઉપર પણ સંભળાતા તેણે વડા પાદરીઓની સભા ભરી અને તેમની આગળ પુષ્કળ રડયો; પોતાનો ઝભ્ભો ફાડી નાખ્યો, પોતાનાં પાપો કબૂલ કર્યાં અને ધાર્મિક સંસ્થામાં જે જે દુષણો પેસી ગયાં હતાં તે દૂર કરવા એક સમીતિ નીમી. પરંતુ આ દુઃખનો ઉભરો ક્ષણિક જ હતો. એક વાર તેના છોકરાની માતા વેનોઝા આવીને મળી ગઇ કે તરત જ તેનામાં મોટો ફેરફાર થયો. આ બંને વચ્ચે શી વાતચીત થઈ તે કાંઈ જાણવામાં નથી પરંતુ એમ કહેવાય છે કે તેણે એવું સાંત્વન આપ્યું કે સીઝર બધામાં ઘણો હોંશીઆર હતો અને નબળા પોચા ગેન્ડીઆના ઉમરાવ કરતાં પોતાની શકિતઓને લઈને બોર્જીઆ કુટુંબનું નામ તારશે આ સાંત્વનની અસર ઘણી

સારી થઈ. તે દુઃખી પીતા જમીન ઉપરથી ઉઠયો અને આંખમાંથી આંસુ લૂછી નાખ્યાં અને અન્નજળ લીધું, અને તેની સાથે તેનો પશ્ચાતાપે ગયો અને ધાર્મિક સંસ્થામાંનાં દુષણો દૂર કરવાની વાત પણ ભુલાઈ ગઇ.

સીઝર બોર્જીઆ

હવે તો વધારે ઉમંગથી સીઝરનું ઘર ભરવાના રસ્તાઓ લેવા માંડયા. તેણે તેને ધાર્મિક ફરજોમાંથી મુક્ત કર્યો અને તે એટલો બધો દબાઇ ગયો કે તે હમેશાં સીઝરનું જ કહ્યું કરવા લાગ્યો. કેટલીક વાર પોતાના માનીતાઓ ઉપર જંગલી બીલાડાની માફક જુલમ અને ઘાતકીપણું ગુજારતો ત્યારે વડા ધર્મગુરૂને મુગે મુગું જોઇ રહેવું પડતું. એક વાર વડા ધર્મ-ગુરૂના ખાસ માનીતા પેરોચે કે જે એલેકઝાન્ડરની સોડમાં આશ્રય લેવા માટે ભરાઈ ગયો હતો તેને પણ ત્યાં ને ત્યાં ખંજર મારી ઠાર કર્યો, અને તેના લોહીની સેરો વડા ધર્મગુરૂના અંગરખા ઉપર થઇને ચાલી અને તે જુવાન માણસ તેની છાતી ઉપર જ મરણ પામ્યો. બીજી વખત તેના બાપની મરજી વિરૂદ્ધ જંગલી-વેડા અને ઘાતકીપણું ગુજાર્યું. તેણે કેટલાક કેદીઓને મહેલના કમ્પાઉન્ડમાં ઉભા કર્યા અને પોતે વિચિત્ર કપડાં પહેરી ધર્મ-ગુરૂઓના દેખતાં એક પછી એક કમનશીબ કેદીઓને બાણ મારી વીંધી નાખ્યા. આ બાણોના પ્રહારોમાંથી બચવાને તેઓ દયા ઉપજાવે એવી રીતે નાસાનાસ કરવા લાગ્યા પરંતુ સીઝરને તો આ ગરીબ બીચારાઓ ઉપર તાકવાની કળા બતાવવામાં ઘણો આનંદ પડયો. આ કરપીણ કૃત્ય વડા ધર્મગુરૂ અને લુક્રેશીઆ જોઇ રહ્યાં એટલું જ નહિં પરંતુ તેની પ્રવિણતા માટે શાબાશી પણ આપી. સીઝર ઘાતકી હતો એટલું જ નહિ પરંતુ વ્યભીચારી પણ હતો. પોતાના બાપ અને પોતાની બહેનના

દેખતાં એવા તો નગ્ન અને શરમ વગરના દુષ્ટ દુરાચાર કરતો કે જેનું વર્ણન બર્શાર્ડે ઘણું ખંચકઇ ખંચકઈને કર્યું છે છતાં પણ તે અત્રે લઇ શકાય એમ નથી.

ઇટાલીનું સામ્રાજ્ય એકહથ્થુ મેળવવા માટે આન્જુનો ચાર્લ્સ, જીઆન ગાલીઆઝો વીસ્કાન્ટી એલેકઝાંડરની મહત્વાકાંક્ષા અને ગાલીઆઝો મેરીઆ સ્પોર્ઝા જે સ્વપ્નાં જોતા હતા તેનો ચટકો બોર્જીઆ કુટુંબને પણ લાગ્યો. સામ્રાજ્ય મેળવતાં પહેલાં સીઝરને રાજકુમાર થવું પડે. આને માટે એલેકઝાન્ડરે તેનો ફ્રાન્સના લુઇ ૧૨મા જોડે સબંધ બાંધ્યો અને તેના બદલામાં બ્રીટાનીની આન જોડે થએલું તેનું લગ્ન રદ્દ કરી આપવાનું વચન પણ આપ્યું. આ લાંચને લઇને લુઇએ સીઝરને વેલાન્સનો ઉમરાવ બનાવ્યો એટલું જ નહિ પરંતુ તેને નાવરેની શારલોટી જોડે પરણાવ્યો. હવે તે સીઝરની મદદે ઇટાલીમાં દાખલ થયો અને પોતાના લશ્કરની મદદ આપી સીઝરને રોમાગ્નાનું પરગણું અપાવ્યું. એલેકઝાન્ડર અને તેના પુત્રે જે જીતો મેળવી તેમાં તેઓએ એક જ સાદી પદ્ધતી અખ્તીઆર કરી, જ્યાંજ્યાં તેઓ ચઢાઇ કરી રાજ્યધાનીઓમાં દાખલ થતા ત્યાંત્યાં ત્યાંના રાજા-ઓને પકડીને ઠાર કરતા, આ રીતે સીઝરે સને ૧૫૦૨માં કામેરીનો આગળ વારાનીને ફાંસીએ દીધો અને તે જ વરસમાં સીનીગાગલીઆ ખાતે વીટેલી અને ઓર્સીનીને રાગશરણ પહોંચાડયા. વળી આ જ રીતે બોલોગ્નામાં મારેસ્કોટીને કાપી નાખ્યા. પીઝારો રીમીની અને ફોર્લીનીની પણ આ જ દશા થઈ છે. સને ૧૫૦૧માં ફાએન્ઝા કબજે કર્યા પછી ત્યાંના ઉમરાવ આસ્ટોની માન ફ્રેડીને તેના ભાઈ ઓકટોવીઆની સાથે રોમ મોકલ્યો કે જ્યાં તેમનું જાહેરમાં અપમાન કરી ફાંસીએ લટ-

કાવી અને તેમનાં મડદાંઓને ટાઈબર નદીમાં ફેંકાવી દીધાં. તેમના અત્યાચારોની મર્યાદા ઈટાલીમાં જ નહિ પરંતુ તેથી આગળ બીજા રાજ્યોમાં પણ પ્રસરી હતી. સને ૧૪૯૮માં સીઝરની છુપી વાતનો ઈસારો કરવા માટે કેટેના વડા પાદરીને ફ્રાન્સમાં ઝેર મારી નાખવામાં આવ્યો; વડા પાદરી ડીએમ્બોઈઝને લાંચ આપી લુઈ ૧૨માનો બોર્જીઆ કુટુંબ સાથેનો સંબંધ ટકાવી રખાવ્યો અને આપણે આગળ જોઈશું તેમ આઠમા ચાર્લ્સની ચઢાઈ વખતે બ્રીકોનેટનું વડા પાદરીનું પદ આપી જનરલ કાઉન્સીલના ભયમાંથી તે બચવા પામ્યો.

એલેકઝાન્ડરની "આગગ ધપો"ની રાજ્યનીતિ

ઐતિહાસિક દૃષ્ટિએ જોતાં એલેકઝાન્ડરની જીતો તરફ નજર ફેંકીશું તો જણાશે કે તેનાં આ બધાંએ કાવતરાં પોતાના કુટુંબનો અભ્યુદય કરવા માટે હતાં. આ કામમાં તેણે પોતાની મહાન્ સત્તાનો પુરેપુરો ઉપયોગ કર્યો. તેણે જાહેર રીતે ધાર્મિક સંસ્થાની દોલત, તેની માન આબરૂ અને એક આપખુદ સત્તાધારી તરીકેની અખુટ શક્તિનો ઉપયોગ કરવા માંડયો એટલું જ નહીં પરંતુ તે માટે ખૂની અને કાવતરાબાજ તરીકે જાહેર થયો. તેનામાં દેશદાઝ ન હતી, પોતાના ક્ષુદ્ર લાભની ખાતર પરદેશીઓને ઇટાલીમાં આમન્ત્યા અને અંદર અંદર વેર અને ઝેરનો દાવાનળ પ્રગટાવ્યો કે જેને પરિણામે ઇટાલી નબળું પડયું. નેપલ્સના એરેગોન કુટુંબની ખાનાખરાબી કરાવવાને માટે લુઇ ૧૨માએ ફર્ડીનાન્ડ જોડે કરેલા તહનામાને તેણે મંજૂરી આમ નેપલ્સ હાથમાં આવતાં લુઇ અને ફર્ડીનાન્ડ લઢી પડયા અને આ તકરારમાં સીઝરનો લાભ સાધવા એલેકઝાન્ડરે બળતામાં ઘી હોમ્યું. આથી તેની ઇચ્છા એવી હતી કે સીઝરને ટસ્કનોમાં છુટથી લાભ મળે. જન્મથી તે

સ્પેનીઆર્ડ હતો અને તેના હોદ્દાને લઇને તે ઇટાલીમાં સત્તાધારી બન્યો હતો, પરંતુ તેને નહોતી સ્પેનને માટે દાઝ કે ઇટાલી માટે અભિમાન. તો પછી ખ્રીસ્તિ ધર્મ માટે માનની લાગણી તો ક્યાંથીજ હોય! બોર્જીઆ કુટુંબનું હીત સાધવા માટે તેણે લુચ્ચાઇ અને દગોફટકો કર્યો એટલું જ નહિ પરંતુ તેણે એવી રાજ્યનીતિ અખ્તીઆર કરી કે જેને લઇને પ્રજાઓમાં સડો પેઠો.

"તેનું ગેબી મરણ"

હવે આ કરપીણ કૃત્યોની નામાવળીનો છેડો આવતાં સમસ્ત ઇટાલીએ છુટકારાનો દમ ખેંચ્યો. એમ કહેવાય છે કે બે બોર્જીઆ–બાપ અને દીકરો–કોર્નેટાના વડા પાદરી આડ્રીઆનોને ઘેર જમવા ગયા. અહીં આડ્રીઆનોને ઝેર દેવા માટે એલેકઝાન્ડરે આગળથી પોતાનો રસોઇઓ મોકલી આપ્યો હતો પરંતુ ભૂલ કહો કે આડ્રીઆનોની આગમચેતી કહો પરંતુ બન્યું તો એમજ કે બન્ને બાપ અને દીકરો પોતે જ ખોદેલા ખાડામાં પડ્યા અને ઝેર પી મરણને શરણ થયા. આ બાબતમાં એલેકઝાન્ડરના રસોઇઆને લાંચ આપી બાજી ફેરવી નાખી કે કેવળ અકસ્માત જ થયો તે જાણવાને આપણી પાસે કાંઇ સાધન નથી. પરંતુ તે વખતના ગુઇ સીઆર્ડીની, પાઓલો ગીઓવીઓ અને સાનુડો જેવા ઇટાલીના ઇતિહાસકારોએ ઉપર વર્ણવેલા દુઃખદ બનાવનો પ્રચાર કર્યો જેને લઇને તે પછીના ઇતિહાસકારો નવલકથાકારો અને ફીલસુફો મારફત આ વાત જગજાહેર થઇ પરંતુ બર્શાડ કે જે તે જમણ વખતે હાજર હતો તે પોતાની નોંધપોથીમાં લખે છે કે બન્ને બાપ દીકરાને એકાએક તાવ ચઢી આવ્યો હતો જ્યારે ગીયુસીની નીચે વેનીસ પોતાના ઉપરીઓને પત્ર લખેલો તેમાં તેણે જણાવ્યું હતું કે વડા ધર્મગુરૂના વૈદના મત પ્રમાણે તેનું મરણ ફેફરના રોગને લઇને થયું હતું. ગમે તેમ હો પણ તે

વખતની ૠતુ અનારોગ્યવાળી હતી, જેને પરિણામે તાવથી મરણો પણ ઘણાં થતાં. તારીખ ૩૧મી ઓગષ્ટ સને ૧૫૦૩ ના રોજ ગુર્કના વડા પાદરીએ જર્મન રાજાઓને એક પત્ર લખી તેમાં તાવને લઇને વડા ધર્મગુરૂનું મરણ થયું હતું એમ જણાવ્યું.

મેશીઆવેલી સાથેની વાતમાં સીઝર બોર્જીઆએ વડા ધર્મગુરૂનું મરણ ઝેરથી થયું એમ કંઈ કહ્યું નહિ પરંતુ તેણે જણાવ્યું કે એક જ રોગના એકી વખતે તે બાપદીકરો ભોગ થઇ પડેલાં જેમાં બાપનું મરણ થયું અને છોકરો બચ્યો.

વડાધર્મગુરૂના મરણથી થયેલી શાંતિ.

એલેકઝાન્ડરનું મરણ ગમે તે કારણોને લઇને થયું હશે પરંતુ તેનું મુડદું કાળુ પડી ગયું હતું અને એવું તો ફુલી ગયું હતું કે જોનારને કમકમાટી ઉપજે ગુઇ સીઆર્ડીની કહે છે કે આખું એ રોમ તેનું મુડદું જોવાને માટે અસાધારણ ખુશાલીથી ઉલટી આવ્યું. આ કાળાં કૃત્યોનો કરનાર નર પીશાચ કે જેણે પોતાની બેહદ મહત્વાકાંક્ષાને લઈ લુચ્ચાઇ અને દગો ફટકો, ઘાતકીપણું અને વ્યભીચાર કર્યાં હતા અને જેણે લોભને લઇને પવિત્રમાં પવિત્ર વસ્તુઓને વેચી દોલત એકઠી કરી હતી દુનીયાની નજરમાં ઝેરી નાગ કરતાં પણ ભુંડો ગણાયો. સીઝરને પણ કેટલોક વખત માંદગીની પથારીએ પડી રહેવું પડ્યું પરંતુ તેના મજબુત બાંધાને લઇને તે સાજો થઇ શકયો. હવે તેના પાસા ઉંધા પડવા માંડયા અને તેની યોજનાઓ નીષ્ફળ જવા લાગી ફીલીપ્પો નેર્લી કહે છે તેમ વેલન્સના ઉમરાવનુ રાજ્ય ધુમાડાની માફક હવામાં ઉડી ગયું. આ રીતે દુનીયાના ઈતિહાસમાં જાણીતા થયેલા આ બે લુંટારાઓનો અંત આવ્યો. આટલાં આટલાં કરપીણ કૃત્યો અને આટલા આટલા સબળ પ્રયાસો કરી રોમન રાજ્યના ઉમરાવોને કચરી નાંખવામાં આવ્યા હતા અને

રોમગ્નાના આપખુદ સત્તાધારીઓનો નાશ કરવામાં આવ્યો હતો તે બધાનો લાભ તેના દુશ્મન ડેબો રોવેરેને મળ્યો.

એલેકઝાન્ડરના પછી પીઅસ ત્રીજો તે ધાર્મીક મઠનો અધીકારી થયો પરંતું તેનો અમલ ફક્ત થોડા દિવસનો જ હોઇ તેને માટે કંઇ ખાસ કહેવા જેવું નથી. તે પછી સને ૧૫૦૩ માં

'જયુલીઅસ બીજો.'

ગુઇલીઆનો ડેલો રોવેરે વડો ધર્મગુરૂ થયો. ખ્રીસ્તિ ધર્મના વડા ધર્મગુરૂ તરીકે જુલીઅસ ગમે તેવો ગણાતો હશે પરંતુ રોમમાં સાહિત્ય અને કળાના ઉત્તેજક તરિકે નવચેતન યુગના ઇતિહાસમાં દશમા લીઓના કરતાં તેનું નામ સોનેરી અક્ષરે લખવાને વધારે યોગ્ય છે. તે સૈકાના ઇતિહાસમાં જુલીઅસના વ્યકિતત્વના પ્રતિભાની છાપ ઘણી ઉંડી પડી હતી. માઇકિલ એન્જેલીઓ અને રાફેલની અતિ સુંદર કૃતિઓ તેને જ આભારી છે. સેન્ટ પીટરનું બેસીલીકા પણ તેના વિચારોનું પરીણામ હતું. મધ્યકાલીન ખ્રીસ્તિ ધર્મ સંસ્થાનું આધુનિક જમાનામાં જે પરિવર્તન થયું તેનો સહજ ખ્યાલ તેથી આવી શકે છે. તેના વખતમાં લાગવગનું જોર ઓછું થયું, વ્યભિચાર ઉપર અંકુશ મુકાયો અને ધાર્મીક ન્યાય સૌ કોઇને એક સરખો મળવા લાગ્યો આથી તેનો અમલ ઉજળો દેખાય છે વડા ધર્મગુરૂઓની સત્તા વધારવાનું તેનું ધ્યેય હોવાથી બેનીશીઅનો જેઓ સીઝર બોર્જીઆએ આપેલી જાગીર હાથ કરી, પારમા અને પીએ એન્ઝીનો કબજો મેળવી, પેગીઆ અને બોલોગ્ના ઉપરથી વડા ધર્મગુરૂની સત્તા ઓછી કરી ખુદ રોમગ્નાને ખાઇ જવા પ્રયાસ કરી રહ્યા હતા, તેમની મહત્વાકાંક્ષા અડધેથી જ વધતી જતી અટકાવી.

જયારે જુલીઅસ મરણ પામ્યો ત્યારે પોતાના પછી આવતા ધર્મગુરૂના હાથમાં સમસ્ત ઇટાલી ઉપ-

ઇટાલીના સ્વાતંન્ત્રના ભોગે રોમ ખાતેનેધાર્મીક સંસ્થાની ચઢતી થઇ.

રની સાર્વભૌમતા આપતો ગયો. પરંતુ તેણે આદરેલી લઢાઇઓને પરીણામે આખોએ દ્વીપકલ્પ મનુષ્ય લોહીથો તરબોળ થયો. આમ છતાં તેને દેશાભીમાને દેશ હીતેચ્છુ કહેવામાં આવે છે કારણ કે તેણે ઇટાલીમાંથી જંગલીઓને હાંકી કાઢવામાં પહેલ કરી, જ્યારે તે ફક્ત વીનકોલીમાં સાન પીએટ્રોનો વડો પાદરી હતો ત્યારે તેણે ચાર્લ્સ આઠમાને લીઓન્સમાંથી ખસેડયો હતો. કેમ્બ્રેના સંઘને તેણે ઉશ્કેર્યો હતો અને લોમ્બાર્ડીમાં સ્વીસ ભાડુતીઓને આમન્ત્રણ આપનાર પણ તેજ હતો. પરંતુ આમાં પરીણામ એ આવ્યું કે આખોએ ઇટાલી દેશ પરતન્ત્રતાની ધુંસરી નીચે આવી પડયો અને રોમ ખાતે વડા ધર્મગુરૂના હાથ મજબુત થયા. આ કારણને લઇને જુલીઅસને કેટલાક ધાર્મિક સંસ્થાના ઉદ્ધારક તરીકે અને ઇટાલીના દુશ્મન તરીકે ઓળખાવે છે. ખરૂં જોતાં તે બન્ને હતો, તે વખતના અંધાધુંધી ભર્યા જમાનામાં ધાર્મિક સંસ્થાને મજબુત કરવા માટે ઇટાલીના પ્રજાકીય તન્ત્રો જોડવા જરૂર હતી પણ એટલું તો કહેવું જ પડશે કે ધાર્મીક સંસ્થાને મજબૂત કરવાછે માટે તેણે દેશમાં પરદેશી લડાઇઓ વ્હોરી નહોતી ઇટાલીની નબળાઇનો લાભ બીજાઓને મળતો, યુરોપના સત્તાધારીઓ વડા ધર્મગુરૂની હકુમતતે તુચ્છકારી કાઢતા; ઇટાલીના રાજકીય પ્રશ્નોનો નિર્ણય લુઇ, મેકસીમીલીઅન અને ફર્ડીનાન્ડના દરબારોમાં થતો આ પરીસ્થિતિમાં રોમની સત્તાને મજબુત કરવી હોય તો જુલીઅસને એક બીજાને લઢાવી માર્યા શીવાય છુટકો જ ન હતો.

લીઓ દસમો.

સને ૧૫૧૩ માં જુલીઅસ પછી ૧૦ મો લીઓ આવ્યો સતત લઢાઇઓથી કંટાળી ગયેલા રોમનોને હવે આરામ આવ્યો. ૧૦ મા લીઓને તેમણે ખુશાલીથી વધાવી લીધો. તેના

બાપ ફ્લોરન્સના લોરેન્ઝો ધી મેગની ફીસન્ટની કીર્તિનો લાભ મેડીસી કુટુંબમાંથી આવેલા આ પહેલા વડાધર્મગુરૂને મળ્યો. ઈટાલીની સંસ્કૃતિના સુવર્ણમય જમાનાનાં લીઓને લોકો ઓગસ્ટસ સાથે સરખાવવા લાગ્યા. નવચેતન યુગના સમયમાં જે વીચાર સ્વાતન્ત્રનો જુસ્સો દાખલ થયો તેને તેણે પ્રોત્સાહન આપ્યું. તે વખતના ધાર્મિક વહેમો તરફ તેને સદભાવના નહોતી; નૈતિક ઉન્નતિનો ખ્યાલ પણ ન હતો તેનો ફક્ત ઉપરચોટીયું જ્ઞાન ધરાવતો અને પોતાની અલ્પ બુદ્ધિ પ્રમાણે સુધારા દાખલ કરતો. સાહિત્ય રસીક વિદ્વાનોને છુટે હાથે મદદ કરવા માટે અને લોકોમાં જ્ઞાનનો પ્રચાર કરવાને માટે તે ઘણો જાણીતો થયો છે પરંતુ તે વડો ધર્મગુરૂ હોવાથી તેના આ સ્વતન્ત્ર વીચારો તેને છાજતા નહિં કારણ કે ખ્રીસ્તિ ધર્મના તે વખતના સીદ્ધાન્તો સ્થિતિસ્થાપક હતા જ્યારે તેનાથી ઉંધા જ વીચારો દોડાવતો.

તેનું ઉડાઉ ખર્ચ.

કૉસીમો પછીના મેડીસી કુટુંબના મુખ્ય પુરૂષોની માફક લીઓ ખરાબ નાણાંશાસ્ત્રી હતો. તેનું ખર્ચ એટલું તો ઉડાઉ હતું કે તેને લઇને રોમમાં લાંચ રૂશવત વધી અને ધાર્મીક સંસ્થાની ખ્યાતિ ઘટવા લાગી. જો કે આથી તેની સાહિત્યના ક્ષેત્રમાં નામના વધી. તેનો મહેલ કવિઓ, ગવૈયાઓ, સાક્ષરો, અને વિદુષકો માટે ખુલ્લો જ રહેતો અને પરિણામે તેનું ખાધાખરચ એટલું તો જબરૂં હતું કે જેની પાછળ રોમગ્રા અને માર્શ પરગણાઓનું લગભગ અડધું ઉત્પન્ન વપરાઇ જતું. પોતાની ખાલી થતી જતી તીજોરી ભરવા માટે તેણે સેન્ટ પીટરના સૈનીકોનો વર્ગ સ્થાપ્યો, અને વડા ધર્મગુરૂ પેટ્રુસીએ તેની જીંદગી સામે કાવતરૂં કર્યું તેના બદલામાં દોઢલાખ ડયુકેટ વડા પાદરી રીઆરીઓ અને સવા લાખ ડયુકેટ સોડરની અને

હાડ્રીઅન પાસેથી પડાવ્યા, આને માટે પોનહટન કહેતા કે વડા ધર્મગુરૂને આમાં પૈસા ભેગા કરવાનું સાધન જડયું. સને ૧૫૧૭માં તેણે ૩૯ વડા પાદરીઓની જગ્યાઓ કહાડી જેથી તેને પાંચ લાખ ડયુકેટ મળ્યા. આવાંઆવાં પૈસા મેળવવાનાં સાધનો હોવા છતાં જ્યારે તે ગુજરી ગયો ત્યારે તે ઘણું મોટું દેવું મુકી ગયો અને પરિણામે રોમના શાહુકારોની સ્થિતિ દેવાળાં કાઢવા સુધી આવી પહોંચી.

**તેની ઉડાઉ રહેણીકરણી**

લીઓને જ્યારે વડા ધર્મગુરૂ બનાવવામાં આવ્યો ત્યારે તેણે નેબુસના ઉમરાવ ગુઇલીઆનોએ કહેલું કે જ્યારે પરમેશ્વરે વડા ધર્મગુરૂનું પદ આપ્યું છે તો પછી તેનો પુરેપુરો ઉપયોગ કરવો જોઇએ. જ્યાં સુધી તે વડો ધર્મગુરૂ રહ્યો ત્યાં સુધી તેણે પોતાનો વખત મોજશોખમાં ગાળ્યો. આ બાબતમાં રોમની તે વખતની સમાજનો આગેવાન બન્યો. નાચરંગ અને તાલ તમાશાથી રોમના જાહેર રસ્તાઓ અને મહાલયો ઉભરાઇ જતાં અને જેમ જેમ લોકોનો મોજશોખ વધતો ગયો તેમ તેમ કળા-કૌશલ્યને ઉત્તેજન મળવા લાગ્યું. ખુદ વડા ધર્મગુરૂના મહેલમાં પણ જાણીતા ગવૈયાઓ ગાયન અને વાદનના જલસાઓ કરવા લાગ્યા. પરિણામે વડા પાદરીઓની મનોવૃત્તિમાં પણ પરિવર્તન થયું. તેઓ શીકારી પોશાક પહેરતા. અર્ધનગ્ન છોકરીઓને પોતાની પાસે નચાવતા અને પોતે પણ નાચતા. આથી રોમની જાત્રાએ આવતા. ઉત્તર તરફના યાત્રાળુઓને ઘણી નવાઈ લાગતી અને તેમને આ દેખાવથી એમના તરફ તિરસ્કાર પેદા થયો અને પરિણામે તેઓ લ્યુથરની આગેવાની હેઠળ રોમની ધાર્મિક સંસ્થાની સામે થયા.

## ૭ ઇટાલીમાં નવચેતન

ઇતિહાસમાં એ જાણીતી વાત છે કે જ્યુલીઅસ અને લીઓ સેન્ટ પીટરનું દેવાલય બંધાવવા માટે માફીપત્રો વેચી પૈસા ઉઘરાવતા અને આ બાબતને લીધે સુધારા યુગના અંકુરો ફૂટયા. તે વખત એવો હતો કે લોકો ધીમે ધીમે અજ્ઞાન રૂપી નિદ્રામાંથી જાગ્રત થવા માંડયા હતા જ્યારે આ વડા ધર્મગુરૂઓએ કળાકૌશલ્યને ઉતેજન આપવાને માટે અને લોકોના કેટલાક વહેમોનો લાભ લેવા માટે પૈસા ઉઘરાવવા માંડયા અને પરીણામ એ આવ્યું કે રોમની ખ્રીસ્તિ સંસ્થા સામે બળવાનાં બીજ રોપાયાં. લીઓ લ્યુથરની ચળવળના પ્રાબલ્યથી કેવળ અજ્ઞાત જ હતો. તેને તો નવાઇ જ લાગતી કે કોઇપણ માણસ કેવી રીતે ખ્રીસ્તિ ધર્મસંસ્થાની સામે થઇ શકે. તેને ઇટાલીની ખ્રીસ્તિ ધર્મસંસ્થામાં સુધારો દાખલ કરવાની કાંઇ પણ જરૂર જણાઇ નહિ. તેનું ધ્યાન તો ધનવાન અને મોજીલા રોમ તરફ અને ઇટાલીમાં આપસત્તાધારીઓના કાવાદાવાઓમાં દોરાએલું હતું. આથી જંગલીઓની ચળવળ તરફ તેણે જરા પણ ધ્યાન આપવાની દરકાર કરી નહિ.

એમની ખ્રીસ્તિ સંસ્થામાં વીરોધ ઉભો થવાનાં કારણો

લીઓનું એકાએક મરણ થવાથી રોમની ધાર્મીક સંસ્થાની મધ્યવર્તી સભામાં ખળભળાટ થયો. રાજ્યદ્વારી હીત ન ધરાવતો હોય એવાને વડા ધર્મગુરૂ તરીકે ચુંટી કાઢવાનું કામ લગભગ અશક્ય જ થઇ પડયું કારણ કે તે સભામાં શહેનશાહ ચાર્લ્સ પાંચમા અને ફ્રાન્સના ફ્રાન્સીસ પહેલાના અનુયાયીઓ વચ્ચે તડ પડયાં. લાંબી લાંબી ચર્ચાઓ અને વાટાઘાટને પરિણામે આખરે બાર દિવસ પછી ટોર્ટોસાની વડા પાદરી તરીકે ચુંટણી કરવામાં આવી.

લીઓનું મરણ અને વડા ધર્મગુરૂની બીજી ચુંટણીની મુસીબત.

લીઓના ચરિત્રનો ખરો ખ્યાલ મેળવવાને માટે તેને જ્યુલીઅસ સાથે સરખાવવો પડશે. જ્યારે જ્યુલીઅસ રોમની ધાર્મિક સંસ્થાની સત્તા જમાવવા માટે ઇટાલીમાં લડાઇઓ જગાવતો ત્યારે લીઓ પહેલાંના વડા ધર્મગુરૂની માફક લાગવગનું જોર જમાવી મેડીસી કુટુંબના લાભની ખાતર તકરારો ઉભી કરતો. જ્યુલીઅસ જોકે તુમાખી મીજાજનો હતો તોપણ વચન પાળવામાં એકકો હતો. જ્યારે લીઓ દેખાવે ભોળો છતાં લુચ્ચો અને બેવચની હતો. તેણે ગીઆન પાવોલો બાગલીઓનીને રોમમાં સહિસલામતીનું વચન આપી બોલાવ્યો અને તે આવ્યો એટલે તેને કેદખાનામાં પુરી સેન્ટ એન્જેલોના કીલ્લામાં ફાંસી દીધી. જ્યુલીઅસને લડાઈઓનો શોખ હતો અને મીરાન્ડોલાની આસપાસ તોપોના ગડગડાટો સાંભળવામાં તે ઘણો આનંદ પામતો. લીઓ એટલો તો સ્વતન્ત્ર વિચારનો હતો કે તે જ્યારે શીકારે નીકળતો ત્યારે મોટા જોડા ચઢાવતો. આથી તેના અનુયાયીઓની લાગણી દુભાતી. જ્યુલીઅસે સેન્ટ પીટરનું દેવાલય બંધાવ્યું અને માઇકલ એન્જેલોનો સમાસ કરાવ્યો જ્યારે લીઓ કવિઓ, ચિત્રકારો અને ઇતિહાસ મદદ કરી પોતાના દરબારની શોભામાં વૃદ્ધિ કરતો. પરંતુ કોઇ બુદ્ધિશાળી અને હોશીઆર માણસને તે આગળ લાવી શક્યો નહિ. સુપ્રસિદ્ધ ચિત્રકાર રાફેલે આ બન્ને વડા ધર્મગુરૂનાં ચિત્રો દોર્યાં છે. તે ઉપરથી જણાય છે કે જ્યુલીઅસ વળી ગયેલો અને સુકલકડી હતો અને તેની આંખમાં જુસ્સો હતો. જ્યારે લીઓનાં જડબાં ભારે, આંખો ઘેરાએલી, જાડા હોઠ અને રતાશ પડતું મોઢું જે અધમ પ્રતિના મોજીલા માણસનો ખ્યાલ આપે છે.

લીઓ અને જ્યુલિઅસ બીજા વચ્ચેનો તફાવત

ઇતિહાસમાં એ જાણીતી વાત છે કે જ્યુલીઅસ અને લીઓ સેન્ટ પીટરનું દેવાલય બંધાવવા માટે માફીપત્રો વેચી પૈસા ઉઘરાવતા અને આ બાબતને લીધે સુધારા યુગના અંકુરો ફૂટયા. તે વખત એવો હતો કે લોકો ધીમે ધીમે અજ્ઞાન રૂપી નિદ્રામાંથી જાગ્રત થવા માંડયા હતા જ્યારે આ વડા ધર્મગુરૂઓએ કળાકૌશલ્યને ઉતેજન આપવાને માટે અને લોકોના કેટલાક વહેમોનો લાભ લેવા માટે પૈસા ઉઘરાવવા માંડયા અને પરીણામ એ આવ્યું કે રોમની ખ્રીસ્તિ સંસ્થા સામે બળવાનાં બીજ રોપાયાં. લીઓ લ્યુથરની ચળવળના પ્રાબલ્યથી કેવળ અજ્ઞાત જ હતો. તેને તો નવાઇ જ લાગતી કે કોઇપણ માણસ કેવી રીતે ખ્રીસ્તિ ધર્મસંસ્થાની સામે થઇ શકે. તેને ઇટાલીની ખ્રીસ્તિ ધર્મસંસ્થામાં સુધારો દાખલ કરવાની કાંઇ પણ જરૂર જણાઇ નહિ. તેનું ધ્યાન તો ધનવાન અને મોજીલા રોમ તરફ અને ઇટાલીમાં આપસત્તાધારીઓના કાવાદાવાઓમાં દોરાએલું હતું. આથી જંગલીઓની ચળવળ તરફ તેણે જરા પણ ધ્યાન આપવાની દરકાર કરી નહિ.

*એમની ખ્રીસ્તિ સંસ્થામાં વીરોધ ઉભો થવાનાં કારણો*

લીઓનું એકાએક મરણ થવાથી રોમની ધાર્મીક સંસ્થાની મધ્યવર્તી સભામાં ખળભળાટ થયો. રાજ્યદ્વારી હીત ન ધરાવતો હોય એવાને વડા ધર્મગુરૂ તરીકે ચુંટી કાઢવાનું કામ લગભગ અશકય જ થઇ પડયું કારણ કે તે સભામાં શહેનશાહ ચાર્લ્સ પાંચમા અને ફ્રાન્સના ફ્રાન્સીસ પહેલાના અનુયાયીઓ વચ્ચે તડ પડયાં. લાંબી લાંબી ચર્ચાઓ અને વાટાઘાટને પરિણામે આખરે બાર દિવસ પછી ટોર્ટોસાની વડા પાદરી તરીકે ચુંટણી કરવામાં આવી.

*લીઓનું મરણ અને વડા ધર્મગુરૂની બીજી ચુંટણીની મુસીબત.*

આને કોઇ ઓળખતું ન હતું અને આ ફક્ત ચાર્લ્સની લાગવગથી જ વડા ધર્મગુરૂની જગ્યાએ આવી શકયો હતો. તેથી રોમનોને ઘણી અજાયબી લાગી. ખુદ ધર્મસભા પણ આ જંગલીની ચુંટણીને લઇને ઘણી ગુસ્સે થઇ ગઇ પરંતુ તેનું કંઇ વળ્યું નહિ.

એડ્રીઅન છઠ્ઠો

એડ્રીઅન છઠ્ઠો વડાધર્મગુરૂ તરીકે રોમમાં પહેલવહેલોજ આવ્યો. તે કોઇ ઇટાલીઅનને ઓળખતો નહિ અને તેના લેટીન ભાષાના ઉચ્ચારો પણ દક્ષિણના ઇટાલીઅનોને અપરિચિત ન હતા. તત્ત્વજ્ઞાન અને ધર્મશાસ્ત્ર શીવાય તેને બીજા કોઇ પ્રકારનું જ્ઞાન ન હતું. તે રાજદરબારથી કેવળ અપરિચિત હતો, અને વડાધર્મગુરૂ પદના વૈભવ અને જાહોજલાલીથી એવો તો અજ્ઞાન હતો કે તે રોમ આવ્યો તે પહેલાં તેણે રોમ સભાને લખી મોકલ્યું કે તેને માટે બગીચાવાળું નાનું સરખું સાદું ઘર ભાડે રાખે. જ્યારે તે વડા ધર્મગુરૂના મહેલમાં દાખલ થયો ત્યારે તેને ઘણી અજાયબી લાગી અને તે બોલ્યો કે તે મહેલ પીટરના ગાદીવારસને લાયક ન હતો પરંતુ તે શહેનશાહ કોન્સટનટાઇનના વંશજોને રહેવા લાયક હતો. જ્યારે લીઓ પોતાના તબેલા માટે એક સો ગાડીવાનો રાખતો ત્યારે આડ્રીઅને ફક્ત ચાર જ રાખ્યા. પોતાની અંગત તહેનાતમાં તેણે ફક્ત બે જ નોકરોને પસંદ કર્યા જેમને તે દરરોજ એક એક ડયુકેટ પગાર તરીકે આપતો. એક ફ્લેમીશ બાઇને તેણે રસોઇઆ તરીકે રાખી, જે તેની પથારી કરી આપતી અને તેનાં કપડાં ધોતી. લ્યુથરના મન ઉપર રોમના આડંબર, અનીતિમાન જીવન, કળાકૌશલ્ય અને જંગલી સંસ્કૃતિની જે છાપ પડેલી તેવા જ પ્રકારની છાપ આ વડા ધર્મગુરૂના મન ઉપર પડી. જ્યારે તેના દરબારીએ લાઓકુન તરફ આંગળી

કરી પ્રાચીન શીલ્પકળાના નમુના તરીકે બતાવતા ત્યારે તે પોતાનું મોઢું ફેરવી કહેતા કે તે તો જંગલીઓના નમુના છે. આખાએ યુરોપમાં શીલ્પકળાના સંગ્રહસ્થાન તરીકે જાણીતા થયેલા બેલ્જોડર આગળ તેણે દીવાલ ચણાવી દીધી અને તેમાં તેણે પગ સરખો પણ મુકયો નહિ. આ સાથે જ્યાં સુધી તેના હાથ છુટા હતા અને જ્યાં સુધી તે શકિતમાન હતો ત્યાં સુધી ધાર્મીક સંસ્થામાં પેઠેલો સડો દૂર કરવા માટે નિશ્ચય કરી પ્રયત્નો આદર્યા. લીઓએ પાદરીઓની જગ્યાઓ કાઢી ૩૦૦૦૦૦ લાખ ડયુકેટો ભેગા કર્યા હતા તે તેણે એક કલમના ઝપાટાથી રદ કર્યા અને કરારનામાનાં કાગળીયાં ગુસ્સે થએલા પાદરીઓના મોળા ઉપર ફેંકયાં. તેઓ બીચારાને ભાન તો કયાંથી જ હોય કે આગળના વડા ધર્મગુરૂએ કરેલા તેમની સાથેના કરાર ગેરકાયદેસર હતા. ધાર્મીક સંસ્થામાં આટલી ઉતાવળે આમ એકાએક સુધારો દાખલ કરવા જતાં કંઈ પણ અર્થ સધાયો નહિં. કારણકે જેમાં સુધારાની જરૂર હતી તેમાં સુધારા દાખલ કરવાની તેનામાં તાકાત ન હતી. ખરૂં લાંચ રૂશ્વતનું જોર તો મોટા મોટા વડા પાદરીઓને આભારી હતું. તેઓ તો આ સુધારાથી અળગાજ રહ્યા. દરમીયાન લ્યુથરે સળગાવેલો બળવો ઉત્તરમાં ઝડપથી ફેલાતો હતો અને જોનારને લાગતું કે રોમના દિવસ ભરાઇ ચુકયા હતા.

'ક્લેમન્ટ સાતમો

સન્ ૧૫૨૩ માં બીજો મેડીસી જયારે વડો ધર્મગુરૂ થયો ત્યારે લોકોમાં ઘણી ખુશાલી ફેલાઇ. તેઓએ આશા રાખી કે લીઓના વખતના મોજશોખ જલસા ફરીથી પાછા શરૂ થશે પરંતુ હવે વાત વધી ગઇ હતી. ક્લેમન્ટ સાતમો લીઓની માફક દરબારીઓને સંતોષ આપી શકયો નહિ; ચાકરો અને કવિઓ પણ તેના વર્તન સામે બબડવા લાગ્યા. તેનો અમલ એટલો ના

નબળો હતો કે કોલોના પક્ષે પોતાનું માથું ઊંચક્યું અને વડા ધર્મગુરૂને સેન્ટ એન્જેલોના કીલ્લામાં ભરાઇ જવું પડયું. ઇટાલીનું રાજકીય વાતાવરણ પણ દીવસે દીવસે વધારે ગંભીર થવા લાગ્યું અને સૌને પડતીના ભણકારા લાગવા માંડયા. છેવટે તે વખત પણ આવી લાગ્યો. કલેમન્ટે જાતજાતનાં તહનામાં કરી દગલબાજી કરી અને બેઇમાની કરી પોતાના મિત્રોને પોતાથી દૂર કર્યા, અને પોતાના દુશ્મનોને સબળ થવા દીધા. ઇટાલી લડાઇઓથી એવું તો કંટાળી ગયું હતું અને અંધાધુધી અને બળવાથી એટલું તો પરીચીત થયું હતું કે જ્યારે લ્યુથરનું લશ્કર રોમનો નાશ કરવા સ્પેઇનના અને બીજી પ્રજાઓના બદમાશોની મદદ લઇ ધસી આવે છે એવા સમાચાર મળ્યા તોપણ કોઇનું રૂવાડું પણ ઉભું ન થયું. પરિણામ એ આવ્યું કે ફ્રેન્ટસ બર્ગનું કહેવાતું, લુંટની લાલચે આવેલા લુંટારૂનું બનેલું લશ્કર ઠેઠ રોમના દરવાજા સુધી જરા પણ મુશ્કેલી વગર ધસી આવ્યું. ઇટાલીના રાજાઓ એવા તો સ્વદેશાભીમાન વગરના આપમતલબીઆ થઇ ગયા હતા કે ફેરેરાના ઉમરાવે આ લશ્કરને સીધી રીતે મદદ કરી જ્યારે ઉર્બીનોના ઉમરાવે તેને ન અટકાવતાં પો અને એપેનાઇન્ટસના માર્ગો આ લુંટારૂઓ માટે ખુલ્લા મુકયા. લોમ્બાર્ડીમાં જ લશ્કરે પોતાનો સરદાર ગુમાવ્યો. કોન્સ્ટેબલ બુર્બોન જે તેના પછી સેનાપતિ થયો તે રોમ શહેર ઉપર હલ્લો લઇ જતાં મરણ પામ્યો. રોમન લશ્કરે અને શહેરીઓએ બાયલાપણું બતાવ્યું જેને પરિણામે રોમ શહેર આ ૩૦૦૦૦ આગેવાન વગરના લુંટારૂઓનો ભોગ થઇ પડયું અને નવનવ મહીના સુધી વ્યભીચાર, લુંટ અને ઘાતકીપણાનાં કૃત્યો છુટથી થવા લાગ્યાં. જંગલી જર્મનો અને લોભી સ્પેનીઆર્ડો કેવો જુલ્મ અને કેવું ઘાતકીપણું ગુજારી શકે છે તેનો સારી રીતે

રોમને અનુભવ થયો. સેન્ટ એન્જેલોના કીલ્લામાં ભરાઇ રહેલો ક્લેમેન્ટ રાત અને દીવસ સુના પડેલા મહેલોમાંથી અને અપવિત્ર બનેલાં દેવળોમાં નીકળતા ધુમાડા જોઇ રહેતો અને ઘવાએલા માણસો અને વીલાપ કરતી સ્ત્રીઓના કરૂણ સ્વરો સાંભળતો. પોતાની અગાશીમાં આ દુઃખ અને શરમના દેખાવો જોઇ તે દુઃખી ઉદ્ગારો કાઢતો કે, હે પ્રભુ તેં મને આ જોવાને ક્યાં જન્મ આપ્યો. મ્હારે આ વખત જોવા આવી તે પહેલાં મને કેમ ઉપાડી ન લીધો અથવા મારી આંખ કેમ ન ફોડી નાંખી." મોજશોખ અને વૈભવમાં રહેતા રોમનો વ્યભીચારી અને આળસુ બની ગયેલા નાના મોટા પાદરીઓને જે જે સહન કરવું પડ્યું તેનું વર્ણન ભાગ્યે જ કોઇ આપી શકે. છેવટે જ્યારે જંગલી લુટારૂઓ લોહીથી કંટાળ્યા, લુંટથી સંતોષાયા અને ભોગથી મરણને શરણ થવા લાગ્યા ત્યારે તેઓએ રોમનો ત્યાગ કરી ચાલતી પકડી અને રોમનો દેખાવ એક વિધવા સ્ત્રીના જેવો થઇ રહ્યો. આ અત્યાચાર અને શરમભરેલા બનાવ પછી રોમ કદી પણ પોતાનું માથું ઊંચકી શક્યું નહિ. રોમમાંથી મોજશોખ ગયા અને કળાકૌશલ્યનો નાશ પામ્યો અને આ રીતે દસમા લીઓએ જેને ઉડાઉપણે ભવ્ય બનાવ્યું હતું તેનો અંત આવ્યો.



## પ્રકરણ ૫

### સાવનરોલા—નવચેતન યુગનો ભવિષ્યવેત્તા.

એકજ સમાજમાંથી જ નહિ પરન્તુ એક જ ધર્મ સંસ્થામાંથી પોપ એલેકઝાન્ડર છઠ્ઠો અને સાધુ ગીરોલામો સાવનરોલા જેવી બે વિરોધી વ્યકિતઓ ઇટાલીના નવચેતન યુગમાં અસ્તિત્વમાં આવી. એ તે વખતની વિચિત્ર પરિસ્થિતિનો ખ્યાલ આપે છે. સાવનરોલાને લ્યુથરે મધ્યસ્થ ધાર્મિક સંસ્થાની સ્હામે વિરોધ જાહેર કર્યો તે પહેલાંના તેના કટ્ટા પ્રતિસ્પર્ધિ તરિકે કેટલાક ઓળખાવે છે. પંદરમા સૈકામાં તે સ્વતંત્ર વિચારો ધરાવવા માટે જાણીતો થયો હતો; તોપણ એટલું તો કહેવું જ પડશે કે તેનામાં લ્યુથરના જેવી બળવાખોર વૃત્તિ નહોતી; તેની પ્રવૃત્તિઓ એવી ન્હોતી કે જેથી ખ્રિસ્તી ધર્મને નવું જોમ મળે; તેમ તેને સાહિત્ય કળા કૌશલ્યના અભ્યાસ માટેની ચળવળ પ્રત્યે સહાનુભૂતિ પણ નહોતી. નવચેતન અને સુધારાના જુસ્સા તરફ તે સાધુની વક્ર દૃષ્ટિથી જોતો. નાસ્તિક સંસ્કૃતિના ફણગારૂપ લાગી, તે નવચેતન યુગની પ્રવૃત્તિઓ પ્રત્યે શંકાની નજરે જોતો, તેને રોમની ખ્રિસ્તી સંસ્થાના ધારાધોરણોમાં ફેરફાર કરવાની જરૂર લાગતી નહિ; તે છતાં વિચિત્ર વાત તો એ છે કે ઈટાલીના નવચેતન યુગમાં સાવનરોલા એક અપ્રતીમ વ્યક્તિ તરિકે ઇતિહાસમાં જાણીતો થયો છે. આને માટે કારણો ઘણાં હતાં. ઇટાલીની નૈતિક અને રાજકીય પરિસ્થિતિ કોઇ બરોબર સ્હમજી શકયો હોય તો તે એકલો જ હતો. જે વખતે ઇટાલીનાં રાજ્યો શાંતિનાં

સુખ ભોગવી રહ્યાં હતાં અને દેશમાં સંપૂર્ણ જાહોજલાલી અને વૈભવનો સાક્ષાત્કાર થતો હતો તે વખતે સાવનરોલા જોઇ શકયો હતો કે દેશને માથે ઘણા જ થોડા સમયમાં ભયંકર આપત્તિ આવી પડવાની હતી. તે આ વાત ખુલ્લી રીતે જાહેરમાં જણાવતો અને લોકો તે વાત સાંભળી મંત્રમુગ્ધ બની જતા. વડા ધર્મગુરુએ દાખલ કરેલા ખોટા રિવાજો અને જુલ્મગારોએ કરેલા અત્યાચારો દૂર કરાવવા તે પ્રયત્નો કરતો. તેના કહ્યા પ્રમાણે છેવટે ઇટાલીને માથે ભયંકર આપત્તિનાં વાદળ એકાએક ચઢી આવ્યાંઃ મતલબ કે તેણે કરેલી ભવિષ્યવાણી ખરી પડી હતી, પરંતુ આ ઉપરથી તે એકલો ભવિષ્યવેત્તા જ હતો એમ નહોતું; તે શાણો રાજદ્વારી પણ હતો. અને ઇટાલીના ઇતિહાસમાં કટોકટીના સમયે ફ્લોરેન્સનો તેણે એવો અજબ ભાગ ભજવ્યો કે જેથી તે ઇતિહાસમાં અમર થઇ ગયો છે.

**સાવનરોલા ફરેરા ખાતે.**

સને ૧૪૫૨ માં ગીરોલામો સાવનરોલા ફરેરા ખાતે જન્મ્યો હતો. પંદરમા સૈકાની શરૂ- પંદરમા સૈકાની શરૂઆતમાં પાડુઆના ખાનદાન કુટુંબમાંથી ઉતરી આવેલો ત્હેનો દાદો રાની મીશેલ આસ્ટેની રાજધાનીમાં આવીને રાજવૈદ્ય થઇને રહ્યો હતો. અને તેનો વિચાર ગીરોલામોને પણ વૈદ્ય બનાવવાનો હતો પરન્તુ તેનામાં બાળપણથી જ દુનિયા પ્રત્યેની બેદરકારી જણાવા લાગી અને તેને રાજદરબારો તરફ ઘણો જ અણગમો હતો. આસ્ટેના રાજકુટુંબની આગેવાની હેઠળ ફરેરા મોજશોખ અને વૈભવને માટે આખાએ ઇટાલીમાં પ્રખ્યાત હતું. ફરેરા જેવાં મોજશોખના સાધનો ભાગ્યેજ કોઇ સ્થળે હશે. ત્યાંના ઉમરાવ કુટુંબોના ભપકા અને મોજશોખની આખા ઇટાલીમાં પ્રતિસ્પર્ધા થતી. શહેરની અધવચ આવેલો રાતી ઇંટોનો ચોખંડો

કિલ્લો, હજુ પણ ઉભો છે. અહીં કવિઓ, ખેલાડીઓ, વિદુષકો, ખુશામતીઆઓ, સૈનિકો, ચોપદારો, સાક્ષરો અને સુંદર સ્ત્રીઓથી તે હમેશ ઉભરાતો રહેતો. આ કિલ્લાની હેઠળ ભોંયતળીઆની નીચે કેદખાનું હતું જેમાં દહાડે પણ અંધારૂં રહેતું. આ કેદખાનાની આસપાસ મજબૂત લોખંડી સળીઆની જાળી જડી દેવામાં આવી હતી. આનો ઉપયોગ ફેરેરાના રાજાની ખફગી વહોરી બેડીથી જકડાયલા કમનશીબ કેદીઓ માટે હતો. આ દૃષ્યથી ચુવાન સાવનરોલાનું હૃદય દ્રવી ઉઠતું; તેને રાજદરબારોના ખૂની ભપકા અને ઘોર અત્યાચારો તરફ તિરસ્કાર છૂટયો હતો અને તેણે મરતા સુધી આ કર્પિણ રાજનીતિની સ્હામે લડત ચલાવી હતી.

ધાર્મિક જીવન.

તેના બચપણની બાબતમાં આપણને ઘણી થોડી માહિતિ મળે છે. તેનું જીવનચરિત્ર લખનારાઓ કહે છે કે તે ઘણો ગંભીર અને એકલવાયો હતો. તેને એકાન્તવાસ બહુ પ્રિય હતો, દેવળોમાં જઇ હૃદયપૂર્વક ઇશ્વરપ્રાર્થના કરતો અને સ્વભાવે નમ્ર છતાં તેના બાપની જોડે દરબારમાં જવા ચોખ્ખી ના પાડતો. એરિસ્ટોટલ અને સેન્ટ થોમસ એકવીનાશનાં પુસ્તકો વાંચવાં તેને બહુ ગમતાં. નવયુગના લેખકો તરફ તેને આકર્ષણ ન હતું; તે તો જુના પુરાણા ધાર્મિક ગ્રંથો વાંચવાનું જ પસંદ કરતો.

પાદરી તરિકે.

દુનિયાની ધાંધળથી દૂર કોઇ એકાન્ત ઝુંપડીમાં રહેવું તેને બહુજ ગમતું. બીજાનાં પાપકર્મો જોઇ તેનું હૃદય ઘણું ક્ષોભ પામતું. સ્વભાવે તે ઘણો સુજી હોઇ, પોતાના વિચારો કોઇને જણાવતો નહિ. અને જો તે વિચારો તેના માતાપિતાએ જાણ્યા હોત તો તેઓ ઘણાં દુઃખી થાત, કારણ કે તેને ફેરેરાના

રાજદરબારમાં નામના કહાડતો જોવાની તેમની ઇચ્છા હતી. આ-ખરે તેને લાગ્યું કે તેણે દુનિયાની જંજાળોમાંથી મુક્ત થવું જોઇએ એટલે સને ૧૪૭૫ ના એપ્રિલ માસની ૨૩ મી તારીએ તે સ્હાં-જના સમયે સારંગી લઇ એક સુંદર હૃદયદ્રાવક સંગીત વગાડતો હતો તે વખતે કોઇ દૈવી પ્રેરણાથી તેની માતા તેની પાસે એકાએક આવી અને ગદ્દગદ્દ અવાજે બોલી “ભાઇ! આ તો હવે આપણે છૂટા પડવાનાં ચિન્હો દેખાય છે.” વિલારી કહે છે કે આ સાંભ-ળીને તે ઝબકીને જાગી ઉઠયો. છતાં ધ્રૂજતા અવાજે જમીન ઉપ-રથી આંખ ઉંચી કર્યા વગર, વાંસળી વગાડવાનું ચાલુ રાખ્યું. આ પ્રસંગનો દેખાવ જોવા જેવો હશે એમ સહજ સહમજી શકાય છે. ઇટાલીના જુના જમાનાના એક ઘરના ઓરડામાં સંધ્યાકાળ વખતે બારીમાં બેઠેલો સાવનરોલા અને હાથમાં શિવણનું કામ લઇ આતુર નજરે ઉભેલી તેની માતા—એ દશ્ય કોઇ પણ ચિત્રકારને આકર્ષ્યા વગર રહે નહિ. આ પ્રસંગ પછી સાવનરોલાએ કદી પણ સંસારી પોષાક પહેર્યો નહોતો.

બોલોના ખાતેના સેન્ટ ડોમીનીકના મઠમાં.

બીજે દિવસે ગીરોલામો છાનોમાનો ફરેરા છોડી બોલોના ગયો અને ત્યાં જઇ સેંટ ગેમીનીકના મઠમાં જોડાયો. આ પાદરીઓના સંઘનો સ્થાપનાર સેન્ટ થોમસ હતો અને ધાર્મિક લડાઇઓ વખતે આ સંઘ તરફ ઉપદેશકો, દેશે દેશ અને શહેરે શહેર ફર્યા હતા. આ ધાર્મિક સંઘમાં દાખલ થયા પછી પોતાના બાપને ગીરોલામોએ લખેલો પત્ર જાણવા જેવો છે. તેમાં તે લખે છે કે “દુઃખના મહાસાગરમાં ડુબેલી દુનિયામાં વ્યભિચારી, લુચ્ચા, અભિમાની એવા પાપી મનુષ્યો એટલા બધા મ્હારા જોવામાં આવ્યા કે મ્હને લાગ્યું કે પ્રભુને ડરીને ચાલનારા માણસો ભાગ્યેજ મ્હીભર હશે. મ્હને જ્યારે

સિદ્ધાન્તોના પક્ષોની આગેવાની લીધી હતી. લોરેન્ઝો મૂર્તિ-પૂજાના વાતાવરણમાં ઉછર્યો હતો, જ્યારે સાવનરોલાએ ફક્ત ઈસુ ખ્રિસ્તના ઉપદેશનો જુસ્સો ગ્રહણ કર્યો હતો. બન્ને અર્વાચીન કાળની વ્યકિતઓ હતી. નવચેતન યુગનો કાર્યક્રમ જન સમાજને એ રીતે લાભદાયી હતો. એક તો જુની સંસ્કૃતિનો, પુનરોદ્ધાર અને ખ્રિસ્તિ ધર્મ વિચાર મતમાં સ્વતંત્ર વિચાર દાખલ કરી, મધ્યકાલીન સમયમાં બંધાયેલાં બંધનોને તોડી નાખવાનો હતો. હજી લોરેન્ઝો અને સાવનરોલા વચ્ચે ચકમક ઝરી નહોતી. સાવનરોલા હજી મહત્વાકાંક્ષી બન્યો નહોતો. જ્યારે સાન લોરેન્ઝોમાં તે માત્ર ત્રીસ ચાળીસ માણસોની સભામાં ઉપદેશ કરતો કારણ કે સાન્ટો સ્પીરીટોફા મારીઆનો ડી જેનેઝીનોને ઉપદેશ સાંભળવા પોસીઝીઆનો અને શહેરના બીજા મોજીલા યુવાનો ટોળે મળતા; ડા માહીઆનો, મહાવિદ્યાલયના તત્વવેત્તા ફીસીનોની ઢબ પ્રમાણે, વકતૃત્વકળા દેખાડવા, મોટાં મોટાં ભાષણો આપી મોજીલા યુવાનોની રસવૃત્તિ પોષતો. પોતાના ભાષણોમાં તે એમ કહેતો કે ખ્રિસ્તી ધર્મ, અને પ્લેટોએ સ્થાપેલા ધર્મ વચ્ચે મળતાપણું છે, અને એવી ગહન બાબતો ઉપર ચર્ચાઓ ચલાવતો. આ વખતે ભાગ્યેજ કોઇને ખ્યાલ હશે કે પેલો કર્કશ અવાજવાળો સાધુ તેનો પ્રતિસ્પર્ધિ બની થોડાં વર્ષમાં એવી તો હોળી સળગાવશે કે જેને પરિણામે મેડીસી કુટુંબનું જોર તુટી જશે. પરંતુ સાવનરોલાનો અજ્ઞાતવાસ ટુંક સમયનો જ હતો એમ આપણે આગળ ઉપર જોઇ શકીશું.

જેમીગ્ના ખાતે

ફ્લોરેન્સમાં તેને કંઇ ફતેહ ન મળવાથી તે સાન જેમીગ્નો ગયો. આ નાનું શહેર તે વખતે ફ્લોરેન્સ અને સીએનાની ટેકરી ઉપર વસેલું હતું. આપણે હાલ તો તે સ્થળે

ઝીલાન્ડાજોની કૃતિઓના કોઇ જુના નમુના જોવાને માટે, અગર તે વખતના નવાબશાહી મહેલોના ખંડેરો નિહાળવાને, અથવા તો ત્યાં ઉભા કરેલા ઉંચા કથથઇ પથરાના મીનારા જોવાને કે ગામની આસપાસ બાંધેલો નાનો કિલ્લો જોવાને જઇએ છીએ. સાવનરોલા હજી પોતાના ધંધામાં ખરેખરો પાવર્ધો બન્યો નહોતો. તેનો અવાજ નબળો હતો અને બોલવાની ઢબ વિચિત્ર હતી; તેનો આત્મા હજી આનંદ અને ભયની વચ્ચે ઝોલાં ખાતો હતો. હજી હેને તેના આત્મબળનો સાક્ષાત્કાર થયો નહોતો એટલે હજી તેને જાહેરમાં આવવાની વાર હતી.

બ્રેશીઆસાં

સાન જેમીગ્નોમાં જે જુસ્સો તેનામાં પ્રગટયો હતો તે સને ૧૪૮૬માં બ્રેશીઆ ખાતે ભભૂકી નીકળ્યો. અત્યારે સાવનરોલાની ઉંમર ચોત્રીશ વર્ષની હતી. લગભગ અડધી જીંદગી વટાવ્યા બાદ તેણે બાઇબલનું સાક્ષાત્કારવાળું પ્રકરણ ઉઘાડયું. મતલબ કે તેની જીંદગીનાં શરૂઆતના ૩૦–૩૫ વર્ષોમાં એવું કંઇ જાણવા જેવું નથી. બ્રેશીયા ખાતે આવી તેણે ધીરે ધીરે લોકો ઉપર પોતાની સત્તા જમાવવા માંડી, તે કહેતો કે જ્યારે ૨૪ દૈવી પુરૂષો ઇટાલીના પાપકર્મો તરફ કરડી નજરે જોશે ત્યારે તેને માથે મોટી આપત્તિ આવી પડશે અને તેનું પરિણામ એવું આવશે કે શહેરોમાં લોહીની નદીઓ વહેશે. તેને દૈવી સત્તાનો સાક્ષાત્કાર થયા પછી તેના આત્માના સૂરો ઘણા મજબૂત થયા. હવે તેનો અવાજ એવો તો તીણો બન્યો કે તે સાંભળનારના હૃદયમાં સુંસરો પેસી ધ્રુજારો પેદા કરતો. લોકોને તેની ભવિષ્યવાણીમાં શ્રદ્ધા આવવા માંડી અને ૨૬ વર્ષ પછી ગેસ્ટન ડી ફોઇકસના સિપાઇઓએ જ્યારે બ્રેશીઆની શેરીઓમાં ૬૦૦૦ માણસોની કતલ કરી અને લોહીની નીકો વહેવડાવી ત્યારે લોકોએ સાવનરોલાએ કરેલી ભવિષ્યવાણી સંભારી.

પાછો ફ્લોરેન્સ ખાતે

બ્રેશીયાથી તે રેઝીઓ ગયો અને ત્યાં સુપ્રસિદ્ધ જીઓવાની પીકો ડેલા મીરાન્ડોલાની તેણે દોસ્તી બાંધી. આ દોસ્તી છેવટ સુધી ટકી. આ મહાન પુરૂષના ભત્રિજા જીઓવાની ફ્રાન્સીસ્કો પીકો ડેલા મીરાન્ડોલાએ પાછળથી સાવનરોલાનું જીવન વૃત્તાંત લખ્યું હતું. રેઝીઓથી તે જીનોવા ગયો; આ વખતે લોંબાર્ડીના ઉત્તર તરફના પ્રદેશો સુધી તેની ભવિષ્યવેત્તા તરીકેની ખ્યાતિ પ્રસરી હતી. હવે તેના જીવનની મહાન પળો નજીક આવતી હતી. આ જ સમયે અજાયબીની વાત તો એ છે કે લોરેન્ઝો ડી મેડીસીના આમંત્રણથી તે પાછો ફ્લોરેન્સ ગયો. જો આ વખતે લોરેન્ઝોને ખબર હોત કે તેને હાથે તેના કુટુંબનો ફ્લોરેન્સમાંથી બહીષ્કાર થવાનો છે, તો તેણે સાવનરોલાને ગળચી પકડી મારી નાખ્યો હોત કે જેથી ત્હેને ફ્લોરેન્સમાં પાછા આવવાનું રહેત જ નહિ. પરન્તુ ભાવિ મિથ્યા કેમ થાય! લોરેન્ઝોએ સેન્ટ માર્કના મઠનો તેને અધિકારી નીમ્યો. તેણે એવી આશા રાખી હતી કે સાવનરોલા જેવા મહાન વકતૃત્વશકિતવાળા સાધુને ફ્લોરેન્સમાં લાવવાથી તે શહેરની મહત્તા વધશે. લોરેન્ઝો ઘણો દૂરંદેશી હતો પરન્તુ તે સાવનરોલાનો સ્વાતંત્ર્ય મેળવવા ઝંખતો આત્મા જોઇ શકયો નહોતો. સને ૧૪૫૯ના ઑગસ્ટ માસની પહેલી તારીખે સાવનરોલાએ સેન્ટ માર્કના વ્યાસ પીઠ ઉપરથી એપોકલીપ્સની બાબત ઉપર એક જુસ્સાદાર ભાષણ આપ્યું: આ ભાષણની શરૂઆત પહેલાં તેણે એમ કહેલું કહેવાય છે કે "આવતી કાલથી હું ઉપદેશો કરવા માંડીશ અને તે કામ આઠ વર્ષ સુધી ચાલુ રાખીશ." ફ્લોરેન્સના લોકો તેના ભાષણથી ઘણા ચકિત થયા હતા. અને ધીમે ધીમે તેના ભાષણો સાંભળવાને તેઓ ટોળાબંધ આવવા લાગ્યા. સાવનરોલાને આથી સેન્ટ

માર્કનું દેવળ નાનું પડવા લાગ્યું એટલે તેને ડુઓમોમાં જવું પડયું. હવે તે લોકોનો ખરેખરો ધર્માધ્યક્ષ બન્યો હતો. અને લોકો ઉપર તે જીવ્યો ત્યાં સુધી પોતાની સત્તા જાળવી શકયો હતો.

ભવિષ્યવાણી.

સને ૧૪૯૧ માં તેણે જે ઉપદેશો આપ્યા તે બાબતમાં લખતાં સાવનરોલા કહે છે "સેન્ટ માર્કના દેવળમાં મેં સાક્ષાત્કાર ઉપર જાહેર ભાષણો આપવાનું શરૂ કર્યું. તે ભાષણો દ્વારા મેં ફ્લોરેન્સના લોકોની પાસે ત્રણ બાબતો રજૂ કરી. એક તો એ કે આપણા જ વખતમાં મધ્યસ્થ ધાર્મિક સંસ્થામાં સુધારા દાખલ થશે; બીજું તે સુધારા થતા પહેલાં ઇશ્વર તેના પાપો માટે ઇટાલીને સખ્ત શિક્ષા કરશે અને તે ટૂંક વખતમાં જ બનશે. એ કાંઇ સુધારક નહોતો. ધર્મ સિદ્ધાન્તોની પુનર્રચના કરવાનો કે તે ધાર્મિક સંસ્થાની સર્વોપરિ સત્તાની સામે તકરાર ઉઠાવવાનો અગર તેની નીતિ બાબત ચર્ચા કરવાનો તેને સ્વપ્ને પણ ખ્યાલ આવ્યો નહોતો. બલ્કે તે કંઇ નવિન પંથનો સ્થાપક નહોતો; તેના પહેલાં થઇ ગએલા ડૉમીનીક અને ફ્રાન્સીસની માફક સાધુઓ કે ઉપદેશકોનાં મંડળો સ્થાપવાનો તેણે પ્રયત્ન કર્યો નહોતો; તેમ થીએટાઇન અને લોયલા ડી જેસ્યુઇસ્ટની માફક ધર્મનો બચાવ કરવાને પ્રચારકોનું ટોળું ઉભું કરી શિક્ષણ પ્રચારક સંસ્થાઓ સ્થાપવા પ્રયાસ કર્યો નહોતો. દુનિયાનાં પાપોથી ત્રાસી જઇ, જૂના જમાનાના ભવિષવેત્તાઓએ લીધેલો માર્ગ તેણે ગ્રહણ કર્યો હતો. તેણે જેરેમીહાનો જુસ્સો પોતાનામાં ઉતાર્યો હતો. તેની ખાત્રી થઇ હતી કે ઇટાલીમાં થતા પાપાચારોનો સખ્ત બદલો થોડા વખતમાંજ મળશે.

૮ ઇટાલીમાં નવચેતન

સાવનરોલાનું છાયાચિત્ર.

આ ઉપરથી સાવનરોલા કેવો હશે અને તેની ભાષણો આપવાની ઢબ કેવા પ્રકારની હશે તેનો સહજ ખ્યાલ આવી શકે છે. તેના એક શિષ્ય ફ્રાબા ટેર્ટોલીસીઓએ સેન્ટ પિટરના શહીદ તરિકે તેણે એક ચિત્રમાં આલેખ્યો છે. આ ચિત્ર તેની પ્રકૃતિનો આબેહૂબ ખ્યાલ આપે છે. આના કરતાં પણ વધારે સારું ચિત્ર હાલ ફ્લોરેન્સ ખાતે યુફીસીમાં દેખાડવામાં આવે છે. તે પથ્થરમાંથી જીઓનાની ડેલા કોરીનોલે કોતરી કાઢ્યું છે. આ પ્રતિકૃતિ ઘણી જ મઝાની છે. જાણીતા ચિત્રકાર માઇકલ એન્જેલોએ કળાકૌશલ્યના અદ્‌ભૂત નમૂના તરિકે તેનાં વખાણ કર્યાં છે. મોટી પાઘડીથી તેનું માથું ઢંકાઇ જાય છે એટલું જ નહિ પરન્તુ તેણે પહેરેલો ઓઢો તેના ખભાને પણ ઢાંકી દે છે. આથી તેનું માથું બેઠા ઘાટનું અને લાંબુ લાગે છે. તેનો દેખાવ ભરાવદાર માલૂમ પડે છે; ઊંડા પડી ગએલા ખાડામાંથી આંખોનો ચમકારો જોઇ શકાય છે. તેનું નાક વાંકવાળું અને લાંબું છે. અને તેનાં પહોળાં નસ્કોરાં તેનામાં રહેલા જુસ્સાની સાક્ષી પૂરે છે. તેનું મોઢું ભરાવદાર અને હોઠ આગળ પડતા અને બીડાયલા છે. તેથી એવો ખ્યાલ આવે છે કે જાણે તે હમણાં જ પોતાની ભયંકર વક્તૃત્વ શક્તિનો પરચો બતાવશે. ઉપદેશક તરિકેની શક્તિનો ખ્યાલ તેના મજબૂત સ્નાયુઓ ઉપરથી આવી શકે છે. તેનું જડબું સખત અને ભારે છે અને તેની હડપચીનું હાડકું આગળ નીકળી આવે છે. જેથી જડબા અને હડપચી વચ્ચે મોટો ખાડો પડે છે. સામાન્ય રીતે જોતાં તેનો દેખાવ કદરૂપો છે પરન્તુ તે તિરસ્કાર ઉપજાવે તેવો તો નથી જ. કારણ કે તેનામાં અદ્‌ભૂત તાકાત હોવા છતાં તેનામાં સ્ત્રીની કોમળતાનો ભાસ થાય છે.

સાવનરોલા સિદ્ધાન્તવાદી સાધુ હતો. મઠમાં રહેવાથી તે સત્તાને માન આપતાં શીખ્યો હતો. કેટલીક વખત તે માંદો હોય અને વ્યાસપીઠ ઉપર ઊભા રહેવા જેટલી શક્તિ પણ ન હોય તોપણ જ્યારે તે જુસ્સામાં આવી જઈ ભાષણો આપતો ત્યારે ફ્લોરેન્સનું સભાગૃહ તેના બળતા અંગારા જેવા શબ્દોથી ધ્રૂજી ઊઠતું. તેની વકતૃત્વ કળા શુષ્ક હતી તે છતાં તે સાંભળનારાઓ ઉપર ઘણો સારો કાબૂ ધરાવી શકતો. ઉપદેશ કરતી વખતે તેના મોઢા ઉપર એવું તો અદ્‌ભૂત તેજ ઝળકી ઊઠતું કે સાંભળનારાઓ આપોઆપ ધ્યાન આપતા. તેની દલીલો સચોટ અને દૃષ્ટાન્તોથી ભરપૂર હતી, જેથી તેના વિચારોના ધોધમાં સાંભળનારાઓ ઉપર તે એવો અજબ કાબૂ મેળવતો કે કેટલીક વાર તેમને આંસુ પડાવતો કે ભયથી ધ્રૂજાવતો અને સાથે સાથે પ્રાર્થનાઓ અને સમજાવટથી તેમના આત્માને ખુદ ઇસુ ખ્રિસ્તની મધુરતા અને દયાની ઝાંખી કરાવતો. શરૂઆતમાં તે ઉપદેશો દ્વારા શાસ્ત્રાર્થ કરતો, પરંતુ ધીમેધીમે તેનામાં આત્મશ્રદ્ધા આવવાથી, તેનાં ભાષણો પ્રત્યે લોકોની સહાનુભૂતિ વધવા લાગી. દેવળના સભાગૃહમાં જ્યારે તેનો અવાજ ગાજી ઊઠતો ત્યારે સાંભળનારાઓનાં ડૂસકાંનો અવાજ પણ સંભળાતો. તેના ઉપદેશો પૈકી એક ઉપદેશનાં કાગળિયાં જડી આવ્યાં છે તેમાં તે શરૂઆત કરે છેઃ "મારું હૃદય એવું તો ભરાઈ આવ્યું છે કે હું બોલી શકતો નથી." પીકોડેલા મીરાન્ડોલા આપણને કહે છે કે ડુઓમોના શાન્ત સભાગૃહમાં જ્યારે સાવનરોલાનો અવાજ સંભળાતો કે તરત તેમાં લોકો ઉભરાઇ જતા; તેનાં ભાષણો સાંભળતાં એવી તો અસર થતી કે લોકોને કંપારી છૂટતી. અને પરિણામે તેઓ ભયથી ધ્રૂજી ઊઠતા, તેમના શરીર ઉપરની રુવાંટીઓ

સાવનરોલા ભાષણકાર તરિકે.

ઊભી થઇ જઇ રોમાંચ અનુભવતા. બીજો લખે છે કેઃ આ ઉપદેશો એવા તો સચોટ હતા કે લોકો ભયથી ધ્રૂજી ઊઠતા એટલું જ નહિ પરંતુ તેમની આંખમાંથી આંસુ ટપકી તેમનું હૃદય ડૂસકાંથી ભરાઇ જતું. સભાગૃહની પાસેથી શેરીઓમાંથી પસાર થતા લોકો પણ તેના શબ્દો સાંભળીને સ્તબ્ધ બની જતા.

તેની ધમકીઓ.

સાવનરોલા માત્ર ઉપદેશક હતો એટલું જ નહિ પરંતુ સારો વક્તા પણ હતો. તેના શબ્દો તીર જેવા સચોટ અને સાંભળનારાઓના હૃદયમાં સૂંસરા પેસી જતા. તે વારંવાર કહેતો-" પશ્ચાતાપ કરો ! દૈવી ન્યાય હવે નજીકમાં જ છે. તમારે માથે ભયની તરવાર ઝઝૂમી રહી છે. વ્યભિચારીઓથી ભરેલી ધર્મસંસ્થાનાં પાપો માટે, નિર્દોષ આત્માઓને કચડતા અને ખૂનામરકીને ઉત્તેજન આપતા જુલ્મગારોનાં પાપો માટે, હે જનો! તમારાં પાપો માટે, હે માતાઓ અને પિતાઓ ! તમારાં પાપો માટે, હે યુવાનો! તમારાં પાપો માટે, હે કુમારીકાઓ ! તમારાં પાપો માટે, હે બાળાઓ ! તમારાં પાપો માટે, ઇટાલીને સહન કરવાનો સમય આવી પહોંચ્યો છે." સાવનરોલાની બોલવાની ઢબ ઘણી તીખી હતી અને કેટલીક વાર લોકોને તેમને મોઢે જ તેમના દુર્ગુણો વર્ણવતો, સામાજીક સડાઓને ઉઘાડા પાડતો અને દેશની થયેલી દુર્દશાનો તેના સાંભળનારાઓને અચૂક ખ્યાલ કરાવતો. છાનામાં છાના ગુનાઓને તે ખુલ્લી રીતે મોટા સ્વરૂપમાં બતાવતો અને તે વખતે તેમને તેઓ વરસતા અંગારાની હેઠળ તેઓ બેઠા ન હોય એવો ભાસ થતો. જ્યારે ભવિષ્યમાં પડનારી આપત્તિઓનું દિગ્દર્શન કરાવતો ત્યારે તેની મુખાકૃતિ વધારે ભયાનક લાગતી. તે કહેતોઃ " હવે સમય નજીક છે; ટૂંક વખતમાં

ઇટાલીમાં લોહીની છોળો ઊડશે, શહેરો આગ અને લશ્કરોના અત્યાચારોનાં ભોગ થઇ જમીનદોસ્ત થશે. જુદાં જુદાં રાજ્યો ઊખડીને પાયમાલ થશે; ભયાનક લડાઇઓમાં હજારોના પ્રાણ જશે અને પરિણામે ઇટાલી નિર્જીવ અને નિઃસત્વ બનશે.” સૈકાઓ પછી જ્યારે આપણે તેની ભવિષ્યવાણી વાંચીએ છીએ ત્યારે ભાન થાય છે કે તે અક્ષરેઅક્ષર સત્ય નીવડી હતી. પ્રેટો જમીનદોસ્ત થયું; બ્રેશીયાનો કિલ્લો ઊડી ગયો; રોજકા આગળ ખૂનખાર લડાઇઓ થઇ; વિએરોન્ઝામાં વેપારીઓના કાફલાને કાપી નાખવામાં આવ્યો, અને વધારે અજાયબી જેવી વાત તો એ છે કે સેંટમાર્કમાં તેણે આપેલા ઉપદેશ પછી ફક્ત ત્રણ વર્ષમાં ચાર્લ્સ આઠમો ઇટાલી ઉપર ચડી આવ્યો, લોરેન્ઝો ડી મેડીસી મરણ પામ્યો અને દૂરંદેશી રાજ્યદ્વારીઓ જોઇ શકયા કે દુનિયાના ઇતિહાસનું નવું પ્રકરણ શરૂ થયું હતું.

લોરેન્ઝો સાથે અથડામણ.

લોરેન્ઝો હવે આ તેજસ્વી સાધુની પ્રતિભા સહન કરી શકયો નહિ. સાવનરોલા ફક્ત બેસી ન રહેતાં ઇટાલી ઉપર પરદેશી રાજા ચડી આવશે, મેગ્નીફીશનરની પડતી થશે, વડો ધર્મગુરૂ મુશીબતમાં આવી પડશે અને નેપલ્સનો રાજા ખુવાર થશે એવી એવી અનેક ભવિષવાણી નીડરતાથી ભાખવા લાગ્યો. તેને હવે દબાવવો એ ઘણું મુશ્કેલીભર્યું કામ થઇ પડ્યું. ફ્લોરેન્સમાં આવે માત્ર થોડો જ સમય થયો હતો એટલામાં તેણે બતાવી આપ્યું કે તે ઉત્તમ પ્રતિનો વકતા હતો. અને સાથે મહાન રાજદ્વારી પણ હતો. સાનમાર્કોએ તેને સને ૧૪૯૧ માં તે મઠનો અધિકારી બનાવી, ટસ્કનીના બધા મઠોમાં સુધારા દાખલ કરવાનું કામ સોંપ્યું. તે વખતે એવો રિવાજ હતો કે

જે મઠાધિકારી નિમાય તેણે મેડીસીને મળવા જવું પડતું. સાવનરોલાને આ રિવાજમાં કંઇ મહત્વ ન જણાયાથી તે મેડીસીને મળવા ન ગયો. લોરેન્ઝો તેને થયેલું આ અપમાન જોઇ શકયો અને બોલી ઊઠયો: "આ પરદેશીને મેં મારા ઘરમાં સ્થાન આપ્યું અને હવે તે મારી સામું જોવાની પણ દરકાર કરતો નથી." પરંતુ સાવનરોલાના વ્યકિતત્વથી સૌ કોઇ બળી ઉઠતા. ખુદ મેડીસીને તેની ખુશામત કરવાની જરૂર પડી. સાવનરોલાના ઉપદેશો વખતે તે નિયમિત રીતે હાજરી આપતો અને સેન્ટ-માર્કની ધર્માદા પેટીમાં છૂટે હાથે સોનામહોરો પધરાવતો. પરંતુ તેની કાંઇ પણ અસર સાવનરોલા ઉપર થઇ નહિ. ધર્માદા પેટીમાં એકત્ર થતા પૈસા તે લોકોને વહેંચી આપતો. તેના આવા તોછડા વર્તનને માટે લોરેન્ઝોને તેના ઉપર વધારે દાઝ ચડી. તેણે હવે સાવનરોલાના જૂના પ્રતિસ્પર્ધિ મેરીઆનો ડીજેનેઝીનોને તેની સામે થવા ઉશ્કેર્યો. પરંતુ તેનો સમય હવે ચાલ્યો ગયો હતો. સાવનરોલા વકતૃત્વકળાશકિતનો ઇજારદાર બન્યો હતો. એટલે તેની સામે તે ફાવ્યો નહિ. પરિણામે ડીજેનેઝીનોને અપમાન પામી ફ્લોરેન્સ છોડવું પડયું. આ રીતે તેણે માથું ઊંચકયું. તે હવે જોઇ શકયો કે લોરેન્ઝો સ્વાતંત્ર્યનો દુશ્મન હતો. આચારવિચારોમાં મલીનતા દાખલ કરનાર હતો અને ખરા ધર્મનો પ્રતિસ્પર્ધી હતો. તે લોરેન્ઝોને એક જુલ્મગાર તરિકે જાહેરમાં ચિતરવા લાગ્યો અને તેના ઉપર ધિક્કારના વરસાદ વરસાવવા લાગ્યો. અને વાત એટલે સુધી વધી પડી કે મિત્રતા-દર્શક હસ્તધુનન માટે પોતાનો જમણો હાથ પણ ન આપતો અને વિવેકની ખાતર તેને સલામ પણ કરતો નહિ. તેને વડા ધર્મ-ગુરૂ એલેકઝાન્ડર છઠ્ઠાની પણ દરકાર નહોતી અને તે તેની પણ ઠેકડી કરવા લાગ્યો. આ વર્તન પોપથી સહન થઈ શકયું નહિ

અને તેણે તેને ધર્મબહાર મૂકયો. આથી સાવનરોલાએ ઉગ્ર સ્વરૂપ ધારણ કર્યું અને ઇટાલીના રાજાઓને ફરીફેરી ધર્મસભા બોલાવવા માટે કાવત્રું રચ્યું. લોરેન્ઝો કંઇ મૂર્ખ ન હતો. તે મનુષ્યનો ઉત્તમ પરિક્ષક હતો અને તેની કિંમત આંકી શકતો. તે જોઇ શકયો કે તેનો દુશ્મન સાધારણ મનુષ્ય ન હતો. જ્યારે તે મરણપથારીએ પડયો ત્યારે તેણે સાવનરોલાને પોતાનાં પાપો તેની સમક્ષ કબૂલ કરવા માટે બોલાવ્યો, તે વખતે તેણે કહ્યું, “ઇટાલીમાં કોઇ પ્રમાણિક સાધુ હોય તો તમે એકલા જ છો. જેટલો લોરેન્ઝો ખાનદાન અને ઉદાર હતો તેટલો જ સાવનરોલા નીડર અને દૃઢ હતો. લોરેન્ઝોએ પોતાનાં પાપો તેની આગળ કબૂલ કર્યાં ત્યારે સાવનરોલાએ તેની પથારી પાસે ઊભા રહી ઉપદેશ કર્યો; ” તારે ત્રણ કામો કરવાનાં બાકી છે. ઇશ્વરની દયામાં પૂરેપૂરી શ્રદ્ધા રાખ; તેં જે કાંઇ અન્યાયથી મેળવ્યું હોય તેનું પાછું આપ, અને ફ્લોરેન્સને તેની સ્વતંત્રતા પાછી આપ.” લોરેન્ઝોએ પહેલી બે બાબતો માટે હા પાડી પરંતુ ફ્લોરેન્સને સ્વતંત્રતા આપવાની બાબતમાં પોતાનું મોં દીવા તરફ ફેરવ્યું. તેને લાગ્યું કે વચન આપવું એ સહેલી વાત હતી પરંતુ તેને અમલમાં મૂકવું એ ઘણું કઠણ કામ હતું. જ્યાંસુધી લોરેન્ઝો ફ્લોરેન્સને સ્વતંત્રતા આપવાનું કબૂલ કરે નહિ ત્યાંસુધી સાવનરોલા તેને તેના પાપો માટે માફી પણ બક્ષે એમ નહોતો. આમ બન્ને હઠે ભરાયા. પરિણામે લોરેન્ઝો ગુજરી ગયો અને સાવનરોલા તેને માફી આપ્યા વગર તેનો મહેલ છોડી ચાલ્યો ગયો.

સ્વતંત્રતાને ખાતર.

લોરેન્ઝોની જગ્યા પીએરો ડી મેડીસીએ લીધી. જે સમયે સાવનરોલા લોકોને કહી રહ્યા હતા કે છેવટના દૈવી ન્યાયનો સમય નજીક આવે છે, તે વખતે ચાર્લ્સ આઠમો

લશ્કર સાથે ફ્લોરેન્સમાં દાખલ થયો. શહેરમાં કોઈ આગેવાન નહોતો અને લોકોને સ્વતંત્રતાનો ખ્યાલ પણ નહોતો. તે પરિસ્થિતિમાં આ ભવિષ્યવેત્તા સિવાય બીજું કોણ આગેવાની લઇ શકે? ડોમીનીકસ મઠોની સુધારણા કરવામાં તેણે પોતાની વ્યવસ્થાશક્તિ અજમાવી જોઇ હતી. હવે તેને લાગ્યું કે ઇશ્વરનો આદેશ છે કે તેણે ફક્ત ઉપદેશો આપી બેસી ન રહેતાં, લોકોની આગેવાની લેવી. અને આ સંકટના સમયમાં લોકોએ તેના નેતૃત્વનો સ્વીકાર પણ કર્યો. સાવનરોલા કંઇ બાયલો નહોતો કે ભયના સમયે પાછી પાની કરે. સને ૧૪૯૩–૯૪ દરમ્યાન તેનો અવાજ ફ્લોરેન્સમાં ગાજી રહ્યો. બ્રુનેલ્શીના ભવ્ય ઘુમ્મટની નીચેના વ્યાસપીઠ ઉપરથી તે લોકોમાં સ્વાતંત્ર્યનો જુસ્સો પ્રેરવા જુસ્સાદાર ભાષણો આપી રહ્યો હતો.

**સાવનરોલા રાજકર્તા તરીકે.**

સને ૧૪૯૫માં મેડીસીને હાંકી કહાડવામાં આવ્યો અને ફ્રેન્ચ લશ્કર ફ્લોરેન્સ છોડી જતાં, સાવનરોલાએ રાજ્યની લગામ લોકોની ઈચ્છાને વશ થઈને હાથમાં લીધી. તેણે લોકોને જૂનું રાજબંધારણ બાજુ ઉપર મૂકી દઇ વેનિસ જેવી મોટી રાજસભા સ્થાપવા સમજાવ્યું. આ રાજસભા ફ્લોરેન્સનું કેન્દ્રસ્થાન બન્યું. ઈતિહાસકારો આ ફેરફારને રાજબંધારણના ક્ષેત્રમાં માત્ર એક પ્રયોગ ગણી હસી કહાડત પરંતુ સાવનરોલાએ પોતાના અત્યુત્તમ બુદ્ધિચાતુર્યથી રાજના વડા તરિકે ઇસુખ્રિસ્તની સ્થાપના કરી અને રાજતંત્રને એકત્રિત બનાવ્યું. આનું પરિણામ એ આવ્યું કે ફ્લોરેન્સનું રાજ્ય, ધાર્મિક રાજ્ય બન્યું અને સાવનરોલા ઈસુખ્રિસ્તના પ્રતિનિધિ તરિકે રોમના વડા ધર્મગુરૂના જેવો હોદ્દો પામ્યો. રાજ્યનું બંધારણ ઘડ્યા પછી તે નીરાંતે બેઠો નહિ. તેણે હવે નૈતિક અને ધાર્મિક સુધારાઓ કરવા તરફ

પોતાનું લક્ષ્ય દોર્યું. વૈભવ, અહંકાર અને જાતજાતના દુર્ગુણો ત્યજી દેવા ઠરાવ્યું. યુવાન સ્ત્રીપુરૂષોએ તેમનાં રેશમનાં અને તેવાં બીજાં કીમતી વસ્ત્રો ફેંકી દીધાં. નાચતમાશા બંધ થયા. સરઘસોને બદલે હવે ભજનમંડળીઓ દાખલ થઈ. કાયદાઓમાં પણ એવા જ પ્રકારના કડક સુધારાઓ દાખલ કરવામાં આવ્યા.; નાણાં ઉપર વ્યાજ લેવાનો રિવાજ બંધ થયો. બલ્કે અત્યારે તો સાવનરોલાએ જે કંઈ કહ્યું તેનો ફ્લોરેન્સવાસીઓએ તાબડતોબ અમલ કર્યો. થોડા જ વખતમાં તેની પ્રતિભાના પ્રતાપે ફ્લોરેન્સ શહેરે નવો જ દેખાવ ધારણ કર્યો. હવે તેણે ભગવાં પહેરી લીધાં. પરંતુ આ ફેરફારો ઘણા ઉતાવળીઆ અને અવિચારી હતા. લોકોની મનોવૃત્તિ સાધુવૃત્તિને માટે કેળવાયલી નહોતી. વળી તે વખતની પ્રચલિત સંસ્કૃતિ જુદા જ પ્રકારની હતી. ધીમે ધીમે લોકોમાં બબડાટ શરૂ થયો અને મોજીલા યુવાનોએ આ બંધનો સામે બળવો ઉઠાવ્યો. પરિણામે ફ્લોરેન્સ પાછું પહેલાંની સ્થિતિમાં આવવા લાગ્યું.

**ફ્લોરેન્સનું પરિવર્તન.**

એક સામાન્ય મઠાધિકારીમાંથી ચઢી સાવનરોલા ફ્લોરેન્સ જેવા પ્રજાસત્તાક રાજ્યનો કુલમુખત્યાર બન્યો હતો એટલે તેણે કરેલી ગંભીર ભૂલો માટે કંઈ અજાયબી પામવા જેવું નથી. લોકોને પોતાની સંમતિથી નાખેલાં બંધનો ભારે પડવા લાગ્યાં અને ડાહ્યા પુરૂષોએ ભવિષ્ય ભાખ્યું કે હવે સાવનરોલાની પડતીનો સમય નજીકમાં જ છે. સાવનરોલાની પાછળ તેના અનુયાયીઓનું જબરૂં લશ્કર હતું. તેઓ પીઓગાની અને ફ્રેટેસ્ચીના નામે ઓળખાતા. મેડીસીના મિત્રોએ પોતાનો પક્ષ ઉભો કર્યો અને તેમણે સાવનરોલાની વિરૂદ્ધમાં ચળવળ ઉપાડી. આ પક્ષ તેથી "આરબ-બીયાટી" ના નામે ઓળખાવા લાગ્યો.

ફ્લોરેન્સના લોકોમાં ફેલાયલા અસંતોષની જ્વાળા ઠેઠ રોમ સુધી પહોંચી. ઇટાલીના એક પ્રજાસત્તાક રાજ્યના કુલમુખત્યાર તરિકે એક સામાન્ય સાધુ તેની સામે પડકાર કરે એ

એલેકઝાન્ડર ફ્રાની દખલ.

એલેકઝાન્ડરનાથી સહન થઇ શકયું નહિ. પહેલાં તો તેણે સાવનરોલાની ખુશામત કરી મીઠા મીઠા શબ્દો લખી તેને રોમ જવા લલચાવ્યો પરંતુ તેણે ફ્લોરેન્સ છોડવા ના પાડી. આથી એલેકઝાન્ડરે તેને ધર્મોપદેશ કરતો અટકાવ્યો. આ ફરમાનને માન આપી સાવનરોલા ઉપદેશો આપતો અટકયો પરંતુ તેણે ચાર્લ્સ આઠમાને લખ્યું કે "વડો ધર્મગુરૂ ઘણો આળસુ છે. અને ધર્મસંસ્થામાં ઘણો સડો પેઠો છે તેને દૂર કરવાની જરૂર છે." ફ્લોરેન્સના લોકોના આગ્રહને વશ થઇ વડા ધર્મગુરૂના મનાઇ હુકમ છતાં તેણે ધર્મોપદેશ આપવાનું પાછું શરૂ કર્યું. એલેકઝાન્ડરને જણાયું કે ધમકીઓથી સાવનરોલા ઉપર કંઇ અસર થાય તેમ નહોતું એથી તેણે તેને લાંચરૂશ્વતો દ્વારા વશ કરવા પ્રયત્નો આદરી જોયા. તેને કાર્ડીનલની જગ્યા આપવા જણાવ્યું. પરંતુ સાવનરોલાએ તેની ઘસીને ના પાડતાં જણાવ્યું કે કાર્ડીનલની રાતી ટોપી કરતાં પાદરીની સામાન્ય ટોપી તેને વધારે પ્રિયકર હતી. સને ૧૪૯૬માં ડુઓમોના વ્યાસપીઠ ઉપર ચઢી આ બાબતમાં જુસ્સાદાર ભાષણ આપી વડા ધર્મગુરૂની સખ્ત શબ્દોમાં ઝાટકણી કરી.

ડુઓમોના વ્યાસપીઠ ઉપરથી આપેલાં ભાષણોમાં રોમના વડા ધર્મગુરૂ તથા પાદરીઓ, મેડીસી અને ખુદ ફ્લોરેન્સના લોકોની પણ ઝાટકણી કહાડવામાં બાકી રાખી નહિ. આ

સાવનરોલાની પડતી.

બધામાં વડા ધર્મગુરૂ સામેની ટીકાઓ ઘણી જ સખ્ત હતી અને

રોમ સાથેની લડાઇમાં તેની બાજુ નબળી પડી જતી હતી કારણ કે મધ્યસ્થ ધાર્મિક સંસ્થાની સામે ટીકાઓ કરી તેણે શ્રદ્ધાળુ-જનોનાં મન દુભવ્યાં. તે સુધારક નહોતો તેમ લ્યુથરની માફક તેનામાં હિંમત પણ નહોતી. તે કદી પણ એલેકઝાન્ડરના ફરમાનો બાળવાની કે તેની સત્તાનો જાહેરમાં અનાદર કરવાની હિંમત કરી શકયો નહિ. પરંતુ તેણે એલેકઝાન્ડરની સામે વ્યક્તિગત ટીકાઓ કરવી શરૂ કરી. વડાધર્મગુરૂની સામે થવામાં તેણે ઇટાલીના બીજા રાજાઓની સહાનુભૂતિ ગુમાવી હતી. મીરાન્ડોલાના ઉમરાવ મોગેન્કિો સ્ફોર્ઝા અને પીએરો ડી મેડીસીએ મળી એલેકઝાન્ડરને સાવનરોલાનું કાસળ કહાડવા ઉશ્કેર્યો. આ પરિસ્થિતિમાં કોઇ પણ મનુષ્ય એકલો અને અટુલો ટક્કર ઝીલી શકે નહિ એ સ્વાભાવિક હતું. ધીમે ધીમે સાવનરોલાની સ્થિતિ કફોડી થવા લાગી. વ્યાપારીઓ ધર્મબહાર મુકાતા, તેમનો માલ બહારના બજારોમાં લુંટાતો અને તેમનો વ્યાપાર પડી ભાગવા લાગ્યો એટલે તેઓ પણ સાવનરોલાની સામે બબડવા લાગ્યા. આખા ફ્લોરેન્સ શહેરને ધર્મબહાર મૂકેલું હોઇ, કોઇ પણ પ્રકારની ધાર્મિક ક્રિયાઓ થઈ શકતી નહિ, મરણપથારીએ પડેલાઓના પાપો કબૂલાવી માફી અપાવી શકાતી નહિ અને મરણ પામેલાઓની દફનક્રિયા પણ થઇ શકતી નહિ. આજ સમયે કોંપેગ્નાસીના નામે ઓળખાતી એક ટોળી અસ્તિત્વમાં આવી અને આ ટોળીના જુવાનીઆઓ સાવનરોલાના કામમાં દખલગીરી કરવા લાગ્યા અને તેનું જાહેરમાં અપમાન કરવા પણ ચૂકતા નહિ. આખરે સને ૧૪૯૮ના માર્ચ મહિનામાં ફ્લોરેન્સના રાજ્યકાર્ય-વાહકોએ ડુઓમામાં તેને ઉપદેશો આપતો અટકાવ્યો. લોકો પણ રોમની મધ્યસ્થ ધાર્મિક સંસ્થાની સાથે લાંબી તકરારથી કંટાળ્યા હતા. અને તેના અનુયાયીઓ ફ્લોરેન્સની સામે ઉભા

થતા દુશ્મનો સામે લડવા તૈયાર નહોતા. એટલે હવે સાવનરોલાની પડતીના પડઘા સંભળાવા લાગ્યા.

સાવનરોલાના પત્રો.

સાવનરોલાને હવે લાગ્યું કે કટોકટીનો મામલો ઉભો થયો હતો. તેના બધા પ્રયત્નો નિષ્ફળ નીવડ્યા હતા. તે હવે છેલ્લે પાટલે બેઠો. યુરોપની મધ્યસ્થ ધાર્મિક સભા બોલાવવા માટે તેણે યુરોપના બધા રાજાઓને પત્રો લખ્યા. જે પત્ર તેણે આઠમા ચાર્લ્સ ઉપર લખેલો તે એલેકઝાન્ડરના હાથમાં આવી પડ્યો. તેણે વડાધર્મગુરૂને પણ એક પત્ર લખી આ બાબતની ચેતવણી આપી હતી. તે પત્રના છેવટમાં તે લખે છેઃ–"હવે મને આપનામાં શ્રદ્ધા રહી નથી. એટલે મારે હવે ઇસુખ્રિસ્તનો આશરો લેવો પડશે. તે જ નબળાઓને આ દુનિયાના બળવાન નર–સિંહોથી બચાવી શકશે. મારી ખાત્રી છે કે ઇસુખ્રિસ્ત મને મારા કામમાં મદદ કરશે અને મારી પવિત્રતા પુરવાર કરી આપશે અને જેઓ મને હેરાન કરે છે અને મારા માર્ગમાં કાંટા પાથરે છે તેમને યોગ્ય શિક્ષા કરશે. મારે માટે હું જરાપણ આશા રાખતો નથી પરંતુ મૃત્યુની જ રાહ જોઇ રહ્યો છું. હું ઇચ્છું છું કે આપ ધર્મનો માર્ગ લેશો અને આપના આત્માના મોક્ષને માટે યોગ્ય ઉપાય લેશો."

સાવનરોલા કેદમાં.

એકલે હાથે ખ્રિસ્તી ધર્મના વડા ધર્મગુરૂ અને ઇટાલીના રાજાઓ સામે બાથ ભીડતાં, સાવનરોલાને આત્મભોગ આપવાની જોઇતી તક મળી. વર્ષો થયાં તેને પોતાની શક્તિમાં વિશ્વાસ બેઠો હતો. અને તે એમ માનવા લાગ્યો કે તેનામાં કોઇ દૈવી શકિતનો સંચાર થયો હતો. આવી ખોટી માન્યતાને

લઈને પોતે જ ખોદેલા ખાડામાં તે પોતે થઈને પડયો. કેટલીક વાર તે એવી બડાશ હાંકતો કે અગ્નીની વચ્ચે ઉભો રહી પોતાની દૈવી શકિતની ખાત્રી કરી આપશે. હવે તે સમય આવી લાગ્યો. એ ફુલીઆના ફ્રાન્સીસ્કન મઠના એક સાધુએ સાવનરોલાને અગ્નિમાં ઉભા રહી તેને મળવા આમંત્રણ આપ્યું અને પોતાની દૈવી શકિતની ખાત્રી કરી આપવા જણાવ્યું. ફ્રાડોમીનીકો જે સાવનરોલાનો ચૂસ્ત અનુયાયી હતો તેણે આમંત્રણ સ્વીકાર્યું અને પોતે સાવનરોલાનો સાથી બન્યો. અગ્નિ પ્રગટાવવામાં આવ્યો અને બન્ને સાધુઓ તેમાં પ્રવેશ કરવાને તૈયાર થઈને ઉભા. આખું એ ફ્લોરેન્સ પીઆઝી ડી સીનોરીમા, આ દૃષ્ય જોવાને માટે એકઠું થયું. વચ્ચે ઘણી અડચણો ઉભી થઇ અને આખોએ દિવસ રાહ જોઇ પરંતુ સાવનરોલાએ અગ્નિપ્રવેશ કર્યો નહિ. સાંજે લોકોને ધુમ વરસાદમાં પોતપોતાને ઘેર જવું પડયું. આ પ્રસંગ ઉપરથી તેમની ખાત્રી થઈ કે તેમનો પયગંબર ફકત એક પ્રતિસ્પર્ધિ કોટેગ્નાઝી હવે સભામાં આવ્યો અને તેણે સાવનરોલાને બાંધીને કેદમાં નખાવ્યો, જ્યાં તેને ફાંસી દેતા સુધી રાખવામાં આવ્યો. તેની જીંદગીના છેલ્લા અઠવાડીઆમાં શું બન્યું તે જાણવા આપણી પાસે સાધન નથી. તેણે કેદમાં પડયાં પડયાં ૩૧મા અને ૫૧મા સ્તુતિના મંત્રો રચ્યા હતા, જે લ્યુથરે સને ૧૫૭૩માં જર્મનીમાં પ્રસિદ્ધ કર્યા. સાવનરોલાને લાંબા વખત સુધી રીબાવવામાં આવ્યો અને મૂર્ખ અને વહેમી ન્યાયાધિશો આગળ ખોટા પુરાવા અને વિરોધી કબુલાતો લેવામાં આવી. આ વખતે તેણે શું જવાબ આપ્યો અને તેના સિદ્ધાન્તોની તરફેણમાં શું દલીલો આપ્યા તે જાણવામાં નથી. તેણે માફી માગી કે નહિ તે પણ જાણવા સાધન નથી. છેવટ સુધી તે અડગ જ રહ્યો હતો. તેનો આત્મા મજબૂત હતો પરંતુ દેહ નબળો હતો એટલે તે

ધર્મને માટે પોતાની મેળે દેહત્યાગ કરી શકયો નહિ.

તેનું મૃત્યુ.

સને ૧૪૯૮ના મે માસની ૨૩મી તારીખ સવારના દશ વાગે સાવનરોલાને તેના બે અનુયાયીઓ, સાલવેસ્ટ્રો અને ડોમીનીકોની સાથે કેદખાનામાંથી બહાર લાવવામાં આવ્યો. પહેલાં આ બે અનુયાયીઓને ફાંસી દેવામાં આવી. જ્યારે સાવનરોલાને ગળે દોરડું બાંધ્યું ત્યારે ટોળામાંથી એક બોલી ઉઠયો કે "પયગંબર, હવે ચમત્કાર બતાવવાનો વખત આવ્યો છે." વર્સોનાનો વડો પાદરી સાવનરોલાને ફાંસી દીધી તે વખતે હાજર હતો. તેણે સાવનરોલાનો સાધુનો ઝબ્બો ઉતારી લીધો અને કહ્યું કે જે ધર્મસત્તા સર્વ શક્તિમાન છે અને જેણે જીત મેળવી છે તેનામાંથી તારો બહિષ્કાર કરૂં છું, મૃત્યુ સમયે પણ સાવનરોલા અડગ જ રહ્યો. તેણે જવાબ આપ્યો "હા ! સર્વ શકિતમાન તો ખરી પરંતુ ફત્તેહમંદ તો નહિ જ. ફત્તેહ તમારા ભાગ્યમાં નથી." છેવટના શબ્દો એ હતા કે "અરે ! તેં મારે માટે બહુ સહન કર્યું છે." પછી તેના ગળાની આસપાસ દોરડાનો ટુંપો ઘણો સખત થયો અને તેને લટકાવ્યો હતો તેની હેઠળ તાપણી સળગાવી. જ્યાંસુધી તેનામાં જીવ હતો ત્યાંસુધી અગ્નિ તેને સ્પર્શ કરી શકયો નહિ. અને જેઓ ત્યાં આગળ ઉભા હતા. તેમણે જોયું કે મરતી તખતે તેનો જમણો હાથ આશીર્વાદ આપવા માટે ઉંચો રહ્યો હતો. તેના મૃતદેહનાં અસ્થિ અને રાખ આર્નો નદીમાં નાખેલી તે પૈકી તેનું હૃદય આખું ને આખું એક નાના બાળકના હાથમાં આવ્યું અને આજે પણ મે માસની ૨૩મી તારીખે સવારમાં જે જગ્યાએ તેણે દેહત્યાગ કર્યો ત્યાં આગળ જે પથ્થર પડયો છે તેના ઉપર ફુલો ધરાવવામાં આવે છે.

આ રીતે સાવનરોલા મરણ પામ્યો અને દૈવી ખ્રીસ્તા તરીકે પૂજાવા લાગ્યો. તેના ઉપદેશો અને બીજાં લખાણો છપાઈને દેશે દેશ વેચાવા લાગ્યાં. તેના માનમાં તેની પ્રતિકૃતિ

સાવનરોલાના મરણ બાદ.

સાથેના સિક્કાઓ અને ચાંદો પાડવામાં આવ્યા. વડા ધર્મગુરૂના મહેલમાં કેમેરા ડેલા સેગ્નાટુરાના ભાગમાં ધાર્મિક સંસ્થાના મુખ્ય ઉપદેશકોની હારમાં રાફેલે ચિતરેલું સાવનરોલાનું ચિત્ર મૂકવામાં આવ્યું, પરંતુ તે ચિત્રને નાસ્તિક તરિકે અને લોકોને ઉશ્કેરનાર તરિકે ગણી જાહેરમાં બાળી મૂકવામાં આવ્યું. તેને હવે મધ્યસ્થ ધાર્મિક સંસ્થામાં અગ્રસ્થાન આપવામાં આવ્યું એ અજાયબીની વાત છે. મઠના દેવળોમાં તેના નામની ગાદીઓ સ્થપાઈ; અને સેન્ટ ફ્રાન્સીસની માફક સાવનરોલા પણ લોકોમાં ઘણો માનીતો થઇ પડયો. તેની જીંદગીની નાનામાં નાની બાબતો જાહેરમાં આવવા લાગી અને લોકો તેમાં રસ લેવા લાગ્યા. ફ્લોરેન્સના લોકોનો તો તે હવે હૃદયમણિ થઇ પડયો. કેટલાંએ વર્ષો સુધી સ્વાતંત્ર્ય માટેની લડતમાં તેના નામની તેઓ જયઘોષણા કરતા. તેની ભવિષ્યવાણીઓને સંભારી લોકો સને ૧૫૨૯ ના ઘેરા વખતે પોતાનો જુસ્સો જાળવી રહ્યા; અને તેની રાજ્યનીતિ ગ્રહણ કરી, જિકોલો, કપોની અને ફ્રાન્સીસ્કો કાર્ડનુશી તે અંધાધુંધીના સમયમાં લોકો ઉપર કાબૂ રાખી શકયા. ફ્લોરેન્સના ઇતિહાસમાં સાવનરોલા રાજદ્વારી વ્યક્તિ તરિકે જો કે થોડા સમયને માટે નજરે પડે છે, તોપણ ફ્લોરેન્સને તો જે નૈતિક પુનર્જીવન આપ્યું તેથી તેને માનવજીવનના ઇતિહાસમાં અમરસ્થાન પ્રાપ્ત કર્યું છે. તેનાં શીલસુશીભર્યાં ધાર્મિક લખાણો મધ્યકાલ પછીના સાહિત્યક્ષેત્રમાં અગ્રસ્થાન ભોગવે છે. એક ધાર્મિક મઠના અધિકારી તરિકે, લોકોની આગેવાની લઇ, ઉપદેશો

દ્વારા બખેડાઓ બંધ પાડવા માટે તેણે કરેલા પ્રયત્નોની યથાર્થતા માટે શંકા રહે છે; પરંતુ ધર્મમાં નવો યુગ પ્રગટવાનો છે અને ઇટાલીનો પુનરોદ્ધાર થવાનો છે એવી આગાહીઓ કહી તેણે પોતાનું દૂરદેશીપણું સાબિત કરી આપ્યું છે. તેની આ સેવા બદલ તેને નવચેતનના પ્રીરસ્તા તરિકે ઓળખાવીએ તો તેમાં જરા પણ ખોટું નથી.

# પ્રકરણ ૬

## આઠમા ચાર્લ્સની સવારી

યુરોપના ઇતિહાસમાં મહત્વના ફેરફારોના ચિહ્ન તરીકે ઇટાલી ઉપર ચાર્લ્સ આઠમાની ચડાઇ હતી. આ ઉદ્દામ વૃત્તિના યુવાનના શોખનું પરિણામ હતું. તે ઇટાલી ઉપર ચડી આવ્યો અને ત્વરિત ગતિથી પાછો ગયો. તેની ઇટાલી ઉપરની સવારી ધાડપાડુના ધાડ જેવી હતી. જેટલી સહેલાઇથી તેણે ઇટાલી ઉપર જીત મેળવી તેટલી જ સહેલાઇથી ફ્રેન્ચ લોકોએ ઇટાલી ખોયું. આમ છતાં તેણે ઉત્તરથી દક્ષિણમાં અને દક્ષિ-ણથી ઉત્તરમાં પાછા ફરતાં થોડા માસમાં જે ધ્રુજારો ફેલાવ્યો તેની અસર જલદીથી ભુંસાઇ નહિ અને પરીણામ એ આવ્યું કે યુરોપનો રાજકીય ઇતિહાસ એકદમ ફરી ગયો.

ચાર્લ્સ આઠમાનું ગાદીએ આવવું

લુઇ ૧૧આના વખતમાં ઇટાલી ઉપર ચડાઇ લઇ જવાની લાંબી તૈયારીઓ કરી હતી. તેણે લગભગ પોતાની આખી જીંદગી ફ્રેન્ચ રાજ્યને એકત્ર કરી તેનું સંગઠન કરવામાં ગાળી. અને તેના મરણનાં થોડા વર્ષ અગાઉ આન્જુના રાજા રેને (૧૪૭૪) અને મેનના ઉમરાવ (૧૪૮૧) જોડે એવું તહનામું કર્યું કે જેથી આન્જુના રાજ-કુટુંબની નેપલ્સની રાજ્યગાદી માટે જે હક્ક હતો તે ફ્રાન્સ કુટુંબને મળ્યો. લુઇના મરણ પછી સને ૧૪૮૩માં ચાર્લ્સ

આઠમો ગાદીએ આવ્યો. તે વખતે તેની ઉંમર ફક્ત ૧૩ વરસની હતી. એટલે તેના વતી તેની મોટી બેન આન ડી બોને રાજની લગામ હાથમાં લીધી. સને ૧૪૯૨ સુધી ચાર્લ્સ આઠમાના હાથમાં રાજાની સર્વ સત્તા આવી નહિ. સન ૧૪૯૨નું વરસ ઇતિહાસમાં ઘણું જ જાણીતું છે. તે વરસમાં કોલમ્બસે અમેરીકા શોધી કાઢયો. રોડ્રીગો બોર્જીઆને વડો ધર્મગુરૂ બનાવવામાં આવ્યો. અને તે જ વરસમાં ગ્રેનેડા જીતીને કબજે કરીને સ્પેન એક રાષ્ટ્ર બન્યું. આ ત્રણે બનાવો જેટલા મહત્વના હતા તેટલા જ મહત્વનું ઇટાલી માટે ચાર્લ્સનું રાજ્યારોહણ હતું.

ફીલીપ ડી માઇન્સ અને ગુઇસીઆડીની એ બન્નેએ આ રાજ્યકુમારનો દેખાવ અને ચારિત્ર્ય

આઠમા ચાર્લ્સનું ચારિત્ર્ય આલેખ્યાં છે. આ રાજકુમારે ઇતિહાસના તકતા ઉપર આગળપડતો ભાગ ભજવ્યો હતો અને તેને પરીણામે યુરોપના રાજ્યકીય વાતાવરણમાં જુજ ફેરફારો થયા હોવા છતાં, તેની અસર ઘણા લાંબા વખત સુધી પહોંચી હતી. બાળપણમાંથી જ તે ઘણો નબળા બાંધાનો હતો, અને હરહમેશ માંદો રહેતો. તેનો બાંધો ટૂંકો અને તેનો ચહેરો કદરૂપો હતો. પરંતુ તેના દમામ અને આંખના તેજને લીધે આકર્ષક લાગતો. તેના અવયવો એવા નાના મોટા હતા કે તે માણસ કરતાં કોઇ જંગલી પ્રાણીને વધારે મળતો આવતો. તે કળાકૌશલ્યથી કેવળ અજ્ઞાત હતો એટલુંજ નહિ પણ લખીવાંચી જાણતો નહિ. જો કે તે સત્તા વાપરવાને ઉત્સુક હતો છતાં ખરું કહીએ તો તેનામાં રાજ્ય ચલાવવાની તાકાત ન હતી. અને તેના ખૂશામતીઆ ઉપર પણ પોતાની ધાક બેસાડી શકયો ન હતો. અને તેથી ભાગ્યે જ કોઇ તેનાથી ડરતું. હમેશાં તે કામથી કંટાળતો અને થાકી જતો, અને કેટલીક વાર તો

ઘણા મહત્વના કામમાં અનિશ્ચિતપણું અને મૂર્ખાઇ બતાવતો. તેની યશ મેળવવાની લાલસા બુદ્ધિના કરતાં તુકકાનું પરીણામ હતું. તેની ઉદારતા અતિશય અવ્યવહારૂ અને દેખાડો કરવા માટેની હતી. જ્યારે તે મક્કમતા બતાવવાનો પ્રયત્ન કરતો ત્યારે મક્કમતાની જગ્યા ખોટી હઠીલાઇ લેતી, જેને માટે લોકો તેને ભલો કહેતા તે ભલાઇ નહિ પરંતુ તેની નામર્દાઈનું પરીણામ હતું. આ પ્રમાણે ગુઇશીઆર્ડીનીએ આપણી સમક્ષ આઠમા ચાર્લ્સનું રેખાચિત્ર દોર્યું છે. ડી કોમાઇન્સ આ જ વાત ઘણા થોડા શબ્દોમાં કહે છે: "તે રાજા જુવાન અને છોકરવાદ હતો. ન હતા તેની પાસે પૈસા કે ન હતી તેનામાં અક્કલ. તે નબળો, જીદ્દી, અને મૂર્ખ સલાહકારોનો ભોગ થઇ પડયો હતો.

ઇટાલી ઉપરની ચઢાઇની તૈયારીઓ.

ઇટાલી જેવા રાજ્યને જીતવાની તક આવી લાગતાં ચાર્લ્સ અને તેના સભાસદોને ઘણો હર્ષ થયો. તેણે પોતાના રાજ્યની સહિસલામતી માટે આજુબાજુનાં મોટાં રાજ્યો સાથે સંધી કરી એટલું જ નહિ પરંતુ તેણે હેન્રી સાતમાને મોટી લાંચ આપી ઇંગ્લંડને પણ પોતાની તરફ ખેંચી લીધું. તેને હજી શહેનશાહ મેકસીમીલન કે જેની છોકરીને તેણે પરણવાની કબૂલત આપી પાછળથી ના કહી હતી અને બ્રીટનની જેન જે આસ્ટ્રિઅનની જોડે પરણવાની હતી તેની જોડે લગ્ન કરીને જે ગુસ્સો વહોરી લીધો હતો તેને કેટલાંક પરગણાં આપીને શાંત કરવાનો હતો. આ ઉપરાંત સ્પેનના ફર્ડીનાન્ડને મધ્યસ્થ રહેવાને માટે પીરીનીસના મજબૂત કિલ્લા આપ્યા. આ બધી તૈયારીઓ પછી ચાર્લ્સે દક્ષિણના માર્સેલ્સ અને જીનોઆના બંદરમાં બધો સરસામાન ભરીને ૧૪૯૪ માં લીઓન્સ તરફ હુમલા માટેની કુચ કરી.

ઇટાલી ઉપર આવી પડેલી આપત્તિનાં કારણો, ત્યાં રાજાઓની માંહેમાંહેની દુશ્મનાવટ અને લોભને આભારી હતાં. તેઓમાંનાં કેટલાક તો લોઘેડીકો સ્ફોર્ઝાનો મીલનને દબડાવવાનો નિશ્ચય, તેના સસરાની છુપી દુશ્મનાવટ, ફરેરાના ઉમરાવ ઇરકોલ ડી આસ્ટેની અંધાધૂંધીનો લાભ લેવાની દાનત અને એલેકઝાન્ડર છઠ્ઠાની, તેની રખાતના છોકરાઓની સ્થિતિ સુધારવાની મહત્વાકાંક્ષા વિગેરે હતાં. લોકો ફ્રાન્સની ચડાઇ તો જાણે કંઇ નવીન અને અવનવો બનાવ હોય તેમ આભા જ બની ગયા હતા. તેઓ તો ચાર્લ્સને એક રીતે એક મોટા સુલેહકાર અને જૂની સ્વતંત્રતા પાછી મેળવી આપનાર તરીકે આવકાર આપવાને તૈયાર હતા. સાવનરોલાએ તેને ધર્મસંસ્થાને ફરીથી મજબૂત બનાવનાર તરીકે, અને ઈટાલીના ધાર્મિક જીવનમાં પવિત્રતાને દાખલ કરનાર તરીકે ઓળખાવ્યો હતો. તેઓને બીજી બાજુએથી આ ધાડપાડુના આવવાથી શું નવા ફેરફારો થશે તેને માટે ધાસ્તી રહેતી હતી. પણ આ તો સર્વસામાન્ય વાત હતી કે લોગેવીકોએ તેના આમંત્રણથી ઇટાલી ઉપર એક મોટા તૂટી પડવાની તૈયારી કરતા બરફના પહાડરૂપી મોટી આપત્તિ એક ક્ષણમાં વહોરી લીધી હતી.

લડાઇનાં કારણો

જ્યારે પોતાના ઉપર ચઢાઇ કરવામાં આવી ત્યારે નેપલ્સનો આલફોન્સો ફ્લૉરેન્સ, રોમ, બોલોગ્ના અને રોમગ્નાનાં નાનાં રાજ્યોની મદદ માટે બનતો પ્રયાસ કરી રહ્યો હતો અને ચાર્લ્સ આઠમો હજી લોયન્સમાં જ હતો. તે હજુ ઇટાલી દરિયાઇ માર્ગે કે જમીન રસ્તે જવું, અથવા તો ત્યાં જવું કે નહિ તે બાબતોનો વિચાર કરતો હતો. હોનની ખીણ સુધી કુચ કરીને તે પોતાના સાહસકર્મથી સંતોષ પામી ગયો હતો. અને મોટી મીજબાનીઓ

ઉડાવવામાં અને રમતગમતમાં મશગુલ થઇ ગયો હતો. આ ઉપરાંત તેને આખીએ કુચમાં સાલતી પૈસાની તંગી હવે જણાવા લાગી. એક ઇટાલીયને તેને ઇટાલી સામે ચડાઇ લઇ જવાને ઉશ્કેર્યો. આ ઇટાલીયન બીજો કોઈ નહિ પણ સીકસટસનો તુમાખી ભત્રીજો ડોલા રોવે રે; જે વડાધર્મગુરૂની પાયરીએ ચઢવાનો હતો; મોરોનાથી કે જે નામથી તે એલેકઝાન્ડરને સંબોધતો હતો તેને શિક્ષા કરવાને બળી રહેલા એ ચાર્લ્સને અનેક પ્રયત્નો કરીને, તેને ટાણાં મારીને આ કુચ મુલતવી ન રાખવાને માટે ઉશ્કેર્યો. ફ્રેન્ચ લશ્કરે કુચ કરવાની શરૂઆત કરી, કે તરત જ તે ઝડપથી આગળ વધવા લાગ્યું. ૧૪૯૪ના ઑગસ્ટની ૨૩મી તારીખે હથીયારબંધ માણસોના લશ્કરે વીએના છોડ્યું. સેન્ટ જીનવરે પસાર કર્યું. સુસાતે લુટ્યું. અને ટુરીનમાં થઇને સપ્ટેમ્બરની ૧૯મી તારીખે આસ્ટીમાં દાખલ થયું. પીડેમન્ટ અથવા તો મોન્ટફેરાટે તેની સામે થવાને જરાપણ હીલચાલ ચલાવી નહિ. ચાર્લ્સના માર્ગમાં વિઘ્નો નાખવાને તૈયાર રહેતા આ રાજાઓ તો ફક્ત તેની આગળ છોકરા જેવા હતા.

આસ્ટીમાં ચાર્લ્સ લોડોવીકો ઓર્ગી અને તેનો સસરો ઇરોકલ ડી ઇસ્ટેને આખી સભા સહીત મળ્યો. આખા ઇટાલીના રાજકુમારોની ઇચ્છા તેમના વિજેતાને ખુશામતથી ફસાવવાની અને આ રીતે જે જંગલીથી તેઓ બીતા હતા તેને પોતાની જાળમાં લપટાવવાની હતી. જે પ્રકારનો બનાવ લોયન્સમાં અત્યારસુધી બની રહ્યો હતો તે આસ્ટીમાં બન્યો. ફ્રાન્સનો રાજા સુંદરીઓના મોહપાશમાં ફસાયો અને તેથી તેણે તેની રાજનીતિને નાટયગૃહમાં ડેલીહાને આપેલાં વચનોથી ગુંચવી નાખી. પણ તેણે થોડા જ વખતમાં પાવીઆ તરફ કૂચ કરી. અહીંઆ તેને તેની તજાયેલી પીતરાઇ બેન જીઆન ગેલીઆઝો સ્પોર્ઝાનું અને આર્ગનની અરજ

ગુજારતી સુંદર આઇસેબેલાનું કરૂણ દૃશ્ય જોવું પડયું. બહાદુર વાતાવરણમા ઉછરેલા આ ચાર્લ્સને સ્ત્રીનાં આંસુ દયા લાવવાને બસ હતાં. ચાર્લ્સને જ્યારે આ રાજ્યકુમારી કે જે તેના મોટાભાઇની પત્ની થતી હતી અને જેનો તે નાશ કરવા આવ્યો હતો તેની બ્હેન જ્યારે તેને પગે પડીને તેના પતિ માટે, તેના ભાઇ માટે અને ખુદ પોતાને માટે દયા યાચે ત્યારે કયો રસ્તો ખુલ્લો હોય? આ પરિસ્થિતિ ખરેખર યુવાન ચાર્લ્સના નબળા હૃદય કરતાં બીજા કોઇ સખત હૃદયમાં પણ દયા ઉપજાવે એવી હતી. શરૂઆતમાં તો તેણે ઉડાઉ જવાબ આપવા માંડયા પણ જ્યારે તેણે અલસોરા અને પીએન્ઝા તરફ પ્રયાણ કર્યું કે તરત જ નિશ્ચય કર્યો કે તેના ભત્રિજાને ઝેર આપવાથી કંઇ સંશયનું કારણ રહેશે નહિ.

પીસા તરફ પ્રયાણ.

ફ્રાન્સના લશ્કરે પીસા તરફ પ્રયાણ કર્યું અને નવેમ્બરની શરૂઆતમાં સાઝીનાના કિલ્લા નજીક આવી પહોંચ્યું. પીએરો ડી મેડીસી જેણે એપીનાઇનના ઘાટના રક્ષણનું કામ માથે લીધું હતું તેણે સામા થવાનો કાંઇ પણ પ્રયાસ કર્યો નહિ. આ જુઠ્ઠો અને નામર્દ માણસ ફ્રેન્ચ લશ્કરમાં ભળી ગયો. અને ચાર્લ્સને એકલા આર્ગેના કિલ્લાની કુંચી નહિ પરંતુ લેગહોર્ન અને પીસા જેઓ પોતાનું રક્ષણ કરવાને સમર્થ હતાં તેમની પણ કુંચી સ્વાધીન કરી. આ રીતે તેણે ઇટાલીના મજબૂત પહાડી મુલકમાંથી ચાર્લ્સને રસ્તો કરી આપ્યો. ફ્લૉરેનટાઇન્સ કે જેઓને પીએરોએ આ લોકોને અપ્રિય થઇ પડેલા કામમાં રોકયા હતા તેઓ ઘણા ગુસ્સે થયા અને તેને શહેરની બહાર હાંકી કાઢયો. તેનો મહેલ લૂંટયો અને તેમણે મેડીસીનું નામ પોતાના સ્મરણમાંથી, ફક્ત શ્રાપરૂપ સિવાય કાઢી નાખ્યું. પીએરોએ બોલોગ્ના

નાસી જઇ પોતાની જીંદગી બચાવી અને અહીંઆં તેણે એક રાજ્યકેદી તરીકે પોતાની બાકીની જીંદગી પૂરી કરી.

ફ્લોરેન્સ અને પીસા સ્વતંત્રતા પાછી મેળવે છે.

નવેમ્બર માસની નવમી તારીખે ફ્લોરેન્સ પચાસ વરસની આપખુદ સત્તા પછી અને પીસા એક સૈકા સુધી પરાધીનતા સહન કરી સ્વતંત્રતા પાછી મેળવી પ્રજાસત્તાક રાજ્ય સ્થાપવાને શક્તિમાન થયાં. પણ બંને રાજ્યોની પરિસ્થિતિ જુદા પ્રકારની હતી. ફ્લોરેન્ટાઇનોએ કદી સ્વતંત્રતા ગુમાવી ન હતી. જ્યારે બીજી બાજુએ પીઝનોને ફ્લોરેન્ટાઇનોએ તાબેદાર બનાવ્યા હતા. તેમના શહેરી તરીકેના હકો છીનવી લીધા હતા, તેમને અપમાનીત કર્યા હતા, અને તેઓમાંના ઘણાને મોત અને દેશનિકાલની શિક્ષા કરી હતી. ફ્લોરેન્સનું એક મોટામાં મોટું બળ આ અંધાધૂંધીના સામ્રાજ્યમાં પોતાનું કલંક ભૂંસી નાખવા માટે બળી રહ્યું હતું.

ફ્લોરેન્સમાં દાખલ.

પીએરોના નાસી ગયા પછી અને પીઝનોએ પોતાની સ્વતંત્રતા જાહેર કર્યા પછી, ફ્રાન્સના રાજાને ઇટાલીના પરગણાંઓને તારનાર તરીકે આવકાર આપવામાં આવ્યો હતો. ચાર્લ્સને સાવનરોલાએ પીઝા જઇને એક મોટી સભા વચ્ચે દૈવી એલચી તરિકે અને ધર્મસંસ્થાની અંધાધૂંધીમાંથી બચાવનાર તરીકે જાહેર કર્યો; અને સાથે સાથે તેના પંથના એક સાધુ મારફત, ચાર્લ્સને ફ્લોરેન્સની પ્રજા તરફથી શહેરમાં દાખલ થવા માટે આમંત્રણ મોકલ્યું. ચાર્લ્સ, પીએરો ડી મેડીસીને પદભ્રષ્ટ કર્યા પછી અને પીઝાને પોતાના સ્વાર્થને માટે સ્વતંત્રતા બક્ષીને, કંઇક રીતે પોતાની રાજ્યનીતિ તરફ બેદરકાર રહ્યો અને પહેલાંની માફક, ફીરસ્તાએ તેને માટે જાહેર કરેલા કામ તરફ કંઇ લક્ષ્ય આપ્યું

નહિ. તે નવેમ્બરની ૧૭મી તારીખે ફ્લોરેન્સમાં દાખલ થયો અને મેડીસીના મહેલમાં પોતાનો ઉતારો નાખ્યો. તેણે શહેરના આગેવાનોને જણાવ્યું કે તે કાંઇ એક મહેમાન તરીકે નહિ પરંતુ એક વિજેતા તરીકે આવ્યો હતો અને તે રાજ્યની રાજસત્તા પોતાને હસ્તગત લેવા માગતો હતો.

ફ્લોરેન્સની તે વખતની પરિસ્થિતિ.

તે સમય ખરેખર અણીનો હતો. તે વખતનું ફ્લોરેન્સ શહેર, ટેકરીઓથી ઘેરાયલું અને ઓલીવ ઝાડની ઘટાઓને લઇને કવચિત કવચિત નજરે પડતું; તે આપણે હાલ જોઇએ છીએ તેના કરતાં વધારે સુંદર લાગતું હતું. શહેરની વચમાં થઇને આર્નો નદી વહી રહી હતી. તેનો કિલ્લો તથા તેના બુરજો અસ્ખલિત હતા. બ્રુનેલશીનો ભવ્ય ઘુંમટ અને જીએટોનો બુરજ શહેરના રસ્તાઓ અને મહોલ્લાઓની શોભામાં અભિવૃદ્ધિ કરી રહ્યા હતા. તેનાં સુંદર દેવાલયો, રંગબેરંગી તકતાઓને લઈને ઘણાં જ સુંદર દેખાતાં હતાં. ત્યાંના મહાલયો કિલ્લાઓના જેવા મજબૂત હતા; તે કેળવાયલા, સભ્ય અને સ્વરૂપવાન પુરૂષ અને સ્ત્રીઓથી ઉભરાઇ જતા; આ સમયનું ફ્લોરેન્સ શહેર વિદ્વાનો, કલાકારો અને બુદ્ધિશાળી પુરૂષોનું કેન્દ્રસ્થાન બન્યું હતું. ફ્લોરેન્સવાસીઓની નસોમાં ખાનદાન લોહી વહી રહ્યું હતું પરંતુ ભપકાદાર ફ્રેન્ચો, પીંછાવાળા જર્મનો, સેલ્ટ અને મિશ્ર રંગવાળા સ્વીસ લોકોથી મિશ્રિત બની, લડાઇના પ્રસંગને લઇ અસ્તવ્યસ્ત બની રહ્યું હતું.

ફ્લોરેન્સ ઉપર ખંડણી નાખી.

ચાર્લ્સે અહીં પણ, બીજે કર્યું તેમ, પોતાની ધૃષ્ટતા બતાવી. જે ફ્લોરેન્સ શહેરમાં તેને મોઘેરા મહેમાનને યોગ્ય આવકાર આપવામાં આવ્યો હતો, ત્યાં તેણે એક દુશ્મન વિજેતા

તરીકે પ્રવેશ કર્યો હતો. હવે તે માત્ર વિજેતા તરીકેનો પોતાનો હક્ક સાબિત કરવા માગતો હતો. આ પરિસ્થિતિમાં તેની પાસેથી બીજા શેની આશા રાખી શકાય? તેણે શહેર ઉપર ભારે કર નાખ્યો અને તેને લડાઇમાં ઝંપલાવા ફરજ પાડી. તે કાંઇ રાજકીય બંધારણમાં સુધારો કરવા કે કાયદાકાનુનો ઘડવા આવ્યો નહોતો. તેને તો નાણાંની જરૂર હતી અને તેથી કરવેરા ઉઘરાવવા, એક વ્યાપારીની માફક શરતો કરવા લાગ્યો. આવી રીતની અપમાનભરી વર્તણૂંક ફ્લોરેન્સવાસીઓ સહન ન જ કરી શકે એ સ્વાભાવિક હતું એટલે શહેરના આગેવાનોએ તેની સરતો સ્વીકારવા ચોખ્ખી ના પાડી. પરંતુ તે તો મક્કમ જ રહ્યો. પીએરો કેપોનીએ તે શરતો લખેલો કાગળ ઝૂંટવી લઇ તેના દેખતાં જ તેના ટુકડે ટુકડા કરી નાખ્યા. આથી ચાર્લ્સ વિફર્યો અને તેણે વિજેતાની જયઘોષણા કરી કહ્યું કે "હું હવે આરાં રણશીંગડાંથી ફક્ત લડાઇને આવાહન આપું છું." કેપોનીએ જવાબ આપ્યો "અમે અમારા ઘંટ વગડાવીશું." ફ્લોરેન્સ શહેર જો કે એક સ્વપ્ન જેવું સુશોભિત હતું છતાં પણ શૂરવીર યોદ્ધાઓથી ભરપૂર હોઇ, ત્યાંના રસ્તા ગંભીર અને ભયાનક લાગતા. ચાર્લ્સ આ પરિસ્થિતિ વિચારી ગયો અને ચૂપ રહ્યો. પરંતુ કેપોનીએ તો ઘંટા વગાડાવી, શહેરને સાવધ કર્યું. દરેક ઘર એક કિલ્લારૂપ બન્યું; રસ્તાઓને લોખંડી સાંકળો વડે બંધ કરવામાં આવ્યા; દરેક બાજુએથી શહેરના શૂરવીર યોદ્ધાઓ શહેરની મદદે દોડી આવ્યા. ચાર્લ્સને આ પરિસ્થિતિમાં છેવટે નમતું આપવું પડ્યું. તેને કાંઇ લડાઇ કરવી નહોતી એટલે તે ફક્ત ૧,૨૦,૦૦૦ ફ્લોરીનો લઇને શહેરીઓ સાથે સલાહ કરી, બે દિવસ બાદ ગૂપચૂપ ફ્લોરેન્સમાંથી પ્રયાણ કરી ગયો.

પાયમાલ થએલું હોવા છતાં રોમ શહેર ભવ્ય લાગતું.

રોમ ખાતે.

ચાર્લ્સ જ્યારે તેના દરવાજા આગળ આવ્યો ત્યારે પહેલાંનું ફ્રાર્નેસી, ચીગી બારબેરીનીએ રંગભુમીઓ અને સ્નાનગૃહોના અવશેષમાંથી બનાવેલું રોમ શહેર નહિ પરન્તુ મધ્યકાલીન સમયનું, હજુ સુધી મૂર્તિપૂજાને માનનારૂં અને ખ્રિસ્તી ધર્મને નહિ માનનારા નાસ્તિકોથી ભરપૂર એવું રોમ શહેર તેની નજરે પડયું. ફ્રાંસનું લશ્કર કૂચ કરતું અને ફત્તેહો મેળવતું આગળ ધપે જ જતું હતું. તે ડીસેંબરની ૨જી તારીખે સીએના પહોંચ્યું. ઉર્બીનોનો ઉમરાવ અને પીએરો તથા બોલાનાના અમીરો તેને શરણે આવ્યા; ઓરસીનીએ પોતાના કિલ્લાઓના દરવાજા ખુલ્લા મૂકયા, અને નેપલ્સના રાજ્યના મુખ્ય અધિકારી અને આરાગોનના લશ્કરના વડા, વર્જીનો, ફ્રાન્સના શહેનશાહ પાસેથી પોતાને લાભકારક શર્તો મેળવવા જલદીથી તેની પાસે પહોંચી ગયા. બાગલીઓની પેરૂગીઆમાં ભરાઇ પેઠો. કાલાબ્રીઆનો ઉમરાવ પાછો ફર્યો. આ વખતે ઇટાલી હીચકારાપણું, સ્વાર્થ અને કમતાકાતને જાણે શરણ ન થયું હોય એમ લાગતું હતું. વિટરબો પડયું; કીમીયનનો ડુંગરી પ્રદેશ પસાર કરી, આલ્બન અને સેબીન ટેકરીઓની ઘેરાયલું કેંપેગ્ના અને ટાઇબર નદીના ભુખરા ધુમ્મસથી ઘેરાયલું રોમ, વિજેતાના માર્ગમાં ભવ્ય સુંદરતાનો ખ્યાલ આપી રહ્યું હતું. સને ૧૪૯૪ના ડીસેંબર માસની ૩૧મી તારીખે તે પાર્ટડેલ પોપોલો પહોંચ્યો ત્યાંસુધી તેની સામે કોઇપણ થયું નહિ. તે પવિત્ર શહેરમાં જ્યારે મશાલોના અજવાળાની હેઠળ તેનું આખું એ લશ્કર દાખલ થયું ત્યારે માત્ર સવાનવજ વાગ્યા હતા. જુદા જુદા પરગણાઓના રંગદાર પીંછીથી સુશોભિત લાગતા, ભપકાદાર પોશાકવાળા મજબૂત અનઘડ લોકોએ

તથા રેશમી ઝબ્બાવાળા અને ચકચકીત પટ્ટાઓથી વિભુષિત થયેલા ફ્રાન્સના ઘોડેસવારોએ, વિચિત્ર પોશાકવાળા સ્કોટલેન્ડના પહેરેગીરોએ, મોટી તરવાર જેવા ભાલાવાળા જર્મનોએ, તથા ગુંથેલા-વાળવાળા બ્રિટન લોકોએ દક્ષીણવાસીઓના મન ઉપર કદી ન ભૂંસાય એવી છાપ પાડી. આ ચિરકાળ સ્મરણીય પ્રસંગે, જાણે એક તહેવારનો દિવસ ન હોય તેમ, તરેહ તરેહના પોશાકવાળા યોદ્ધાઓ પસાર થવા લાગ્યા. આ જ લોકો ૩૨ વર્ષ પછીથી જ્યારે ક્લેમેન્ટ સાતમો વડાધર્મગુરૂની ગાદી ઉપર હતો ત્યારે રોમના દરેક રસ્તા ઉપર અને દરેક મહોલ્લામાં લુંટફાટ ચલાવી રહ્યા હતા. પાયમાલીને માટે હવે સ્પેનના ઘાતકી, જંગલી અને બીહામણા પાયદળ લશ્કર સિવાય કશુંજ બાકી રહ્યું નહોતું.

રોમ છોડવા માટેની શરતો.

આ વખતે બોર્જીઆનું કુટુંબ સેંટ એન્જેલોના કિલ્લામાં ભરાઇ બેઠું હતું. ખ્રિસ્તી લોકોની પવિત્ર ધર્મસંસ્થાના પાટનગરમાં વિજેતા કેવું વર્તન રાખશે એ પ્રશ્ન થઇ પડયો હતો. કાર્ડીનલો આસ્કાની ઓસ્ફોર્ઝ અને ગુઇલીયાનો ડેલા રોવેરે ચાર્લ્સને ધર્મસભા બોલાવી વડા ધર્મ-ગુરૂને પદભ્રષ્ટ કરવા ઉશ્કેરી રહ્યા હતા. પરન્તુ આ બેના કરતાં સેન્ટ માલોનો વડો પાદરી બ્રીકોનેર જે ચાર્લ્સનો વધારે વિશ્વાસ-પાત્ર બન્યો હતો તેની દાનત કાર્ડીનલ બનવાની હતી. આવી જુજ પ્રકારની ખટપટને પરીણામે એલેકઝાન્ડર અને ધર્મસંસ્થાનું નશીબ ફર્યું. ચાર્લ્સે થોડા ઘણા કિલ્લાઓ, બ્રીકોનેર માટે કાર્ડીનલની જગ્યા, ચાર માસ માટે સીઝર બોર્જીઆ અને સુલતાનના ભાઇ ડીજેલને બાંહેધરીને માટે અટકમાં રાખવાની માગણી કરી. આ શરતો નક્કી થયા બાદ, એલેકઝાન્ડરે પોતાના રક્ષણના સ્થાનમાંથી બહાર આવવા હિંમત કરી અને ચાર્લ્સનો

મુજરો સ્વીકારવા હામ ભીડી. ચાર્લ્સ રોમ ખાતે એક માસ રહ્યો અને ત્યાંથી નેપલ્સ જવા નીકળી પડયો.

નેપલ્સનો ઉદ્ધાર આલ્ફાન્ઝો.

ચાર્લ્સ જે રાજકુટુંબને હરાવી નેપલ્સ પચાવી પાડવા માગતો હતો, તે સ્પેનના રાજકુટુંબમાંથી ઉતરી આવ્યું હતું. બીજા જહોનના મરણ પછી, આરગન અને સીસીલીનો રાજા, આલ્ફાન્ઝો કે જેનો એક રખાતના પુત્ર હોવા સિવાય રાજ્ય ઉપર કશો હકક હતો નહિ, તેણે સને ૧૯૩૫ માં નેપલ્સ જીતી લીધું. આન્જુના કાઉન્ટ રેનને કહાડી મૂકયો અને આ નવા રાજ્યમાં પોતાનું મૂળનું રાજ્ય છોડી રહેવાનું પસંદ કર્યું. ઉદારતાને માટે મશહુર બનેલો આલ્ફાન્ઝો પંદરમા સૈકામાં ઘણો પ્રભાવશાળી અને આકર્ષક વ્યક્તિઓમાંનો એક હતો. ઇતિહાસકારો તેની કાલડોરા અને ફ્રાન્સીસકો સ્ફોર્ઝા ઉપર મેળવેલી જીતો, તેના પ્રતિસ્પર્ધિ રેનને હાંકી કાઢવા માટે કરેલી યુકિત અને જ્યારે તે ફીલીપ્પો મોરીયા વિસ્કોન્ટીનો મિલનમાં કેદી હતો તે વખતની તેની જાદુઈ અસર વર્ણવતાં કદી કંટાળતા નથી. મોટા મોટા વિદ્વાનો પણ તેના સંબંધમાં તેની ન્યાયવૃત્તિ, દયા, ઉદારતા અને સંસ્કૃતિ કે જેને લઇને તે પ્રખ્યાત થયો હતો તેની ઘણી પ્રસંશા કરે છે. આવા સારા ગુણો તેના ખાનગી જીવનની અદ્ભુતતામાં વધારો કરતા હતા. કેસ્ટાઇલની મારગરેટ કે જેને તે પરણ્યો હતો તેને કાંઇ કાયદેસર પુત્ર નહોતો. સને ૧૪૪૨માં ફર્ડીનાન્ડ કે જેની સાથે રહીને તે નેપલ્સનું રાજ્ય ચલાવતો હતો અને જેને તેણે સને ૧૪૫૮ માં પોતાના ગાદી વારસ તરીકે જાહેર કર્યો હતો તે, મારગરેટ ડી હીનારથી થએલા તેના પુત્ર તરીકે ઓળખાતો હતો. પણ પોન્ટાનો કે જે ફર્ડીનાન્ડનો મંત્રી હતો તે આ દાવાનો ઇન્કાર કરતો હતો અને કહેતો કે

કાલાબ્રીયાના ઉમરાવનો બાપ કાલાબ્રીયાનો મારાનો હતો. તેમ છતાં રાણીએ પોતાના પ્રતિસ્પર્ધિને મારી નખાવ્યો હતો.

ફર્ડીનાન્ડ

આવા પિતાનો પુત્ર નમાલો હોય એ માનવાયોગ્ય તો નથી જ. ફર્ડીનાન્ડમાં તેના બાપના બહોળા સંસ્કારોની જગ્યા ખોટા દંભે લીધી. સભ્યતા અને આત્મશ્રદ્ધાને બદલે વહેમ અને નીર્દયતાએ તેનામાં વાસ કર્યો. તેનું ઘાતકીપણું એક ગાંડાઇનું જ રૂપાન્તર હતું. તેના ધિક્કારને પાત્ર થઇ પડેલા માણસોને પાંજરામાં કેદ કરી રાખતો અને તેમની પીડાને જોઇને, જેમ સાધારણ માણસ વાંદરાને પાંજરામાં જોઇ ખુશ થાય તેમ તે આનંદમાં આવી જઇ મલકાતો. જ્યારે તે શિકારે જતો ત્યારે બર્નેલો વિસ્કોન્ટીની માફક નિર્દયતા વાપરતો. જો તેના શિકારી કુતરાઓ નાસી જતા તો તેમના સાચવનારાઓના હાથપગ કપાવી નાખતો. આ બિચારાઓ કોઇ પણ કામ કરવાને નાલાયક બનવાથી પોતાના પંજા વગરના હાથો જતા આવતા ગામડીઆઓ પાસે પૈસા માટે લંબાવતા અને એ રીતે ભીખ માગી પોતાનો નિર્વાહ કરવાનો પ્રયત્ન કરતા. આલ્ફાન્ઝો ઉદારતા અને વફાદારી માટે જાણીતો હતો, જ્યારે તેનો જ પુત્ર ફર્ડીનાન્ડ કપટ, વિશ્વાસઘાત અને લોભથી ભરપૂર એક માનવદેહધારી રાક્ષસ હતો.

આલ્ફાન્ઝો બીજો.

આલ્ફાન્ઝો બીજો તેના આવા ક્રુર પિતાનો ખરેખર લાયક પુત્ર હતો. તે બેમાં ફક્ત ફેર એટલો જ હતો કે જ્યારે ફર્ડીનાન્ડ ન લડવા માટે ખોટાં બ્હાનાં બતાવતો, ત્યારે આલ્ફાન્ઝો તુર્ક લોકો સામે ઓરેન્ટો ખાતે લડાઇઓ લડી યોદ્ધા તરીકે પ્રખ્યાત થયો હતો. આવો બહાદુર અને શૂરવીર છતાં આ આવી પહોંચતા વિજેતાને અટકાવવાની તેનામાં હિંમત નહોતી. આ કાંઇ કવિની

કલ્પનામાંથી ઉપજાવી કહાડેલું રેખાચિત્ર નથી પરંતુ એક ઐતિહાસિક વ્યક્તિના જીવનની રૂપરેખા છે. ચાર્લ્સની ઈટાલી ઉપરથી ચડાઈના સમયમાં એવી તો ભયાનક પરિસ્થિતિ ઉભી થઇ હતી કે આલ્ફાન્ઝો જેવો વીર પુરૂષ પણ મૃતદેહોના ઢગલાઓ સ્મૃતિપટ ઉપર તરી આવતાં કંપી ઉઠતો. શહેરના કિલ્લાની બહાર લોકો બળવાની તૈયારીઓ કરી રહ્યા હતા. આ સંજોગોમાં તે નાહિંમતવાન બન્યો અને ગભરાઇ જઇને રાજપાટ પોતાના પુત્રને સોંપી પોતે ગાદીનો ત્યાગ કર્યો અને સિસિલી તરફ નાસી છૂટયો. આ પછી માત્ર એક જ વર્ષમાં પોતાનાં દુષ્કર્મો માટે પશ્ચાતાપ કરતો એક મઠમાં મરણ પામ્યો.

ફર્ડીનાન્ડ બીજો.

ફર્ડીનાન્ડ જોકે આપખુદ સત્તાધારી બાપ અને દાદાનો વારસ હતો. છતાં પણ તે વીર પુરૂષ હોવાથી લોકોનું પ્રીતિપાત્ર બન્યો હતો. પરંતુ તેની લોકપ્રિયતા તેને બચાવી શકી નહિ. જ્યાં ને ત્યાં દગાબાજો તેને ઉથલાવી નાખવા પ્રયત્નો કરી રહ્યા હતા. તે લશ્કર વગરનો અને મિત્રો વગરનો હતો. તેને માટે પ્રજાનો જ આશરો હતો. જો પ્રજા વિફરે તો તેના કુટુંબને જડમૂળથી ઉખેડી નાખે તેમાં કાંઇ નવાઇ જેવું નહોતું. તેના બાપદાદાનાં કુકર્મો અક્ષમ્ય હતાં. આવી વિકટ પરિસ્થિતિમાં વળી ઇટાલીનો વિજેતા તેના રાજ્યમાં થઇને ત્વરિત ગતિથી ધસ્યો આવતો હતો, જેથી તેની સ્થિતિ વધારે કફોડી બની. હવે તેને નાસી ગયા સિવાય એક પણ માર્ગ ખુલ્લો રહ્યો નહોતો. તેણે પોતાના કિલ્લાઓનો ત્યાગ કરી, દુશ્મનોનો માર્ગ સરળ કરી આપ્યો. તેના બારામાં પડેલાં વહાણોને બાળી મૂકયાં અને રાણીમાતા અને રાજકુમારી જહોના સાથે ઝડપી વહાણમાં બેસી ફર્ડીનાન્ડ પોતાના રાજ્યની છેલ્લી રજા લઇ વિદાય થયો. નેપ-

લ્સના કાંઠા અને ઇસ્ચીયાના ડુંગરી કિનારા વચ્ચે માત્ર ૧૭ માઇલનું અંતર છે. અહીં ફર્ડીનાન્ડ નાસી છૂટીને જવા માગતો હતો. આ સમય ફેબ્રુઆરીનો હતો. આ સમયે સૂર્ય ઝાંખો અને ઉદાસીન લાગે છે અને નેપલ્સના ડુંગરોથી ઢંકાયલો દરિયો જોનારની નજરે રમ્ય દશ્ય રજૂ કરે છે. જેમ જેમ તેનું વહાણ દૂર ને દૂર જતું ગયું અને આખરે કિનારો પણ દેખાતો બંધ થયો ત્યારે કમનસીબ ફર્ડીનાન્ડ કરૂણ અવાજે, ગ્રેનાડાને માટે બોઆબડીલે જેમ રૂદન કર્યું હતું તેમ, બાઇબલ ઉઘાડી ૧૨૭ સું ગીત વાંચવા લાગ્યો.:—“ પરમેશ્વર રક્ષણ કરનાર ન હોય તો ચોકીદારો જાગતા હોય તોપણ નકામા જ છે. ! ”

સને ૧૪૯૫ના ફેબ્રુઆરી માસની ૨૨મી તારીખે, ચાર્લ્સ વિજેતા તરીકે કહો કે લોકોને સ્વતંત્રતા બક્ષનાર તરીકે કહો—નેપલ્સમાં દાખલ થયો. નેપલ્સવાસીઓ તેના આવવાથી ઘણા ખુશ થયા અને જુલ્મી રાજાઓની કારકીર્દીનો અંત આવ્યો માની છૂટકારાનો દમ ખેંચ્યો. ચાર્લ્સનો અપૂર્વ રીતે આદરસત્કાર કરવામાં આવ્યો. તેના માનમાં મીજબાનીઓ ઉડવા લાગી અને નાચરંગના તમાશાઓ થવા લાગ્યા. ચાર્લ્સ મોજીલા દીલનો હતો એટલે તે હમેશાની માફક રમત ગમતમાં ભાગ લેવા લાગ્યો અને વિલાસમાં મશગુલ બન્યો. સ્વભાવે ઉદ્ધત હોવાથી અને રાજદ્વારી કુનેહની તેનામાં ખામી હોવાથી ત્યાંના ઉમરાવ કુટુંબોમાં અપ્રિય બન્યો અને પોતાના જ નોકરોને છૂટે હાથે ઇલ્કાબો, મોટી મોટી જગ્યાઓ અને જાગીરો આપતો હોવાથી તેની પડતીનો શરૂઆત થવા માંડી. વડાધર્મગુરૂના હસ્તે રાજ્યાભિષેક થયા વગર તે મે માસની ૧૨મી તારીખે એક હાથમાં પૃથ્વીનો ગોળો અને રાજદંડ ગ્રહણ કરી, ચક્રવાત સમ્રાટની માફક આખા શહેરમાં ફર્યો.

ચાર્લ્સનું નેપલ્સ ખાતે આગમન.

તોફાનની શરૂઆત.

આનું પરિણામ ઘણું વિપરીત આવ્યું. જ્યારે ચાર્લ્સ નેપલ્સની અંદર મોજમજાહ ઉડાવી રહ્યો હતો ત્યારે તેની પાછળ એક તરકટ ઉભું કરવામાં આવ્યું હતું. યુરોપનાં મોટાં મોટાં રાજ્યોએ એકઠાં મળી એપ્રિલ માસમાં એક મંડળ ઉભું કર્યું. સ્વાતંત્ર્યવિરોધી નેપલ્સ તુર્કીના સુલ્તાનની ઉશ્કેરણીથી આ મંડળનું આગેવાન બન્યું. લોગેવીકો, જે મીલન પચાવી બેઠો હતો, તેને પોતાની સલામતી માટે ચિંતા પેઠી. મેકસીમીલીયન પોતાની પુત્રી અને પ્રિયતમાને થએલું અપમાન કંઇ ભૂલે એમ નહોતો. એટલે તે હવે તેના પ્રતિસ્પર્ધિને સહાય કરવા પ્રવૃત્ત બન્યો. ફર્ડીનાન્ડ અને ઈસાબેલા, ફ્સીલીચોન ખાતે સ્થિર થયા પછી, નેપલ્સમાં સ્પેનના લોકોની સત્તા સ્થાપવાને માટે તૈયારી કરી રહ્યાં હતાં.

નેપલ્સનો ત્યાગ.

ભય હવે નજીક જ હતો. ફર્ડીનાન્ડ લશ્કર સાથે સીસીલીના કિનારે આવી પહોંચ્યો હતો અને રેગીઓ અને ટ્રાપીઆના બન્દરો ઉપર હલ્લો લઇ જવાની તૈયારી કરી રહ્યો હતો. સ્પોલેટોને શરણ કરી એલેકઝાન્ડર કોલકરારો પાળવાને તૈયાર નહોતો. સીઝર બોર્જીઆ ફ્રેંચોની કેંપમાંથી નાસી છૂટયો હતો. લોમ્બાર્ડ લોકો આસ્ટી ઉપર ચડાઇ લઇ જવાની તૈયારી રહ્યા હતા. આ વખતે આસ્ટીનું પરગણું ઓરલીએન્સના ઉમરાવને કબજે હતું અને તેથી જો તે દુશ્મનના હાથમાં જાય તો સહીસલામતીથી ફ્રાન્સ પાછા જવું મુશ્કેલીભર્યું થઇ પડે એમ હતું. ચાર્લ્સે જોયું કે તેનું લશ્કર રોગ અને દુરાચારને લઇ નબળું પડી જતું હતું એટલે તેણે જલદીથી પાછા ફરવાનો વિચાર કર્યો. તે રોમ થઇને જૂનની ૧૩મી તારીખે સિએના પહોંચ્યો. તેની વિરૂદ્ધ ભેગા થએલા

મંડળે લઢાઈ માટે કયારનીએ તૈયારીઓ કરી હતી. ચાર્લ્સ એપીનાઇન્સના ઘાટમાં થઇને લોમ્બાર્ડી પાછો ફરવા માગતો હતો. પરંતુ વચમાં પોન્ટ્રેમોલી શહેર નડયું. આ શહેરને ફ્રેંચ લશ્કરે, ખોરાક નહિ મળવાથી જૂન માસની ર૯મી તારીખે બાળી નાખી, ઉતાવળથી આગળ વધવા માંડયું. ચાર્લ્સ સારી પેઠે જાણતો હતો કે મંડળનું એકત્ર થએલું લશ્કર માન્ટુઆના ઉમરાવની આગેવાની હેઠળ ફોર્નોવો નજીક ટારો આગળ લડવાને માટે તૈયાર જ હતું. અહીંજ ફ્રેંચ લશ્કરનો કચ્ચરઘાણ કાઢી નાખવો જોઇતો હતો. ફ્રેંચ લશ્કરની સંખ્યા માત્ર ૯૦૦૦ની જ હતી. જ્યારે મંડળના લશ્કરની સંખ્યા ૪૦,૦૦૦ની હતી. આ ઉપરાંત ફ્રાંસનું લશ્કર થાકથી, ખોરાકના અભાવને લઇને અને ગમે તેવી ખરાબ હવામાં રહેવાથી કંટાળી ગએલું હતું, જ્યારે ઇટાલીનું લશ્કર તાજું અને સુસજ્જિત હતું. આમ છતાં પણ ચાર્લ્સનું નસીબ હજી પણ જોર કરતું હતું. તેની સેનાપતિ તરીકેની ભૂલોને માટે તેને કોઇપણ રીતે ખમવું પડયું નહિ. ટારો નદી આગળ એક ખૂનખાર લડાઇ થઇ જે માત્ર એક જ કલાક ચાલી. આ લડાઇમાં ઇટાલીયનોએ એવી તો મોટી હાર ખાધી કે તેઓનું બાકી રહેલું લશ્કર ફ્રાંસના લશ્કર કરતાં ઘણું મોટું હોવા છતાં તેઓ ફરીથી તેની સામે થવા હિંમત ભીડી શકયા નહિ. આ લડાઇમાં ચાર્લ્સે જાતે થઇને ઘણું મોટું સાહસ ખેડયું હતું. એટલે લડાઈ પૂરી થતાં તેને દુશ્મનોના લશ્કરોની સામે થઇને આસ્ટી તરફ પાછા ફરવું પડયું હતું. આમ પાછા ફરતી વખતે પણ ફ્રેંચ લશ્કરને કશું પણ ખમવું પડયું નહિ અને ફ્રાંસના લશ્કરના સારા નસીબે અને શત્રુઓના બાયલાપણાને લઇને તે આ વખતે પણ બચી ગયું. ચાર્લ્સ બાકી રહેલા લશ્કર સાથે જુલાઇની ૧પમી તારીખે આસ્ટી તરફ પ્રયાણ કરી ગયો અને સહી-સલામતીથી ત્યાં પહોંચી પણ ગયો.

૧૦ ઇટાલીમાં નવચેતન

ફ્રાન્સમાં દાખલ.

આ યુવાન રાજા આસ્ટીમાં પોતાની નબળાઇનાં ચિહ્નો દેખાડવા લાગ્યો. નોવેરા ખાતે આફતમાં આવી પડેલા ઓર્લીયન્સના ઉમરાવને બચાવવા માટે તેણે કંઇ પણ પ્રયાસ કર્યો નહિ. તેમ તેની મદદે આવેલા ૨૦,૦૦૦ ના સ્વીસ લશ્કરને તેની કુમકે પણ મોકલ્યું નહિ. હવે તે ટુરીન ખાતે રહેવા ગયો અને ત્યાંના ઉમરાવની છોકરી આના સોલેરી સાથે મોજમજાહ ઉડાવવા લાગ્યો. આ છોકરીને ખાસ કરીને ચાર્લ્સને આવકાર આપવાને માટે જ મોકલવામાં આવી હતી અને તેને જાળમાં બરાબર ફસાવવાનું કામ તેણે ઘણી કુશળતાથી કર્યું. તે વખતે એક હાજર રહેનારના શબ્દોમાં "તેણીએ જરાપણ ગભરાયા વગર, કે જરાપણ મલકાયા વગર" મૂર્ખ ચાર્લ્સને પોતાના મોહપાશમાં બાંધી લીધો. અને તેને ઇટાલીમાં ઓકટોબરની ૧૯મી તારીખ સુધી રોકી રાખ્યો. અહીં તેણે મીલનના ડયુક સાથે વરસેલી ખાતે તહનામા ઉપર સહી કરી. હવે તેને જલદીથી ફ્રાન્સ ખાતે પહોંચવાની દરકાર રહી હતી. જીનોવાનો પોતાના દરીઆઇ મથક તરીકે ઉપયોગ કરવાનો હક રાખી, લોડોવીકો સ્ફોર્ઝાને તેનું રાજ્ય પાછું સોંપ્યું. ઓકટોબરની ૨૨મી તારીખે તેણે ટુરીન છોડયું અને આલ્પ્સના માર્ગે પોતાના રાજ્યમાં દાખલ થયો. ઇટાલી ઉપરની તેની જીત ભૂતકાળના અદ્ભૂત બનાવ તરીકે લેખાવા લાગી અને નેપલ્સ ઉપરની તેની સત્તા હવે માત્ર નામની જ રહી હતી.

તેના હુમલાથી ઇટાલી ઉપર થએલી અસર.

ચાર્લ્સ આઠમાની ઇટાલી ઉપરની ચડાઇ જો કે ક્ષણીક જ હતી તોપણ ઈટાલીના પુનરોદ્ધારના ઇતિહાસમાં તે એક ઘણો અગત્યનો ભાગ ભજવે છે. હવે ઇટાલી યુરોપના બીજા દેશોમાં જાણીતું થયું. જેમ

એક વાવાઝોડું આખાએ જંગલમાં સુગંધી ફેલાવે તેવી રીતે ચાર્લ્સના લશ્કરે આખાએ યુરોપમાં ઇટાલીના નવચેતનની પ્રસાદી ફેલાવી હતી. ઇટાલીને માટે ફ્રાન્સની ચડાઇ આશીર્વાદરૂપ હતી. ચાર્લ્સની ચડાઇથી જ ઇટાલીમાં નવચેતન યુગની શરૂઆત થઇ પરન્તુ તે સાથે સાથે તેની ઉપર પડવાની આપત્તિઓની પણ શરૂઆત થઇ. યુરોપનો દરેક રાજા, ચાર્લ્સની આવી મોટી જીતથી અંજાઇ જઇ, તેના નજીવા પરિણામનો વિચાર કર્યા સિવાય, ઇટાલી તરફ તેની જાહોજલાલીથી આકર્ષાઇ તેની ધન-દૌલત પચાવી પાડવા માટે લોભાવિષ્ટ આંખે જોવા લાગ્યો. થોડા જ સમયમાં ઇટાલી સ્વીસ લોકો માટે લૂંટફાટ માટેનું ક્ષેત્ર બની રહ્યું; જર્મનો ધર્મને બહાને ઇટાલી ઉપર ભયંકર ત્રાસ વર્તાવવા લાગ્યા. ફ્રાન્સ અને સ્પેન આવા સારા ભક્ષ્યને માટે અંદર અંદર લડી મરવા લાગ્યાં; ચાર્લ્સની પાછળ ગાદીએ આવેલો બારમો લુઇ નાના નાના કજીઆઓ કરી નબળો પડયો અને પરિણામે બોર્જીયા કુટુંબ અને ઓસ્ટ્રીઆ બળવાન બન્યાં. ફ્રાન્સીસ પહેલો પોતાના લશ્કરની સાથે દરીયાઇ મોજાની માફક મારીગ્નાનો અને પેવીઆ સુધી એકદમ ધસી આવ્યો. ઇટાલીનો ખરો વિજેતા તો ચાર્લ્સ પાંચમો હતો. અને સોળમા સૈકામાં ઇટાલી ઉપર સ્પેનના જુસ્સાની છાપ પડવાની હતી એટલુંજ નહિ પરન્તુ તેને ઓસ્ટ્રીયાનાં ઉમરાવોના અમલની ધૂંસરી પણ સહન કરવાનું નિર્માણ થયું હતું. ઇટાલીનો અર્વાચિન પુનરોદ્ધાર જો તે સ્વતંત્ર રહ્યું હોત તો આના કરતાં પણ વધારે ચઢીઆતો હોત કે કેમ તે કોનાથી કહી શકાય ! જે સંજોગોમાં ઇટાલીની સંસ્કૃતિ અસ્તિત્વમાં આવી તે જોતાં તો તેમ બનવું અશક્ય જ હતું.

---

# પ્રકરણ ૭

## સાહિત્યનું પુનર્જીવન.

સાહિત્યના પુનર્જીવનના ઇતિહાસની પ્રસ્તાવના તરીકે અને ઈટાલીના વિદ્વાનોનું કાર્યક્ષેત્ર નિર્ણીત કરવાને માટે, આ અંધાધૂંધીના સમયમાં સાહિત્યની શી દશા હતી તે ટૂંકમાં જાણવાની જરૂરીઆત છે. તે પંદરમા સૈકાની શરૂઆતમાં, પુનરોદ્ધારની યુરોપ ઉપર થએલી અસરને લઈને, અને બીજા વિષયો તરફ લોકોની પ્રવૃત્તિ પ્રેરાયેલી હોવાથી તે વખતમાં તર્કશાસ્ત્ર, વેદાન્ત અને કાયદાને કંઈ પણ પોષણ મળ્યું નહિ. મધ્યકાલીન સમયના વિચારો પોતાના કાર્યના ક્ષેત્રમાં સચોટ અને ઉદ્યોગી હતા. તેને ફક્ત કલ્પનાશકિત સિવાય કાર્યના સાધનોની ખોટ હતી. આપણા વિચાર પ્રમાણેની કેળવણી તે વખતે અપ્રચલીત જ હતી; અને તેથી બુદ્ધિશાળી પુરૂષો માટે કાર્યક્ષેત્ર ઘણુંજ સંકુચીત હતું.

પુનરોદ્ધાર પહેલાંની કેળવણીનો ટૂંક ઈતિહાસ.

રોમન લોકોની શહેનશાહતની પડતીના લાંબા વખત પહેલાં, કળા અને સાહિત્યની પડતી થવા માંડી. ખ્રિસ્તી ધર્મની સંસ્થા મૂર્તિપૂજા સામે લડત ચલાવી રહી હતી તે દરમ્યાન તેણે સાહિત્યના કટ્ટા શત્રુને પોતાનામાં દાખલ કર્યો. તેને ફક્ત પુરાણીક ગ્રીક અને લેટીન ઇતિહાસ ભુલાવી દેવાનો હતો એટલું જ નહિ પરંતુ તે

વખતનું નીતિશાસ્ત્ર જે ખ્રિસ્તીધર્મના નીતિશાસ્ત્રનું વીરોધી હતું તેને નાબુદ કરવાનું હતું. આ ઉપરાંત તેઓ જે જીંદગીને અન્તિમ ધ્યેય તરીકે સ્વીકારતા હતા તે ખ્રિસ્તીધર્મની તદ્દન વીરોધી હતી. અનંતકાળની કેવળ એક પ્રસ્તાવના રૂપ આ જીન્દગીને અભ્યાસથી કેળવી સુખદાયક બનાવવાથી શો લાભ થઇ શકે?

ઇટાલી આવા વિચારોમાં બીજા દેશો કરતાં કંઇ આગળ ન હતું.

અંધાધૂંધીના જમાનામાં ઈટાલી, સંસ્કૃતિની દૃષ્ટિએ યુરોપના બીજા દેશો કરતાં કંઇ ચઢિયાતું નહોતું. ખરૂં જોતાં તો શિક્ષણના પુનરાવર્તનની શરૂઆત તો શાર્લમેને એઇકઝ ખાતે કરી હતી. તે પછી તે દિશામાં બીજો પ્રયત્ન આપુલીયા અને સીસીલીમાં શહેનશાહ ફ્રેડ્રીકે કર્યો; અને જો કે રોમન પ્રજાઓએ જૂની સંસ્કૃતિને વિસારે પાડી હતી તોપણ મુસ્લીમ પ્રજાઓમાં કેટલેક અંશે તેની અસર રહી ગઇ હતી. આપણે મધ્યકાલીન અમલમાં સાહિત્યના ઇતિહાસનો અભ્યાસ કરીશું તો જણાશે કે આજકાલની સુધરેલી પ્રજાઓએ ગ્રીસની જૂની સંસ્કૃતિ અને તેના વિચારો જાળવી રાખી બીજી રીતે યુરોપને પાછા આપવામાં આરબોએ બજાવેલી અનુપમ સેવાઓ માટે આભારી થવું ઘટે છે. જો કે સાહિત્યના ક્ષેત્રમાં ઇટાલીયનોએ ઘણું મોડું ઝંપલાવ્યું તે છતાં તેમણે જે ફાળો આપ્યો તે ઘણો કીમતી છે, સાહિત્યક્ષેત્રમાં એક અણમૂલું અને અમર કાવ્ય લખી દાંતેએ અને જૂના સાહિત્ય માટે વિદ્યાર્થીઓમાં ઉત્કંઠા પ્રેરી પેટ્રાર્ચે જે ફાળો આપ્યો છે તેની સરખામણીમાં શાર્લમેન, ફ્રેડરીક કે આરબસ્તાનના ફીલસુફો અથવા તો પ્રોવેન્સના સાહિત્યકોની સેવાઓ ક્ષુલ્લક જ ગણાય.

શિક્ષણના પુનરાવર્તનના ઇતિહાસ સાથે ખરૂં જોતાં દાંતેને કાંઈજ સંબંધ નથી. "ડીવાઇન કોમેડી" —"સ્વર્ગીય સુખ પરિણામક નાટક" મધ્યકાલીન સમયની પૂર્ણાહુતિના સ્મરણ ચિહ્ન રૂપ છે; કારણકે તે જમાનાનો જુસ્સો તેમાં દેખાઈ આવે છે. આધુનિક બુદ્ધિકૌશલ્યની પ્રગતિની શરૂઆત દાંતેએ જ કરી એમ આ ઉપરથી કહી શકાય. જો કે સાહિત્યના પુનર્જીવનની ખરી શરૂઆત જરા મોડી થઇ અને તે કાર્ય પેટાર્ચે ઉપાડી લીધું.

દાંતે અને સાહિત્યનું પુનર્જીવન.

પેટ્રાર્ચ અને દાંતે વચ્ચે સરખામણી.

યુરોપની મધ્યમાં, જ્યાંથી પાણીના ઝરાની શરૂઆત થાય છે ત્યાંથી નીકળતી બે નદીઓના પાણીનો ગણગણતો મધુર અવાજ મુસાફરને કાને, ઉનાળાના શાંત બપોરની વખતે પડે છે. ત્યાંથી એક તરફ રાહીન નદી વહે છે અને બીજી તરફ ડાન્યુબ અને પો નદીઓની શરૂઆત થાય છે. આ બન્ને નદીઓની શરૂઆત એક જ સ્થળેથી થતી હોવા છતાં, તેઓના માર્ગ ભીન્ન દીશાઓમાં અને એકબીજાથી ઘણે દૂર પડતા માલૂમ પડે છે. એક ઉત્તર તરફ વહી ઉત્તર મહાસાગરને મળે છે, જ્યારે બીજી ઇટાલી અને ગ્રીસના કીનારાને લાગીને ભૂમધ્ય સમુદ્રમાં પ્રવેશ કરે છે. આ બે નદીઓ સાથે આપણે દાંતે અને પેટાર્ચને સરખાવીશું. કારણકે તેઓ બન્ને ફ્લોરેન્સમાં જન્મ્યા હતા એટલું જ નહિ પરન્તુ બન્નેને એક જ પ્રકારનું શિક્ષણ મળ્યું હતું.

પેટ્રાર્ચની સેવાઓની કદર.

પેટ્રાર્ચની બાબતમાં અત્રે પંદરમા સૈકાના સાહિત્યના ફીરસ્તા તરિકે અને મનુષ્યત્વના જુસ્સાના પ્રેરક તરિકે તેની સેવાઓની તુલના કરવાની જરૂર છે. આપણને તેનાં લેટીન ભાષામાં

લખેલાં કાવ્યો સાથે કાંઇ નિસ્બત નથી. મેડોના લ્યોરા ઉપર લખેલી કવિતા લેટીન ભાષામાં લખેલાં કાવ્યોમાં ઉત્તમ સ્થાન ભોગવે છે એટલું જ નહિ પરન્તુ ફ્રાન્સના મહાન લેખક વોલ્ટેરે મેળવેલી ખ્યાતિ કરતાં પણ તેની નામના વધારે થઇ છે અને તેને પરિણામે તેને તે જમાનાના વોલ્ટેરની ઉપમા આપવામાં આવે છે. ઉત્તમ પ્રતિનાં કાવ્યો લખવાં તેમાં જેટલી મહત્તા છે તેના કરતાં પણ આગંતુક જમાનાની સંસ્કૃતિની ઝાંખી કરાવી, તેના જુસ્સાની રૂપરેખા દોરી તે કેવો માર્ગ લેશે એની આગાહી કરવી એમાં વધારે મહત્તા સમાયલી છે. સામાન્ય જનતા પેટ્રાર્ચને લ્યોરાના કવિ તરીકે સંભારશે પરન્તુ સાહિત્ય-સંશોધકો તો તેને મનુષ્યત્વના જુસ્સાના પ્રેરક તરિકે ઓળખશે. પેટ્રાર્ચે એમ સાબિત કરી આપ્યું કે માણસ ફક્ત ધાર્મિક આદેશોને તાબે થનારી વ્યક્તિ જ નહિ પરન્તુ સ્વતંત્ર રીતે વિચાર કરી શકે એવું એક પ્રાણી છે અને સાહિત્યના પુનર્જીવન દ્વારા તે પોતાની માનસિક તેમજ નૈતિક સ્વતંત્રતા પ્રાપ્ત કરી શકશે.

**પેટ્રાર્ચના દોષો.**

જ્યારે આપણે પેટ્રાર્ચને માનવસંસ્કૃતિના મહાન અભ્યાસીઓમાં પહેલું સ્થાન આપી તેની તરફ માનની દષ્ટિએ નિહાળીએ છીએ ત્યારે સાથે સાથે તેનામાં રહેલા દોષોનું પણ નિરૂપણ કરવું ઘટે. જો તેનામાં કોઇ સૌથી મોટો દુર્ગુણ હોય તો તે મીથ્યાભિમાનનો હતો; તેને મહાન કવિ તરીકે જાહેર થવાની અને એ રીતે પૂજાવાની મહત્વાકાંક્ષા હતી; તેને ખુશામત બહુજ ગમતી; તેને બધા વખાણે અને તેની વાહવાહ ગાય તે સારૂ તે વારંવાર પોતાનાં સ્થાનકો બદલતો અને પોતાની બડાશો હાંકવામાં તે એકકો હતો. તેના જીવનનું અંતિમ ધ્યેય લેખક

તરીકે પ્રકાશમાં આવી લોકોની દૃષ્ટિમાં અમર થઇ ગએલા લેખકોની હારમાં પોતાને તેના જીવતાંજ મુકાવાનું હતું અને અને તેને માટે તે હમેશાં પ્રવૃત રહેતો. તેને એકાંતવાસ બહુ ગમતો અને તેણે પોતાની જીંદગીનાં ઘણાંએ વર્ષો વાઉકલુઝે ખાતે એકાંતવાસમાં ગાળ્યાં હતાં. જો કે તે રાજામહારાજાઓ અને અમીરઉમરાવોથી દૂર રહેવા માગતો તે છતાં જો સામાન્ય જનતાએ તેને એકાંતપ્રિય ધારી અળગો મૂકયો હોત તો તે ઘણો જ દુખી થાત. તે મિત્રોનો શોખીન હતો અને મિત્રાચારી ઉપર ઘણું લખતો. તે ખુલ્લા હૃદયની ટીકાઓને પસંદ કરતો. આમ છતાં તેના મિત્રો તો ખુશામતિયા જ હતા અને જે લોકો તેના લખાણો ઉપર ટીકા કરતા તેમને તે દુશ્મન ગણતો.

શિક્ષણના પુનરાવર્તનને ટેકો મળ્યો.

જેવી રીતે કોલંબસે નવી ધાર્મિક દુનિયા શોધી કાઢી તેવી રીતે પેટ્રાર્ચે આધુનિક સંસ્કૃતિ શોધી કાઢી અને તેને માટે તેને જેટલું માન ઘટે તેટલું આપવામાં કાંઇ ખોટું નથી. ભલેને પછી તેને ગ્રીક નહોતું આવડતું, તેની લેટિનમાં લખેલી કવિતાઓ અર્થ વગરની અને નિર્જીવ હતી. તેના ગદ્યની ધાટી ખોડભરેલી હતી. તેનાં ઐતિહાસિક અને નૈતિક લખાણો હાલ ભૂસાઇ અને ભૂલાઇ ગયાં છે અને તેનાં પુસ્તકો હાલ ફકત જૂની સંસ્કૃતિના સંશોધકો જ વાંચે છે તો-પણ તે આધુનિક સંસ્કૃતિનો પ્રેરક પિતા હતો તે તો ના ન જ કહી શકાય. તેની જ પ્રેરણાથી જ્ઞાન મેળવવા માટે લોકોની આકાંક્ષા વધવા લાગી. જો તે ચૌદમા સૈકામાં મદદે આવ્યો ન હોત તો શિક્ષણનું પુનરાવર્તન અને તેને અંગે ઉદ્દભવેલી સંસ્કૃતિની અસર ઘણી જ મોડી થઇ હોત. તે સને ૧૩૭૪માં મરણ પામ્યો. ગ્રીસનું સામ્રાજ્ય સને ૧૪૫૩માં નાશ પામ્યું. આ સમય

દરમ્યાન ઇટાલીમાં ગ્રીક સાહિત્યને પૂનર્જીવન મળ્યું. પરંતુ સવાલ એ છે કે જો પેટ્રાર્ચે શિક્ષણના પુનરાવર્તનને માટે જુસ્સો પ્રેર્યો ન હોત તો ઇટાલિયનોએ ગ્રીક સાહિત્યને પુનર્જીવન અર્પવાનું કામ માથે લીધું હોત કે કેમ એ શંકાસ્પદ છે. આ કામ ખરૂં જોતાં તો ફ્લૉરેન્સમાં તૈયાર કરેલા તેના શિષ્યોનું જ હતું. ડાંટે અને પેટ્રાર્ચ વચ્ચે ઘણો મહત્વનો ફેર જણાઇ આવે છે પરંતુ બન્ને સમકાલીન હોવા છતાં અને ડાંટે પેટ્રાર્ચ કરતાં વધારે બુદ્ધિશાળી અને વ્યક્તિત્વ ધરાવનારો હોવા છતાં પેટ્રાર્ચનું આકર્ષણ લોકોને વધારે હતું તે જ બતાવી આપે છે કે ડાંટે કરતાં તે જમાનામાં પેટ્રાર્ચની વધારે જરૂર હતી.

બૉકેશીઓ.

પેટ્રાર્ચની પ્રખ્યાતિથી ઉત્તેજીત થયેલા બૉકેશીઓએ આદર્શ રૂપ ગ્રંથકારોની ચોપડીઓ વાંચવા માંડી અને તેને પોતાના બાપને ખુશ કરવા ખાતર વ્યાપાર તથા કાયદાના અભ્યાસ પાછળ ગાળેલાં વર્ષો માટે પસ્તાવો થયો. ડેકેમેરોનનો કવિ જે કહે છે તે ઉપરથી એમ દેખાય છે કે તેને પેટ્રાર્ચના જીવને સાહિત્યશોખીન બનાવ્યો હતો. તેના સમકાલીન શહેરી વીલાનીએ કહેલી એક વાત અત્રે ટાંકવા જેવી છે. કારણકે તે ઉપરથી આપણને તે જમાનાનો સહજ ખ્યાલ આવી શકે છે એટલું જ નહિ પણ જો તેનો અત્રે ઉલ્લેખ ન કરીએ તો સાહિત્યના ઇતિહાસમાં તે જમાનાની એક આકર્ષક અને અમૂલ્ય વાર્તા ગુમાવીશું; દેશોદેશ રખડી રખડીને આખરે જ્યારે બૉકેશીઓ અઠાવીસ વર્ષનો થયો ત્યારે તેના બાપની આજ્ઞાથી પરગોલામાં નેપલ્સ ખાતે રહેવા ગયો. ત્યાં એક દિવસ એવું બન્યું કે મઝાની ખાતર ચાલતાં ચાલતાં મહાન કવિ વરજીલની કબર આગળ તે આવી ચડયો. તે મહાન કવિની કબર નિહાળતાં,

તેની અંદર જે વ્યક્તિનાં હાડકાં દફનાયાં હતાં તેના પ્રત્યે માનની લાગણીથી પ્રેરાઇ, તેણે મેળવેલી ખ્યાતિ વિષે તે વિચારમાં પડી ગયો, અને વિચારમાં ને વિચારમાં તે એટલો તો ગરકાવ થઇ ગયો કે તેને પોતાની સ્થિતિ પ્રત્યે ઘૃણા ઉપજવા લાગી. કારણ કે તેને પોતાની મરજી વિરૂદ્ધ પિતાની આજ્ઞાને તાબે થઇને વ્યાપારમાં જોડાવું પડયું હતું. આકસ્મિક લાગણીને વશ થઇ બોકેશીયોએ વ્યાપારને તીલાંજલી આપી કાવ્યોના ઊંડા અભ્યાસ તરફ લક્ષ દોરવા નિશ્ચય કરી ઘર તરફ પોતાનાં પગલાં વાળ્યાં. આ નિશ્ચય તેણે પાર પાડયો એટલું જ નહિ પરંતુ તેનામાં રહેલી અજબ શક્તિ અને તિવ્ર આકાંક્ષાને લઇને તે કાવ્યો રચવામાં ઘણો જ ફતેહમંદ નીવડયો. જ્યારે બોકેશીઓના પિતાએ જોયું કે પોતાની આજ્ઞા પ્રમાણે વર્તવા કરતાં કાવ્યો રચવાની શક્તિ તેનામાં વધારે તિવ્ર છે ત્યારે તેણે પોતાના પુત્રને કાવ્યોનો અભ્યાસ કરવા તરફ લક્ષ દોરવા રજા આપી એટલું જ નહિ પરંતુ તેને પોતાથી બનતી મદદ પણ આપી. આમ છતાં તેની ઇચ્છા તો એવી હતી કે તેનો પુત્ર કવિ કરતાં મહાન કાયદાશાસ્ત્રી થાય તો વધારે સારું.

પેટ્રાર્ચ માટે બોકેશીયોને માનની લાગણી.

બોકેશીયો વીરપૂજક હતો; તેને વરજીલ માટે માન હતું એટલું જ નહિ પરંતુ યુવાનીના સમયમાં આદર્શ તરીકે અને વૃદ્ધાવસ્થામાં પ્રેરક તરિકે તે દાંતેને પૂજતો. તેના ચારિત્ર્યમાં આ નમ્રતા અને મધુરતા સૌ કોઈનું ધ્યાન ખેંચ્યા વગર રહેતાં નથી. પરંતુ વખત જતાં અમુક સંજોગોને પરિણામે જ્યારે તે પેટ્રાર્ચના અંગત સંબંધમાં આવ્યો ત્યારે તે તેના તરફ ઘણી માનની લાગણીથી જોવા લાગ્યો કારણકે તેની એવી માન્યતા થઈ હતી કે જૂની

સંસ્કૃતિના આદર્શરૂપ જીવંત વ્યક્તિ હોય તો તે જ હતી. પેટ્રાર્ચ તેના આત્માનો સંચાલક બન્યો–ગુરુ બન્યો અને સાહિત્ય પ્રીલસુફીની બાબતમાં તેના વિચારોનો સુકાની બન્યો. આ રીતે વાઉકલુઝના કવિ અને ફીઆમેટાના પ્રેમી વચ્ચે લગભગ વીસ વર્ષ કરતાં પણ વધારે સમય સુધી મિત્રાચારીનો સંબંધ ચાલુ રહ્યો કે જે તેના સને ૧૩૭૫માં નીપજેલા મરણ પહેલાં એક જ વર્ષ પહેલાં પેટ્રાર્ચના મરણથી તૂટયો.

બોકેશીઓ અને સ્થાનિક સાહિત્યઃ

જ્ઞાનના ભંડારમાં બૉકેશીઓએ સ્વતંત્ર રીતે જે ઉમેરો કર્યો છે તેને બાજુએ મૂકીએ તોપણ તે હજુ શિક્ષણના પુનરાવર્તનના ઇતિહાસમાં કોઇક અનેરું સ્થાન ભોગવે છે અને તે તેણે ગ્રામ્ય અને કલીષ્ટ સાહિત્યમાં નવો જુસ્સો ઉતારવાને માટે આભારી છે. શ્વારૂપી જીવનમાં મઝા રહેલી છે એવી માન્યતા ખુલ્લા દીલે જાહેરમાં મૂકવામાં તેણે પહેલ કરી હતી. તેને ધાર્મિક વિચારોનો બોધ ન હોવાથી તેમજ તેનું માનસિક વલણ અનુકૂળ હોવાથી, તેને જૂના જમાનાની દર્દભરી પ્રેમવાર્તાઓનો અભ્યાસ કરવામાં ઘણો આનંદ પડતો. બોકેશીયોનું જગત સુંદર બાગબગીચાઓ, સુંદર સ્ત્રીઓ અને મોજીલા પ્રેમીઓથી ભરપૂર હતું. તેણે આ બાબતમાં પહેલાં થઇ ગએલા ઇટાલિયન કવિઓથી માંડી બેકાડેલી અને પોનટાનોના પ્રેમરસથી ભરપૂર કાવ્યોનો ઊંડો અભ્યાસ કર્યો હતો.

ગીઓવાની ડા રવેના.

પેટ્રાર્ચનો બીજો શિષ્ય ગીઓવાની માલફાલીનો હતો. તે ગીઓવાની ડા રવેના–કે જે ઉપરથી તેનું નામ પડયું હતું–ત્યાં જન્મ્યો હતો. સાહિત્યક્ષેત્રમાં તેની અંગત લાગવગ

વિશેષ હતી. તે જ્યારે યુવાન હતો ત્યારે તેને પેટ્રાર્ચે પોતાના મંત્રી તરિકે નીમ્યો હતો. તેની કાબેલિયત, સુઘડ હસ્તાક્ષરો અને જ્ઞાન મેળવવા માટેની ઉત્સુકતા જોઇને પેટ્રાર્ચે તેને પોતાનાં લખેલાં પુસ્તકોનો ઉતારો કરવા અને પોતાને મળેલા પત્રોની વ્યવસ્થા કરવાનું કામ સોંપ્યું હતું. આવા કામમાંથી રવેનાનો જહોન એક સુપ્રસિદ્ધ વિદ્વાન તરીકે જાહેરમાં આવ્યો. અને આજે તેની ખ્યાતિ તેના સુઘડ અને ચૂસ્ત વિચારોને લઇને છે. તેને પેટ્રાર્ચના લહીઆ તરીકેની સ્થિતિનો ટૂંક વખતમાં અણગમો આવ્યો. તેને પેટ્રાર્ચના જેવી ખ્યાતિ મેળવવાની મહત્વાકાંક્ષા ઊપજી. પેટ્રાર્ચની માન્યતા એવી હતી કે ગીઓવાની પોતાના શિષ્ય તરીકે ઓળખાવવાના માન કરતાં બીજા વધારેની કશી પણ આશા રાખી ન શકે એટલે તેણે તેના મહત્વાકાંક્ષી શિષ્યના આ ચેનચાળા છોકરવાદીપણામાં ગણી કાઢયા. પરિણામે બંને વચ્ચે તકરાર થઇ અને ગીઓવાની તેના શુભેચ્છકનો આશ્રય છોડી ચાલી નીકળ્યો. પરંતુ ભૂખમરો અને કોઇપણ પ્રકારની આવકને અભાવે પાછા તેને પેટ્રાર્ચનો આશ્રય ખોળવો પડયો. ફરીથી પાછો તે નાસીને કરારાના નાના રજવાડાનો કારભારી બન્યો. પરંતુ અહીં પણ તેને દૈનિક અને એક જ પ્રકારના કામથી કંટાળો ઊપજ્યો. પરિણામે તેણે કરારાનો ત્યાગ કર્યો અને ભમતા અધ્યાપકનો ધંધો સ્વીકાર્યો. આ કામ તેની પ્રકૃતિને અનુકૂળ નીવડયું. તેની યાદદાસ્ત ઘણી તેજ હોવાથી તે પુસ્તકોનો શબ્દેશબ્દ ગોખીને યાદ રાખી શકતો. આવી યાદદાસ્ત તેને તેના અધ્યાપકના ધંધામાં ઘણી કીમતી થઇ પડી.

લુઇગી મારસીગેલી.

પેટ્રાર્ચનો બીજો એક ધ્યાન ખેંચે એવો શિષ્ય ફ્લોરેન્સમાં થયો હતો. લુઇગી મારસીગલી, સેન્સ સ્પીરીટોના ઑગસ્ટાઇન મઠનો, એક સાધુ હતો. પેટ્રાર્ચે તેનામાં બુદ્ધિકૌશલ્ય

જોયું અને તેથી તેને ધર્મનાં પુસ્તકોનો અભ્યાસ કરવા માટે પ્રેર્યો. કે જેથી તે એવર હોઇસ્ટોની સામે ક્રિશ્ચિયન ધર્મના પ્રવચક તરીકે હરીફાઇમાં ઊભો રહી શકે. ચૌદમા સૈકામાં એવર હોઇસ્ટોના નામાભિધાન હેઠળ બધા સ્વતંત્ર વિચારકો ભેગા થઇ ખ્રિસ્તી વડાધર્મગુરૂની સત્તા અને સિદ્ધાંતોની વિરૂદ્ધ બળવો ઉઠાવ્યો હતો. તેમને આત્માના અમરત્વ બાબત શ્રદ્ધા નહોતી. પેટ્રાર્ચને આવા અધર્મી વિચારો પસંદ નહોતા કારણકે તેની માન્યતા એવી હતી કે આદર્શ મનુષ્યત્વ મેળવવામાં ખોટો અર્થવાદ, નીચ મનોવૃત્તિ અને કુદરતને અનુસરવાનો ઢોંગ આડખીલી રૂપ છે. પેટ્રાર્ચે તેથી એવર હોઇસ્ટ કે જેમને તે ભસતા કૂતરાઓ કહેતો, તેમની સામે થવા જુવાન મારસીગ્લીને ઉશ્કેર્યો. મારસીગ્લી જોકે મનુષ્ય સંસ્કૃતિ તરફ માનની લાગણીથી જોવામાં પેટ્રાર્ચને મળતો હતો તે છતાં તેના સામાવાળાના વિચારોમાં જે અજબ હિંમત અને સ્વાતંત્ર્ય હતું તે તરફ તે સહાનુભૂતિ ધરાવતો હતો. સેંટ સ્પીરીટોનો મઠ તેની આગેવાની હેઠળ ધાર્મિક ચર્ચાઓને માટે કેન્દ્રસ્થાન બન્યો. અને ત્યાં હરહમેશ વિદ્વાનોની જમાવટ થતી.

**કોલીશીઓ-ડી-સાલુટાટી**

કોલીશીઓ–ડી–સાલુટાટી જે ફ્લોરેન્સમાં સને ૧૩૭૫માં ચેન્સેલરની જગ્યાએ આવ્યો તે મારસીગ્લીનો માત્ર શિષ્ય જ નહિ પરંતુ પેટ્રાર્ચનો પૂજક પણ હતો; તેણે ડાન્ટેનાં કાવ્યોને લેટીનમાં ઉતાર્યાં હતાં અને લેખક તરીકે સાહિત્યક્ષેત્રમાં સારી છાપ પાડી હતી. તેના ૪૬મા વર્ષમાં તેની ફ્લોરેન્સના સૂબાના સેક્રેટરી તરીકે નિમણુંક થઇ તે પહેલાં તો તેણે ઘણું જ્ઞાન પ્રાપ્ત કર્યું હતું અને પોતાનામાં તે જમાનાનો જુસ્સો ઉતાર્યો હતો. જૂનાપુરાણા ગ્રંથો ભેગા કરનાર તરીકે, ગ્રીક

ભાષાના ઉદ્ધારક તરીકે, ધાર્મિક અને નૈતિક બાબતો ઉપર લેખો લખનાર તરીકે અને જાહેર ભાષણકાર તરીકે તે ઘણો જ જાણીતો થયો હતો. જાહેર દસ્તાવેજોમાં પહેલી જ વાર લખાણપદ્ધતિમાં સુધારા કરાવ્યા અને તેમાં ગંભીરતા અને મધુરતાનાં તત્વો દાખલ કરાવ્યાં. ગીઆન ગાલીઆઝો વીસ્કોન્ટી કહેતો કે સાલુટાટીએ તેની લખાણપદ્ધતિ અને કળાકૌશલ્યને લઇને પગારદાર લશ્કર કરતાં પણ વધારે નુકસાન કર્યું હતું. ફ્લોરેન્સના મારસીગ્લીએ ચેન્સેલર તરીકે લખેલાં ચર્ચાપત્રો, નોંધો, તહનામાંઓ અને જાહેરાતો આખા ઇટાલીમાં વહેંચવામાં આવી અને તેથી પરિણામ એ આવ્યું કે રાજદ્વારી ક્ષેત્રોમાં તેના સીસેરોનીયન વાકયો ઘણાં ઉપયોગી થઇ પડયાં. મતલબ કે તેની લખાણશૈલી એવી સચોટ અને જોરદાર હતી કે જેની અસર લશ્કરોના હુમલા કરતાં વધારે બળવાન હતી. જ્યારે તે નામાંકીત ચેન્સેલર સને ૧૪૦૭માં ૭૬ વર્ષની પાકટ વયે મરણ પામ્યો ત્યારે લોકોએ તેના શબનું જાહેર સરઘસ કાઢી માન આપ્યું હતું; કવીનો મુગટ તેને પહેરાવવામાં આવ્યો હતો; તેના માનમાં શોક પ્રદર્શીત કરવા ભાષણો કરવામાં આવ્યાં હતાં અને ડુઓમોમાં તેનું પૂતળું ઉભું કરવામાં આવ્યું હતું.

સાલુટાટીએ જાહેર લખાણોની પદ્ધતિ સુધારીને જે અમુલ્ય સેવા બજાવી તેવી સેવા ગાસપારીનો-ડા બારઝીઝાએ સામાન્ય પ્રતિનાં લખાણોમાં ફેરફાર કરીને બજાવી. શરૂઆતમાં કેટલાંયે વર્ષો સુધી વેનિસ ને પાડુઆ ખાતે શિક્ષક તરીકે કામ કર્યું અને પછી તેને ફીલીપો મેરીઆ વીસ્કોન્ટીએ મીલન બોલાવ્યો ત્યાં તેણે પોતાના શિષ્યોને સિસેરોની લખાણપદ્ધતિને અનુસરીને જોરદાર ભાષામાં પત્રો લખતાં શીખવવાનું શરૂ કર્યું. પત્રલેખન-

ગાસપારીનો-ડા બારઝીઝા

પદ્ધતિ તે વખતના જમાનામાં ઘણી અગત્યની ગણાતી અને સાહિત્યક્ષેત્રમાં વિદ્વાનો એકબીજાના વિચારો પત્ર દ્વારા પ્રસિદ્ધ કરતા અને તેથી જ પેટ્રાર્ચ પછી ગાસપારીનોનું સ્થાન સાહિત્ય-ક્ષેત્રમાં ઘણું ઉંચુ આવે છે.

મેન્યુઅલ ક્રીસોલોરસ.

શિક્ષણના પુનરાવર્તનના અમરત્વના પ્રકરણની સમાપ્તિ કરતાં પહેલાં બેઝન્ટાઈનના ઉમદા કુટુંબમાં જન્મ લીધેલા મેન્યુઅલ ક્રીસોલોરસની નોંધ લીધા વગર તે અપૂર્ણ જ રહે. મેન્યુઅલ, બોનીફ્રેસ નવમાના વખતમાં ઇટાલીમાં આવ્યો. અને તેણે ખ્રિસ્તી રાજ્યોને તુર્કોની સામે લડત ચલાવવા ઉશ્કેરવાનું શરૂ કર્યું. તે સારો વક્તા હતો અને તેની વકતા તરીકેની ખ્યાતિથી દોરાઈ પાબાએગ્લી સ્ટ્રોઝી અને નિકોલોએ તેને ફ્લોરેન્સમાં આવવા આમંત્રણ કર્યું. અહીં તેને સને ૧૩૯૬માં વિદ્યાપીઠના ગ્રીકના અધ્યાપક તરીકે નીમવામાં આવ્યો. તેણે ગ્રીક ભાષાનો પુનરોદ્ધાર કરવાનું કામ માથે લીધું અને ગ્રીક સાહિત્યમાં જે ધાર્મિક સ્વાતંત્ર્ય અને માનસિક સંસ્કૃતિનાં તત્વો હતાં તે તેણે પોતાના વિદ્યાર્થીઓ આગળ રજૂ કર્યાં. આથી ઇતિહાસના સંશોધકોને માટે નવીન ક્ષેત્રો મળી આવ્યાં અને જે જ્ઞાનભંડાર માત્ર સાધુઓને અને ધર્મગુરૂઓને હસ્તક હતો તે હવે સામાન્ય જનતા આગળ ખુલ્લો થયો.



## પ્રકરણ ૯

## ફ્લોરેન્સના ઇતિહાસકારો.

ફ્લોરેન્સ એટલે કળાકૌશલ્યનું કેન્દ્રસ્થાન એમ આપણે આધુનિક જમાનામાં માનીએ છીએ. બુદ્ધિકૌશલ્યમાં વખતે બીજી પ્રજાઓએ ઇટાલીને મહાત કર્યું હશે. ઇંગ્લન્ડે સેકસ-પિયર અને જર્મનીએ ગીથે જેવા અત્યુત્તમ કવિઓ પેદા કર્યા પરન્તુ એથન્સને બાજુ ઉપર મૂકીએ તો એવું એક પણ શહેર નથી કે જ્યાં ફ્લોરેન્સની માફક સમસ્ત શહેરી જીવન બુદ્ધિશાળી અને તેજદાર હોય અને એકેએક શહેરી ઉપર બુદ્ધિ અને કળા-કૌશલ્યની છાપ હોય. ત્યાંના લોકો ચાલાક અને રસિક હતા; એટલું જ નહિ પરન્તુ તેમના આચારવિચારો ઉંચી કોટીના હતા.

ફ્લોરેન્સનું શહેરી જીવન

આવા અત્યુત્તમ બુદ્ધિકૌશલ્યને માટે ફ્લોરેન્સ મગરૂરી ધરાવતું. તે શહેરની જાહોજલાલીના સમયનો ઇતિહાસ આપણને તેના બુદ્ધિ-શાળી અને દીર્ઘદૃષ્ટા ઇતિહાસકારોની કલમોથી લખાયલો આજે પણ મળી આવે છે. તેમની કલમ રસભરી અને તેજદાર છે અને તે પુસ્તકો વાંચતાં આપણી દૃષ્ટિ સમીપ ફ્લોરેન્સની જાહોજલાલીનું દૃશ્ય નજર આગળ આબેહૂબ ખડું થાય છે. તે ઇતિહાસનાં પાનાંઓ ઉપર ફ્લોરેન્સના મહાન શહેરીઓ જાણે આજે પણ જીવતા ને જાગતા ન હોય એમ લાગે છે. ફ્લોરેન્સનો જીવનપ્રવાહ આપણી નજર આગળ વહેતો ન હોય એમ ભાસ થાય છે; અને તે બધું જાણે ઇતિહાસ જ નહિ

પરન્તુ તેથી નિરાળુ અને દિલસ્પર્શી પૌરાણિક કથાઓના જેવું લાગે છે. મતલબ કે આપણે ફ્લોરેન્સમાં જાણે તે જમાનામાં રહેતા ન હોઇએ એમ ઘડીભર આપણને લાગે છે.

ફ્લોરેન્સના ઇતિહાસકારો

ફ્લોરેન્સનાં ચિત્રગૃહોમાં મહાન વ્યક્તિઓની પ્રતિકૃતિઓ જોઇને આજે પણ તેની કીર્તિ જેવી ને તેવી જ્વલંત ભાસે છે. તેના ઇતિહાસના પાને પાને તે જમાનાનો અજબ જુસ્સો તરી આવે છે; તે વખતના પ્રજાસત્તાક રાજ્યના મંત્રીગૃહોમાં થતી ચર્ચાઓ, સંધિવિગ્રહો અને કળાકૌશલ્યની પ્રગતિનું વૃતાંત તેમાં એવું તો આબેહૂબ રીતે આપેલું છે કે જાણે આપણે તે જમાનામાં જ વસતા ન હોઇએ ? આથી કરીને ફ્લોરેન્સના ઇતિહાસકારો સાહિત્યક્ષેત્રમાં ઊંચું સ્થાન ભોગવે છે.

જીઓવાની વીલાની.

ફ્લોરેન્સમાં ઇતિહાસમાં શોધખોળની પ્રગતિની શરૂઆત સને ૧૩૦૦થી થઇ એમ કહી શકાય. દાંતે અલીઘીયરી અને જીઓવાની વીલાની એ બે મહાન લેખકોએ ઇટાલીના સાહિત્યની ઐતિહાસિક બાજુ ઉપર ગ્રંથો પ્રસિદ્ધ કરી ઘણું અજવાળુ પાડયું છે. જીઓવાની વીલાની જ્યારે રોમમાં મહોત્સવ હતો અને ત્યાં બે લાખ ઉપરાંત યાત્રાળુઓ એકત્ર થયા હતા ત્યારે ત્યાં ગયેલો અને તેણે ત્યાં દુનિયાની પૂણ્યભૂમિ ઉપર જે દૃશ્ય જોયું તેથી તેના મન ઉપર એવી તો સજ્જડ છાપ પડી હતી કે તેની પ્રતિછાયા તેના લખાણોમાં પણ દેખાઇ આવે છે. રોમની થએલી દુર્દશા તેને ઘણી સાલતી. તેણે એક ઠેકાણે લખ્યું છેઃ—
" જ્યારે મેં રોમના વખતના ભવ્ય મહાલયો જોયા અને જ્યારે વર્જીલ અને સાલુસ્ટ, લુકન અને લીવી, વેલેરીયસ અને ઓરોસી-

યસ અને એવી બીજી મહાન વ્યક્તિઓએ લખેલા રોમન લોકોના ઇતિહાસગ્રંથો વાંચ્યા ત્યારે મારા મનમાં એવી ભાવના ઉદ્ભવી કે આવી મહાન પ્રજાનો ઇતિહાસ લખવો એ મારે માટે અશક્ય વાત છે. તેમ છતાં તેમની લેખનપદ્ધતિનું અનુકરણ કરવાની શરૂઆત કરી.” ગીબનની માફક આરાસેલીના પગથિયા ઉપર બેસીને સાધુઓની પ્રાર્થનાઓનો અવાજ સાંભળતાં તેના હૃદયમાં અજાયબી અને દયાની લાગણી ઉદ્ભવી. અને તેને પરિણામે તે રોમનો ઇતિહાસ લખવાને પ્રેરાયો.

**જીઓવાનીએ લખેલો ઇતિહાસ.**

સને ૧૩૦૦ની સાલમાં રોમની મુલાકાતના પરિણામે જીઓવાનીએ સને ૧૩૪૬ સુધીના સમયનો ઇતિહાસ ૧૨ પુસ્તકોમાં લખ્યો. બે વર્ષ પછી તે પ્લેગમાં મરણ પામ્યો અને તેણે અધૂરું મૂકેલું કામ તેના ભાઇ મેટીઓએ ઉપાડી લીધું. પરંતુ સને ૧૩૬૨માં મેટીઓનું પણ પ્લેગમાં મૃત્યુ થતાં તેણે પોતાના પુત્ર ફીલીપ્પોને તે કામ પૂરું કરવાની આજ્ઞા કરતો ગયો. તેણે તે ઇતિહાસ સને ૧૩૬૫ સુધી લાવીને મૂક્યો. આ ત્રણે વિલાનીઓ પૈકી, જીઓવાની સૌથી મોટો હતો. તેની લેખનપદ્ધતિ તથા ઇતિહાસકાર તરીકેની ઝળકની બરોબરી તેના પછીના વિલાનીઓ કરી શક્યા નથી. તે ઇતિહાસ—કેવળ ઇતિહાસ નહિ પણ—પુરાણરૂપે લખાયો છે તેમાં આપેલાં છાયાચિત્રો વાંચીને આજે પણ આપણે તાજુબ થઇએ છીએ. તે પુસ્તકોમાં ફક્ત ઇટાલીના ઇતિહાસનું જ દિગ્દર્શન કર્યું છે એટલું જ નહિ પરંતુ તે વખતમાં આખાયે યુરોપમાં થતી ચળવળોને ઘણી ઝીણવટથી વર્ણવેલી છે. આવા મોટા પાયા ઉપર આ ઇતિહાસ લખાયલો હોવા છતાં ખાસ કરીને જાણવા જેવી તો એ વાત છે કે ફ્લોરેન્સની જાહોજલાલી અને ફ્લોરેન્સ-

વાસીઓની સ્થિતિનો ખરો ખ્યાલ તે પુસ્તકો વાંચતાં આવી શકે છે. આ પુસ્તક મધ્યકાલીન સમયના સાહિત્યમાં અણમૂલું સ્થાન ભોગવે છે. તે વાંચતાં સમસ્ત યુરોપની પ્રગતિમાં ઇટાલી તે વખતે કેવું સ્થાન ભોગવતું હતું તે આપણને આજે પણ તાદૃશ્ય થાય છે.

દાંતેની નેમ વીલાનીથી કંઈ જુદી જ હતી. જે ઝીણવટ અને જે માહિતિ આપણને વિલાનીના ઇતિહાસનાં પુસ્તકોમાં મળી આવે છે તે દાંતેના પુસ્તકોમાં નથી જોવામાં આવતી. તે વિચારે ફિલસુફ હતો અને ગદ્યોના લેખક કરતાં કવિના જેવી લેખનશૈલી તેના લખાણોમાં જોવામાં આવે છે. તેણે લખેલું "ડી મોનાર્ચીયા" નામનું પુસ્તક ઇટાલીના ઇતિહાસમાં અનેરું સ્થાન ભોગવે છે અને આજે પણ આધુનિક રાજ્યકિય ઇતિહાસના પ્રેરક તરીકે તેની ગણના કરવામાં આવે છે.

દાંતે.

ફ્લોરેન્સના ઇતિહાસમાં દાંતેના અમરત્વની પ્રતિછાયા પડે છે. તે ફ્લોરેન્સનો જ નહિ પરંતુ સમસ્ત વિશ્વનો હતો. આધુનિક સાહિત્ય અને ફિલસુફીનું અસ્તિત્વ તેને આભારી છે. તેણે ઈટાલીના રાજાઓ, ધર્મગુરુઓ અને યુરોપના શહેનશાહ ઉપર લખેલા પત્રો વાંચીશું તો જણાશે કે જેવો તે મહાન સાહિત્યકાર હતો તેટલો જ સબળ રાજ્યદ્વારી હતો. તેનામાં રાજ્યદ્વારી કુનેહ અજબ હતી. તેણે પત્રોમાં રાજા અને પ્રજાના ધર્મો એવી તો સુંદર રીતે સમજાવ્યા છે કે વાંચનારને તેની વાસ્તવિકતા જણાયા વગર રહે જ નહિ. 'ડી મોનારચીમા' નામના પુસ્તકમાં દાંતેએ સમસ્ત વિશ્વનું રાજ્ય કલ્પ્યું છે અને તેમાં તે જણાવે છે કે તેવા રાજ્યનો આધાર કુદરત અને મનુષ્ય-

જીવનના ભવિષ્ય ઉપર રાખી શકાય. તે વખતે ઈટાલીમાં જ્યારે અંધાધૂંધી પ્રવર્તી રહી હતી, જ્યાં કેવળ સ્વાર્થબુદ્ધિથી પ્રેરાઇને રાજા અને ધર્મગુરુઓ વચ્ચે બખેડાઓ ચાલી રહ્યા હતા, જ્યાં એક શહેરના શહેરીઓ બીજા શહેરીઓ સામે તોપો અને હથિયારો ચલાવી રહ્યા હતાં, ત્યાં દાંતેએ પોતાના લોકોને એક રાજાના છત્ર તળે ઊભા રહેવાનો ઉપદેશ કર્યો હતો. તે એમ માનતો કે રાજા અને ધર્મગુરુનાં ક્ષેત્રો તદ્દન જુદાં અને નિરાળાં છે. તે એકબીજાથી વિરોધી તો નથી જ. બલ્કે તે બંને સત્તાઓ સલાહસંપથી રહે તો જ વિશ્વનું શ્રેય થઈ શકે. આવી મતલબની પત્રિકાઓ તેણે ઘણી લખી અને તેમાં તેણે એક જ સત્તાને આધીન રહેવા ઉપર ખૂબ ભાર મૂક્યો. તે કહેતો કે જો એક જ સત્તાને આધીન સૌ કોઈ હોય તો શાંતિ પ્રસરે, એકબીજા વચ્ચે માન અને સ્નેહની લાગણી ઉદ્ભવે, અને નાનામોટાનો ભેદભાવ દૂર થઈ સૌ કોઈ પોતપોતાની ફરજો સમજતાં થાય.

ડીનો કૅંપેગ્નો.

દાંતે અને વીલાનીની ઐતિહાસિક કૃતિઓ ઉપર ચર્ચા કરતી વખતે ફ્લોરેન્સના એક બીજા જાણીતા કવિને બાજુ ઉપર તો ન જ મૂકી શકીએ. ડીનો કોમ્પેગ્નોએ આંતરવિગ્રહમાં ઝંપલાવેલું અને તેને પરિણામે તેને દેશવટો ભોગવવો પડેલો. ડીનો કોમ્પેગ્નો એક એવી મહાન વ્યક્તિ હતી કે તેણે લખેલા ઇતિહાસ બાબત આજ વર્ષો થયાં ઈટાલિયન વિદ્યાર્થીઓમાં બે પક્ષો પડી ગયા છે અને તે બાબતમાં સંખ્યાબંધ ગ્રંથો અને ટીકાઓ લખાઈ છે અને તે છતાં તેનો નિકાલ હજી પણ આવી શકયો નથી. આ પરિસ્થિતિમાં એક અજાણ્યા લેખકે તેની તુલના કરવા બેસવું એ અયોગ્ય જ ગણાય.

ડીનો કોંપેગ્નોએ લખેલા ઇતિહાસનો સમય સને ૧૨૮૦ થી આંડી સને ૧૩૧૨ સુધી પહોંચે છે. ડીનો કોમ્પેગ્નોએ લોકોનો પક્ષ લઇને સને ૧૨૮૨માં આતંરવિગ્રહમાં ઝંપલાવ્યું; સને ૧૨૮૯ અને ૧૩૦૧માં તે નાકેદાર બન્યો અને સને ૧૨૯૩માં તે સરન્યાયાધીશની પદ્વિએ પહોંચ્યો. બલ્કે તે વખતના અંધાધૂંધીના જમાનામાં તેણે ઘણો આગળ પડતો ભાગ લીધો હતો. દાંતેના ગુજરી ગયા પછી બે વર્ષ અને ચાર મહિના બાદ સને ૧૩૨૪માં તે મરણ પામ્યો અને તેને સાન્ટા ત્રીનીટાના દેવળના કબ્રસ્તાનમાં દાટવામાં આવ્યો હતો. તે દાંતેની પ્રતિનો માણસ હતો. દેશદાઝ તેને હૈડે હતી; સત્ય તેને ઘણું પ્રિય હતું; તેનો ઇન્સાફ અદલ હતો; તે એક જ પક્ષની બાંહેધરી કરવાનું પસંદ ન કરતો; જ્યારે તે બોલવા ઊભો થતો ત્યારે જો કે તે ઘણું થોડું બોલતો પરંતુ એકે એક શબ્દમાં પોતાના અંગત અનુભવનું વજન પડતું; ને પોતાની માન્યતા પ્રદર્શિત કરતો અને તેમ કરતાં તેના ભાવ, સહૃદયતા અને ન્યાયીપણું દેખાઇ આવતું. ઇતિહાસકાર તરિકે તેણે ઘણું જ થોડું લખ્યું-એક જ પુસ્તક લખ્યું-પરંતુ તેમાં જે આબેહૂબ ચિત્ર રજૂ કર્યું તે જોતાં તેની શક્તિનો સહજ ખ્યાલ આવી શકે છે. તેણે પોતાના વખતમાં ચાલતા આંતરવિગ્રહનો ઇતિહાસ લખવો શરૂ કર્યો અને તેમાં તેણે એવું બતાવવા પ્રયત્ન શરૂ કર્યો કે ફ્લોરેન્સના શહેરીઓની કેવળ નીચ સ્વાર્થબુદ્ધિને પરિણામે ફ્લોરેન્સના પ્રજાસત્તાક રાજ્યનો ધ્વંસ થયો હતો. જો કે તે ઇતિહાસ-ઐતિહાસિક દૃષ્ટિએ સંપૂર્ણ અને ભરૂસાલાયક તો ન જ ગણાય તોપણ જે રીતે તે વખતના પત્રોનાં છાયાચિત્રો આપેલાં છે, તેમાં જે દેશદાઝ જણાઇ આવે છે અને વસ્તુતઃ તે વખતની રાજ્યદ્વારી પાર-

ડીનો કોમ્પેગ્નો અને તેના જીવનપ્રવાહ.

સ્થિતિ જે રીતે વર્ણવેલી છે તે જોતાં તો એમ કહેવું પડે કે જીઆનો ડેલા બેગનો બળવો અને નેરી અને બિયાંચીની લડાઇ-ઓનું દૃશ્ય જાણે આપણે પ્રત્યક્ષ નિહાળતા ન હોઇએ એવું તાદૃશ્ય થાય છે. જો એક વખત આપણે એમ માનીએ કે તે બધું જૂઠાણું છે તોપણ તેમાં કરેલી ટીકાઓ સુંદર અને સચોટ છે અને તેમાં અનુભવ જણાઇ આવે છે. જૂના સાહિત્યનો અભ્યાસ અને સાથે સાથે તે વખતનાં મંત્રીમંડળો અને દેશ પરદેશની રાજ્યનીતિનો અનુભવ તેમાં તરતો દેખાય છે. તેમાં કરેલાં અનુમાનો સચોટ અને હૃદયસ્પર્શી છે. આમ છતાં જો તે બધું જૂઠાણું જ હોય તો પણ તે જૂઠાણું ઊભું કરવા માટે તેને ઘણી મહેનત પડી હશે એટલું જ નહિ પરન્તુ તેમાં તેના બુદ્ધિબળની કસોટી થઇ હશે એમ માન્યા વગર ચાલતું નથી. ભૂલોની પરંપરાથી ભરપૂર છતાં, તેણે લખેલો ઇતિહાસ, તે વખતની શોધખોળની ઢબ, વિચારશૈલી, અને તેજદાર, રસમય અને હૃદયસ્પર્શી વિશુદ્ધ ભાષાના નમૂના રૂપ આજે પણ તે અગ્રસ્થાન ભોગવે છે.

પાછલા વખતના ઇતિહાસકારો.

સોળમા સૈકાના પૂર્વાર્ધના સમયના ઇતિહાસકારો એકબીજાથી ભિન્નભિન્ન પ્રતિના જોવામાં આવે છે. એ જમાનાનો ઇતિહાસ અપૂર્વ છે. તે સમયમાં નૈતિક સ્ખલનો ક્ષમાને પાત્ર ગણાતાં; ગુલામી મનોદશાને લઇને સ્વાતંત્ર્યનો ભાગ્યે જ કોઇને ખરો ખ્યાલ હશે; તે વખતમાં એવી તો અંધાધૂંધી ચાલતી હતી કે ઇટાલીના પ્રજાસત્તાક રાજ્યોની બંધારણપૂર્વક પ્રગતિની આશા રાખવી ફોગટ હતી જેને જેમ ફાવ્યું તેમ તે આગળ ધપ્યું અને તેમાં સારા કે નરસાપણાનો વિચાર સુદ્ધાં પણ કરવામાં આવતો નહિ. આવો આ સમય

હતો કે જ્યારે ફ્લોરેન્સે અત્યુત્તમ પ્રતિના રાજ્યદ્વારી લેખકો પેદા કરી તેમની કલમદ્વારા તે નાની પ્રજાની જાહોજલાલીનો સહજ પરિચય આપણને કરાવ્યો છે. આ સમય સને ૧૪૯૪થી સને ૧૫૩૭ સુધીનો છે. એ સમય દરમ્યાન ફ્લોરેન્સવાસીઓએ બબ્બે વખત મેડીસી કુટુંબની ધૂંસરી ફેંકી દેવાના પ્રયત્નો કરેલા; સાવનરોલાએ પોતાની સત્તા બેસાડવા માટે પ્રયોગ આદરેલો અને તેને પરિણામે તેને એલેકઝાન્ડર છઠ્ઠા જોડે તકરારનો પ્રસંગ ઉભો થએલો. તકરારી મેડીસી કુટુંબમાંથી થએલા વડા ધર્મ-ગુરૂઓ (લીઓ ૧૦ મો અને કલેમેન્ટ આઠમાના કારોબાર દર-મ્યાન રોમ શહેરને જે ઘેરો ઘાલવામાં આવેલો તેનું વર્ણન હજી આપવાનું બાકી છે. તે જ વખતમાં મેડીસી કુટુંબમાંથી સ્પેન તરફથી ઉતરી આવેલા રાજકુટુંબની આગેવાની હેઠળ સ્વતં-ત્રતાનો સંપૂર્ણ નાશ કરવામાં આવ્યો. આ સમયના ઇતિહાસ-કારો નીચે મુજબ હતાઃ—

| નામ | જન્મ | મરણ |
|---|---|---|
| નીકોલો મેકીઆવેલી. | સન ૧૪૬૯ | સન ૧૫૨૭ |
| જેકોપો નારડી. | ૧૪૭૬ | ૧૫૫૬ |
| ફ્રાન્સીસ્કો ગુઇસીઆરડીની | ૧૪૮૨ | ૧૫૪૦ |
| ફીલીપ્પો નેરલી | ૧૪૮૫ | ૧૫૩૬ |
| ડોનેટો જીઆનોટી | ૧૪૯૨ | ૧૫૭૨ |
| બેનીડીટ્ટો વારચી. | ૧૫૦૨ | ૧૫૬૫ |
| બર્નાર્ડો સેગની | ૧૫૦૪ | ૧૫૫૮ |
| જેકોપો પીટ્ટી. | ૧૫૧૯ | ૧૫૮૯ |

જે માનસિક શકિતઓ આપણે દાંતે, વિલાની અને કોમ્પેગ્નો-

માં જોઇ ગયા તેવા જ પ્રકારની શકિતઓ, આ માણસોમાં ફરીથી જોવામાં આવે છે. જોકે તે શકિતઓ થોડા યા વત્તા પ્રમાણમાં હતી; એટલું જ નહિ પરંતુ જે નવચેતન તે વખતે પ્રગટયું તે વખતનું નૈતિક તેમજ માનસિક પરિવર્તન તેમનામાં થયું હતું.

મેશિયાવેલી.

મેશીયાવેલીએ લખેલાં જીવનચરિત્રમાં ઘણે ભાગે ફ્લોરેન્સના રાજ્યને તેણે બજાવેલી સેવાઓના વૃતાન્તનો સમાવેશ થાય છે. તેનો જન્મ તા. ૩ જી મે સને ૧૪૬૯ ને રોજ ફ્લોરેન્સ શહેરના સારી સ્થિતિના મધ્યમ વર્ગના માબાપને ઘેર થયો હતો. તેનું કુળ સંસ્કારી અને ખાનદાન હતું. દસ્તાવેજો ઉપરથી એમ જણાઇ આવે છે કે સોન્ટેસ્પરટોલી નામના જમીનદાર કુટુંબમાંથી તેનું કુટુંબ ઊતરી આવેલું હતું. તેના બાપદાદાઓએ ફ્લોરેન્સના પ્રજાસત્તાક રાજ્યમાં મોટી અને માનનીય જગ્યાઓ ભોગવી હતી. અને જો કે હવે પૈસેટકે તેઓ ખાલી થઇ ગયા હતા. તોપણ મેશીયાવેલીને ભાગ નાનું સરખું વતન ઊતર્યું હતું.

મેસીયાવેલી અમલદાર તરીકે

સને ૧૪૯૪માં, જે દિવસે મેડીસી કુટુંબને શહેરબહાર હાંકી કાઢવામાં આવ્યું તે જ દિવસે તેની રાજ્યની મધ્યવર્તી કચેરીમાં એક કારકુનની જગ્યાએ નિમણુંક કરવામાં આવી હતી; અને સને ૧૪૯૮માં "ડીએસીડી લીબરટા ઇપેસ"ના મંત્રી તથા ચેન્સેલરની જગ્યાએ તેને નીમવામાં આવ્યો. આ જગ્યાએ તે લગભગ આઠ વર્ષ સુધી રહ્યો.—એટલે કે જ્યાં સુધી ફ્લોરેન્સનું સ્વાતંત્ર્ય ટકયું ત્યાંસુધી તેની તે જગ્યા ટકી રહી. પ્રજાસત્તાક રાજ્ય તર-

ફથી ઘણાં વિકટ રાજદ્વારી કામો તેણે માથે લીધાં હતાં. જો નાની બાબતો બાજુ ઉપર મૂકીએ તોપણ આપણે તેને સને ૧૫૦૨માં સીઝર બોર્જીયાની કેંપમાં, ૧૫૦૪માં ફ્રાન્સમાં, સને ૧૫૦૬માં જુલીયસ બીજાની જોડે, સને ૧૫૦૭માં શહેનશાહ મેકસીમીલીયન સાથે અને ફરીથી સને ૧૫૧૦માં ફ્રાન્સના દરબારમાં તેના કામને અંગે ગયેલો જોઇએ છીએ. તેણે લખેલાં લખાણો પૈકી રાજ્યદ્વારી પત્રો અગ્રસ્થાન ભોગવે છે. આ પત્રો તેણે પોતાની મુસાફરી દરમ્યાન પ્રજાસત્તાક રાજ્યના પ્રમુખ ઉપર લખેલા; અને તેમાં સીની-ગાગ્લીયાની કતલ ઉપરનું તેનું નિવેદન, પીઝા, પીસ્ટોની અને વાલ્ડીચીઆનાની રાજ્યો સાથે કેવા પ્રકારનાં તહનામાં કરવાં તે બાબત ઉપર વિવેચન અને 'રીટ્રાટી ડેલે કોસે ડેલ' આલેમાગ્ના અને રીટ્રાટી ડેલે કોસેડી ફ્રાન્સીયા નામના લેખોમાં તેણે બે પ્રજા-ઓનો આપેલા પરિચયનો સમાવેશ થાય છે. સને ૧૫૦૦માં તેણે લશ્કરી શિક્ષણપદ્ધતિમાં સુધારાવધારા કરાવી નવીન ઢબના લશ્કરની શરૂઆત કરી. મેકીયાવેલીની રાજદ્વારી કુનેહ અને સ્વાદેશા-ભિમાનની ધગશ તેના આ કાર્ય ઉપરથી જણાઇ આવે છે. તેણે નવીન લશ્કરની યોજના રજૂ કરી એટલું જ નહિ પરંતુ તેને અમલમાં મૂકવાને માટે તેણે ઘણી મહેનત લીધી હતી. જ્યારે તેણે ઇટાલીનાં રાજ્યોની દુર્દશા જોઇ અને જ્યારે તેણે ફ્રાન્સ જેવાં બળવાન રાજ્યો જોયાં ત્યારે તેને જણાયું કે ઇટાલીનાં રાજ્યોની નબળાઇનું મુખ્ય કારણ એ હતું કે તેઓ પોતાની સ્થિરતાનો આધાર ભાડુતી લશ્કરો ઉપર રાખતાં. આથી તેણે રાષ્ટ્રીય સેના ઊભી કરવાની શરૂઆત કરી. અને તેમાં તેણે રાજ્યના દરેક સરહદ શહેરી ઉપર લશ્કરી તાલીમ લેવાની અને લડાઇના વખતે રાજ્યની પડખે ઊભા રહી લડવાની ફરજ મૂકી. ફ્લોરેન્સવાસીઓને તેની

યોજનામાં પોતાની સહીસલામતીનો ઉપાય જડયો અને તેમણે સને ૧૫૦૬માં લશ્કરો ઊભાં કરવા માટે, તેમને તાલીમ આપવા માટે અને તેમને તૈયાર રાખવા માટે એક મુખ્ય અમલદારની જગ્યા મંજૂર કરી, તેને અંગે થનારા બધાય ખર્ચ માટે બહાલી આપી. આ લશ્કરી બોર્ડનો તે મંત્રી બન્યો.

મેશીયાવેલી કેદમાં.

એટલું તો કબૂલ કરવું પડશે કે આ નવીન લશ્કર ખરા અણીના વખતે કામ ન લાગ્યું. ગુલામી ધૂંસરીથી નિર્માલ્ય બનેલી અને વ્યાપાર-ઉદ્યોગમાં રચીપચી રહેલી પ્રજામાં લડાયક જુસ્સો એક જ તડાકે દાખલ કરવો એ મેશીયાવેલી જેવી મહાન રાજ્યદ્વારી વ્યક્તિને માટે અશકય વાત હતી.

સને ૧૫૧૨માં જ્યારે પ્રેટોને જમીનદોસ્ત કરવામાં આવ્યું ત્યારે ફ્લોરેન્સવાશીઓ લશ્કરના આધાર વગરના હતા એટલું જ નહિ પરંતુ તેમના પોતામાં જ પક્ષો પડી ગયા હતા અને તેમનો સરદાર–પીયેરો સોડારીની–જો કે હોશિયાર અમલદાર હતો તે છતાં પોતાની શક્તિમાં તેને વિશ્વાસ નહોતો, આથી તેમને પોતાના દરવાજા ખુલ્લા કરી મેડીસી કુટુંબને આવકાર આપવાની ફરજ પડી હતી. પોપલીઓના ભાઈ, જીયુલીઆનો અને તેનો ભત્રીજો, લોરેન્ઝો–જેમના માઇકલ એન્જેલોના હાથે તૈયાર થએલાં પુતળાં, આજે પણ સાનલોરેન્ઝોના દેવળમાં તેમની કબર ઉપર જોવામાં આવે છે—(તેઓ) પ્રજાસત્તાક રાજ્યનો કારોબાર પોતાની મોજ ફાવે તેમ ચલાવવા લાગ્યા. રાજ્ય સામેના કાવત્રામાં ભાગ લેવાના આરોપસર, મેશીયાવેલીને, અને ૧૫૧૩માં બારજેલો ખાતે કેદ કરવામાં આવ્યો અને જેલમાં તેને રીબાવવામાં બાકી રાખી નહિ. પરંતુ એમ જણાય છે કે તેની નિર્દોષતા પૂરવાર થઇ હશે કારણ

કે લીઓ દસમાએ પોપની ગાદી ઉપર આવતાં, તેને માફી બક્ષી, છૂટો કર્યો હતો. આ પછી મેશીયાવેલી પોતાના સાન કાસીયાનો ખાતે આવેલા વતન ઉપર પોતાનું બાકીનું જીવન વ્યતિત કરવા ચાલ્યો ગયો. આ સમયમાં તેણે નોકરી મેળવવા માટે પત્રો લખી જે પ્રયાસ કરેલો તે તેને માટે માનસ્પદ ન જ કહેવાય.

નોકરી પાછી મેળવવા માટે કરેલા પ્રયત્નો.

ફ્લોરેન્સે ત્રણ બુદ્ધિશાળી પુરુષો પેદા કર્યા—દાંતે, મેશીયાવેલી અને માઇકલ એન્જેલો બુએોનારોટી. દાંતે દેશપાર થએલો તેમજ વિરૂદ્ધ પક્ષને મળી ગએલો હોઇ, પોતાના શહેરી બંધુઓની વારે ચડે એવો નહોતો; રોમના ઘેરા પછી, સાન મીનીયારોના કિલ્લાને મજબૂત બનાવવા માટે જે બાંધકામો પોપ કલેમન્ટે કરાવેલાં તેમાં મેડીસી કુટુંબની કબરો ઉપરનું ચિત્રકામ તથા કોતરકામ કરવાનું કામ માઇકલ એન્જેલોએ માથે લીધેલું; જ્યારે મેશીયાવેલીએ, ગરીબાઈ અને આળસુ જિંદગીમાંથી છૂટવાને માટે, નોકરીને માટે અરજીઓ કરી. મેડીસી કુટુંબ પ્રત્યે તેને જરા પણ ભાવ હોઈ ન જ શકે કારણકે તે જ કુટુંબે તેનું અપમાન કરી તેને હેરાન કર્યો હતો; આમ છતાં તેમની પાસે નોકરી માટે અરજી લઇ જવાનું શું કારણ હશે તે સમજવું મુશ્કેલ છે. મેશીયાવેલીએ લખેલા "ડે પ્રીન્સીપાટીબસ" નામના પુસ્તકમાં પોતાના હૃદયના ઉભરા ઠાલવ્યા છે-તે છતાં તે પુસ્તક મેડીસી કુટુંબના મુખ્ય પુરુષને જ અર્પણ કરવામાં આવ્યું છે! આનું કારણ હજી કોઇપણ ઇતિહાસકાર સમજાવવા સફળ નીવડયો નથી. જો તે વખતની પરિસ્થિતિ યાદ કરીએ તો આપણે સમજી શકીશું કે તે અર્પણપત્રિકા મેશીયાવેલીએ પોતાની માનભંગ દશામાં લખી હશે; તે અર્પણપત્રિકાને મથાળે-"નિકોલો મેશીયાવેલી

તરફથી પીએરો ડી મેડીસીના મહાન અને પનોતા પુત્ર લોરેન્ઝોને અર્પણ-એમ લખ્યું છે. તેમાં તે લખે છે-"આપ નામદારને મારા આપના પ્રત્યેના ભકિતભાવની ખાત્રી કરી આપવા માટે, મારા જ્ઞાનભંડારમાંથી આ અત્યુત્તમ નમૂનાની વાનગી, જે મેં મારા લાંબા રાજ્યદ્વારી અનુભવ ઉપરથી અને પ્રાચીન તેમ અર્વાચીન કાળના મહાન પુરુષોનાં કાર્યો ઉપરથી એકત્ર કરી તૈયાર કરી છે જે આ લઘુ પુસ્તક દ્વારા આપની સેવામાં રજૂ કરવા રજા લઉં છું. હું માનું છું કે આપ નામદારને રજૂ કરવા જેવી આ ચીજ તો નથી જ; તેમ તેવી ચીજ રજૂ કરવાને હું લાયક પણ નથી જ પરંતુ આપ નામદાર એટલું તો સહજ સમજી શકશો કે લાંબાં વર્ષો દરમ્યાન જે મુસીબત અને અડચણો મેં ભોગવી હશે તેનો થોડા કલાકના વાંચનમાં ખ્યાલ આપવા પ્રયત્ન કરવો તે ગમે તેટલો પણ અધૂરો જ રહે. આપ નામદાર મારા જેવા ગરીબ ઉપર મહેરબાની કરી નિગાહ કરશો અને સુખદુઃખ વચ્ચે મારું જીવન કેવું ઝોલે ચડયું છે તે વાત ધ્યાનમાં લેશો તો મારી ખાત્રી છે કે આપ નામદાર મારા પ્રત્યે સહાનુભૂતિ દર્શાવ્યા વગર રહેશો નહિ" આવા પ્રકારની અર્પણપત્રિકા સાથે લોરેન્ઝો ડી મેડીસીના વાંચવા માટે તેણે તે પુસ્તક હસ્તલિખિત મોકલ્યું હતું અને તે સને ૧૫૩૨ સુધી પ્રસિદ્ધ પામ્યું નહોતું; પરંતુ પોપ કલેમન્ટ સાતમાના હુકમથી મેકીયાવેલીના મરણ બાદ તેને પ્રકાશમાં મૂકવામાં આવ્યું હતું.

મેકીયાવેલીનું "લઘુ" પુસ્તક.

સૈકાઓના ગાળા પછી આજે આપણે મેકીયાવેલીના વિચારો તપાસવા બેસીએ તો આપણને સહજ ખ્યાલ આવશે કે, જ્યારે તેણે "ડી પ્રીન્સીપાટીબસ" લખ્યું ત્યારે તેની માન્યતા એવી થઇ ગઇ હતી કે શહે-

રોમાં લાંચિયાપણું અને અંધાધૂંધી બહુ વધી ગએલી હોવાથી તેઓ સ્વતંત્રતાને માટે લાયક નહોતા. યુરોપનાં બીજાં મોટાં રાજ્યો સામે જો ઇટાલીના રાજ્યોએ ટક્કર ઝીલવી હોય તો તે એકાદ રાજાના છત્ર તળે એકત્ર થઇને જ બની શકે. જો વડા ધર્મગુરુને આ બાબતમાં તટસ્થ રાખી શકાય તો વધારે સારું. પરંતુ તે ન બને તો તેને મદદગાર તરીકે સાધી લેવો જોઇએ. બલકે ઇટાલીનાં રાજ્યોએ અંદર અંદર લડવાનો પ્રસંગ રહે જ નહિ. આવા પ્રકારની એકતા સાધવા માટે સામ, દામ, દંડ અને ભેદ એ ચારે પ્રકારોનો ઉપયોગ કરવા ચૂકવું ન જોઇએ. ઇટાલીના સ્વાતંત્ર્યને માટે બળજોરી, લુચ્ચાઇ, ઢોંગાઇ, જુઠાણું, વિશ્વાસઘાત અને એવી બીજી યુક્તિઓ વાપરવામાં પાપ નથી. તે વખતની સમાજનું માનસિક પરિવર્તન આટલી અધોગતિએ પહોંચ્યું હતું. સત્યનો દાંડો પકડીને જિંદગીમાં સફળતા મેળવવી એ ઘણી મુશ્કેલ વાત છે. જો લુચ્ચાઇઢોંગાઇ રમવી હોય તો બળજોરી વાપરવી પડે. જો કે મેકીયાવેલી ઘણો બુદ્ધિમાન પુરુષ હતો તે છતાં તે જમાનામાં લોકો એટલા બધા ભ્રષ્ટ થઈ હતા કે તેને પણ અનીતિ એ જ સત્ય માર્ગ લાગતો હતો. જે વાત આપણને અજાયબી ઉપજાવે છે તે તે વખતે સ્વાભાવિક હતી. મેકીયાવેલી જેવા અનુપમ નરનું જીવન કાવાદાવાઓમાં પસાર થયેલું હોવાથી તે કાવાદાવાઓમાં એક્કો બન્યો હતો. વારસી આપણને જણાવે છે કે મેકીયાવેલીને તેના આ પુસ્તક માટે ઘણું ખમવું પડયું હતું. ફ્લોરેન્સના ગરીબ લોકો એમ માનવા લાગ્યા કે મેકીયાવેલી મેડીસીને તેમની માનઆબરુ લૂંટી લેવા ઉશ્કેરે છે; ધનવાનો એમ માનવા લાગ્યા કે તે તેમના પૈસા પડાવી લેવાની યુક્તિ સૂચવે છે. અને સામાન્ય માન્યતા એવી થઈ કે મેકીયાવેલીએ લોકોના સ્વાતંત્ર્ય ઉપર ત્રાપ મારવા મેડીસીને ઉશ્કેરણી કરી છે.

લોરેન્ઝોએ મેશીયાવેલીની આ ખુશામત તરફ ધ્યાન આપ્યું નહિ એમ જણાય છે. કારણકે તેણે નોકરીની જે આશા રાખી હતી તે નિષ્ફળ જતાં સને ૧૫૧૬ થી ૧૫૧૯ સુધી સાહિત્ય અને ફિલસુફીને લગતી બાબતો રૂસેલા ઉપરબાગમાં આવેલા ફ્લોરેન્સના વિશ્વવિદ્યાલયમાં ભાષણો આપવાનું કામ ઉપાડી લીધું. અહીં તેણે વિદ્યાર્થીઓને "લીવીના પહેલાં દશ વર્ષની કારકિર્દી" સમજાવી. તેણે આ સાથે રાજ્યનું બંધારણ અને તેને લગતા કારોબારી સંચાલન સંબંધે ભાષણોની હારમાળા શરૂ કરી. તેના "પ્રિન્સીપે" નામના પુસ્તકમાં સાર્વભૌમ સત્તા કેવી રીતે મેળવવી એ સમજાવ્યું છે, અને તેના બીજા પુસ્તક "ડીસ્કોરસી"માં તે સાર્વભૌમ સત્તા ટકાવી રાખવા માટે કઈ કઈ સંસ્થાઓની જરૂર છે તે બતાવ્યું છે. એટલે તેનું બીજું પુસ્તક તેના પહેલાનાં અનુસંધાનમાં હોવું જોઇએ એમ સહજ માનવાને કારણ મળે છે.

ફ્લોરેન્સના વિશ્વવિદ્યાલયમાં અધ્યાપક તરિકે.

મેશીયાવેલીએ "લડાઇની કળા" એ વિષય ઉપર સાત પુસ્તકો આ જ સમયમાં લખ્યાં હશે એમ અનુમાન થઈ શકે છે. જો આપણે મેશીયાવેલીના નવરાશના સમયનાં પુસ્તકોનો ભેગો વિચાર કરવા બેસીએ તો આ પુસ્તકો પણ પહેલાં બે પુસ્તકોના અનુસંધાનમાં જ લખાયલાં હોવાં જોઇએ. એક જુલ્મગાર કેવો હોવો જોઇએ અને એક બળવાન રાજ્યે પોતાની સત્તા વધારવા માટે શું શું કરવું જોઇએ તે બાબતમાં મેશીયાવેલીનું માનવું એવું હતું કે રાજા પોતે લડાઇઓનો શોખીન હોવો જોઇએ અને તેણે જાતે લાગ સાધીને લશ્કરની આગેવાની લઇ નબળાં રાજ્યો ઉપર એકાએક

લડાઇઓ બાબત તેના વિચારો.

હુમલો લઇ જવો જોઇએ. તેણે આ પુસ્તકોમાં લશ્કરી પદ્ધતિ ઉપર ખુલાસાથી વિવેચન કરેલું છે અને તેની રાષ્ટ્રીય સેનાની યોજનાને અમલમાં મુકાય તો તેવું સૈન્ય બળવાન રાજાનું કેવું સુંદર હથિયાર બની રહે એ ખાસ કરીને બતાવ્યું છે.

ફ્લોરેન્સનો ઇતિહાસ.

હવે લોરેન્ઝોને એમ લાગ્યું હશે કે મેશીયાવેલી જેવા બુદ્ધિશાળી પુરુષને પડખામાં લેવો એ ડહાપણભર્યું છે. પરંતુ તેને જે કામ સોંપવામાં આવ્યું હતું તેમાં કંઇ માલ નહોતો. તેની જિંદગીનાં પાછલાં વર્ષોમાં તેણે જો કંઇ કર્યું હોય તો તે ફક્ત તેનો ફ્લોરેન્સનો ઇતિહાસ જ છે. આ ઇતિહાસ તેણે ગીસુલીઓ ડી મેડીસીના લખાવ્યાથી લખ્યો હતો અને સને ૧૫૨૭–જે વર્ષે તે મરણ પામ્યો—માં તેણે તે પુસ્તક પૂરું કરી પોપ કલેમન્ટ સાતમાને અર્પણ કર્યું હતું. મેશીયાવેલીની આ અત્યુત્તમ કૃતિ છે. જોકે તેમાં ભૂલો ઘણી છે અને અતિશયોકિત જેવા દોષો પુષ્કળ છે તે છતાં અધુનિક ઐતિહાસિક વૃતાંતોમાં તે અગ્રસ્થાન ભોગવે છે. તેણે આ ઇતિહાસ તત્વજ્ઞાનીની દૃષ્ટિએ લખ્યો છે જેથી આપણને માનવજીવનની જુદી જ બાજુ જોવાની મળે છે. તેની લેખનશૈલી તેણે પસંદ કરેલી વસ્તુને અનુકૂળ હોય એમ લાગે છે. આટલી દૃઢતાથી અને સચોટ રીતે આવી જોરદાર ભાષામાં લેખકે પોતાના વિચારો પ્રદર્શિત કર્યા હોય; એવો ઇતિહાસ ભાગ્યે જ લખાયો હશે.

મેશીયાવેલીનું મરણ

ફ્રાન્સીસ્કો નેલી ઉપર તેના પુત્ર પીએટ્રોએ લખેલા પત્ર ઉપરથી જણાય છે કે મેશીયાવેલી, ખોટે વખતે દવાનું માપ પી ગયાથી, મરણ પામ્યો હતો. તેની મરણપથારી ઉપર

એક સાધુએ તેનાં પાપોની કબૂલાત લીધી હતી. તેનું ખાનગી નૈતિક જીવન સાધારણ હતું; તેને દુર્બળતા અને સાદાઈ પ્રત્યે તિરસ્કાર હતો. દુનિયા અને માનવજીવનનું જ્ઞાન એટલું તો ઊંડું હતું કે જેથી તે વિચારે અવધૂત બની ગયો હતો. તેના જડ અને વિરલ તત્વજ્ઞાનથી ભરેલા રાજકીય નિબંધો અને ટાણાથી ભરપૂર ભાષણોને લઈને તે લોકોમાં ઘણો જ અપ્રિય બન્યો હતો. એમ માનવામાં આવે છે કે મરતી વખતે પણ તેના હોઠો ગાળો દેવા માટે ફફડતા હતા. તેને માનવજીવનની પવિત્રતા અગમ્ય હતી અને તેથી તે હંમેશાં તેને હસી જ કાઢતો, તેની આવી વિચિત્રતાઓમાં આપણને તેના નિરાશ પામેલા અને નિરૂત્સાહી બનેલા આત્માની વેદનાની ઝાંખી થઈ શકે છે.

ગુઈસીયાર્ડીની.

સને ૧૫૦૫માં ફ્રાન્સીસકો ગુઈસીયાર્ડીની જ્યારે ફકત ત્રેવીશ વર્ષનો જ હતો ત્યારે તે તેના કાયદાના જ્ઞાનને માટે એવો તો જાણીતો થયો હતો કે ફ્લોરેન્સના સીનોરીયાએ જાહેર રીતે કાયદા કાનુનો સ્હમજાવવા માટે તેની નિમણુંક કરી હતી. પરંતુ અધ્યાપક તરિકેનું જીવન તેને પસંદ ન હોવાથી તેણે વકીલાતનો ધંધો શરૂ કર્યો અને ટુંક મુદતમાં તે કાબેલ વકીલ અને છટાદાર વકતા તરિકે જાણીતો થયો તેની આ ખ્યાતિથી પ્રેરાઈ અને તેના ચારિત્ર્યમાં ગાંભીર્ય અને ઊંડાપણાના ગુણોને જોઈ સીનોરીયાએ તેણે એરેગોનના ફરનાન્ડીડના દરબારમાં સને ૧૫૧૨માં પોતાના એલચી તરિકે મોકલવાનું નક્કી કર્યું. આ રીતે ગુઈસીયાર્ડીનીએ એક રાજ્યદ્વારી તરિકે પોતાના જીવનની શરૂઆત કરી.

તેનું જાહેર જીવન.

સને ૧૫૧૩માં જ્યારે તે ફ્લોરેન્સમાં પાછો ફર્યો ત્યારે તેને પ્રજાસત્તાક રાજ્ય તરફથી લીઓ દસમાને કોરટોના ખાતે સામે જઈ મળવા માટે મોકલ્યો. લીઓમાં કાબેલ માણસો

ઓળખી કાઢવાની અને તેમને ઉપયોગમાં લેવાની કળા સારી રીતે જાણતો. તેણે ગુઇસીયાર્ડીનીને પોતાના પક્ષમાં લઇ લીધો અને ત્રણ વર્ષ પછી તેને રેગીયો અને મોડેનાનો ગવરનર બનાવ્યો. આ બે પરગણાઓમાં સને ૧૯૨૧માં પારમાનું પરગણું ઉમેરવામાં આવ્યું. સને ૧૫૨૩માં તે રોમાગ્નાનો વાઈસરોય બન્યો અને સને ૧૫૨૬માં તે પોપના લશ્કરનો વડો સેનાધિપતિ બન્યો. તે આવી મોટી જગ્યા ઉપર હતો તેથી જ સને ૧૫૨૭માં જ્યારે રોમને ઘેરો ઘાલી તેને લૂંટી લેવામાં આવ્યું તે વખતે લીગના બધા અમલદારોને નીચું જોવું પડેલું તેનો કેટલોક દોષ ગુઈસીયાર્ડીનીને માથે પણ ઢાળવામાં આવેલો. જો કે તે લશ્કરના સેનાધિપતિ કરતાં લશ્કરી સલાહકાર જેવો હતો અને પોપને આસપાસના વાતાવરણથી વખતોવખત માહિતગાર કરતો. સને ૧૯૩૧માં તેને બોલોનાના ગવર્નરની પદ્વિએ ચડાવ્યો. આ પોપના અધિકાર હેઠળ મોટામાં મોટી જગ્યા હતી. આ જગ્યાનું તેણે પોલ ત્રીજો પોપની જગ્યાએ આવતાં સને ૧૫૩૪માં રાજીનામું આપ્યું અને મેડીસી કુટુંબની તાબેદારી સ્વીકારી ફ્લોરેન્સમાં પાછો આવ્યો. તેની આ પસંદગી ઘણી જ કમનસીબ હતી, કારણ કે આથી તેની ખ્યાતિને મોટો ધોકકો પહોંચ્યો. સને ૧૫૨૭માં ફ્લોરેન્સના રાજ્યે તેને એડીસીનો પક્ષ સ્વીકારવાને માટે બળવાખોર તરીકે જાહેર કર્યો હતો અને આનું વેર તેણે ફ્લોરેન્સવાસીઓ ઉપર સને ૧૫૩૦માં જ્યારે કલેમન્ટ સાતમાએ તેમને સજા કરવા માટે મોકલ્યો ત્યારે લીધું. આથી રખાતથી થએલા એલેકઝાન્ડરની સત્તા અબાધિત રાખવામાં તેનું હિત વધારે સમાયું હતું. અને જ્યારે દેશપાર થએલાઓએ ચાર્લ્સ પાંચમાના દરબારમાં તેની સામે જુલમ ગુજારવા માટે ફરિયાદ કરી ત્યારે તેણે સફળતાપૂર્વક બચાવ કર્યો. બે વર્ષ પછી જ્યારે એલેકઝાન્ડરનું ખૂન થયું ત્યારે તેણે યુવાન કોસીમોને ડયુકનો ઇલ્કાબ ધારણ કરાવીને ગાદીએ બેસાડયો. પરંતુ જ્યારે

એને લાગ્યું કે તેની લાગવગ ઓછી થતી જતી હતી ત્યારે તે નક્ષ્ટકે નિવૃત્ત થયો અને પોતાને બંગલે રહેવા ગયો જ્યાં તે પંચ્યાશી વર્ષની મોટી ઉંમરે સને ૧૫૪૦માં મરણ પામ્યો.

તેનો ઇટાલીનો ઇતિહાસ.

આપણે ઉપર તેનું રાજ્યદ્વારી તરીકેનું જીવન નિહાળી ગયા છીએ. હવે તેને સાક્ષર તરીકે તપાસતાં માલૂમ પડે છે કે અત્યાર સુધીમાં થઇ ગએલા ઇતિહાસકારોમાં તે સર્વોત્તમ સ્થાન ભોગવે છે. તે તેના ઇટાલીના ઇતિહાસથી મશહુર થયો છે. આ ઈતિહાસની લેખનશૈલી, ભાષા ઉપરનો કાબૂ અને સપ્રમાણ વસ્તુ અને ગોઠવણી આકર્ષક લાગે છે જે સમયનો જે ઇતિહાસ મળે છે તે એટલો બધો ગુંચવાડાભર્યો હોવા છતાં તેની માહિતિ અજબ છે. તેમાં સારાસારનો વિચાર અને ઊંડી તત્વજ્ઞાન ભરેલી વિચારશૈલી આપાણું ધ્યાન ખેંચ્યા વગર રહેતી નથી. આ ઇતિહાસની બાબતમાં આપણે ખાસ ધ્યાનમાં રાખવાની વાત તો એ છે કે જે સમયનો તે ઇતિહાસ લખતો હતો તેનો સમકાલીન વર્તમાન યુગ હતો અને તેમાં પણ સોળમા સૈકામાં ઇટાલીમાં વિરોધી રાજ્યદ્વારી તત્ત્વો ઘણાં ગુંચવાડાભર્યાં હતાં. આ પરિસ્થિતિમાં પણ બિનપક્ષપાતી વૃતાંત રજૂ કરવા માટે તેને ઘણી શાબાશી ઘટે છે. આમ છતાં તેની મહત્વતા લેખક તરીકે નહિ પરંતુ એક પ્રખર વિચારક તરીકેની છે. તેની લેખનશૈલી કંટાળાભરી લાગે છે કારણકે તેનાં પ્રકરણો પુષ્કળ લાંબાં છે અને તેની ભાષા ગુંચવાડાભરેલી અને કર્કશ છે.

તેની બીજી કૃતિઓ.

તેની બીજી બે જાણીતી કૃતિઓ—"ડાએલોગો ડેલ રેજીમેન્ટો ડી ફ્લોરેન્ઝે" અને "સ્ટોરીયા ફ્લોરેન્ટીના" હજી હમણાં જ પ્રસિદ્ધિમાં આવે છે, આ લખાણોમાં તેની

ખરેખરી શકિતનો ખ્યાલ આવે છે. આ પુસ્તકોની લેખનશૈલી સ્વસ્ફુરિત છે અને તેના વિચારો જરા વધારે ખુલ્લી રીતે દર્શાવેલા છે. તે છતાં રાજ્યદ્વારી તરીકેની કુનેહ પૂરેપૂરી રીતે જોવામાં આવે છે.

નાર્ડી, નેર્લી અને જીઆનોટી.

બીજા લેખકો, જેનો આપણે ઉલ્લેખ કર્યો છે, તેઓએ "સ્ટોરીઆ ફ્લોરેન્ટીના" ના બીજા ભાગમાં સને ૧૫૨૭ થી અને ૧૫૩૭ સુધીનો ઇતિહાસ આપ્યો છે. નાર્ડીએ પોતાનો ઇતિહાસ વેનિસ ખાતે દેશપાર હતો ત્યાં રહી લખ્યો છે. જ્યાં તે મરણ પામ્યો હતો ત્યાં તે ફીલીપ્પો સ્ટ્રોઝી અને તેની સાથે દેશપાર થયેલાઓનો મંત્રી બન્યો હતો અને તેમનો વકીલ તરીકે લડીને બચાવ કરતો હતો. આ જ વખતે ગુઇસીયાની પાંચમા ચાર્લ્સની આગળ એલેઝાન્ડ્રો ડી મેડીસીનો બચાવ કરવામાં રોકાયલો હતો. નેર્લીએ, પણ એ અંધાધૂંધીના જમાનામાં ભાગ લીધો હતો. પરંતુ તેણે ખોટા પક્ષની બાંહેધરી કરી હતી, કારણકે તે દેશપાર થએલાઓની જોડે મળી જઇ તેમનાં કાર્યોની જાસુસી કરતો હતો. જીઆનોટીએ પણ ફ્લોરેન્સના ઘેરા વખતે આગળપડતો ભાગ ભજવ્યો હતો અને દેશપાર થએલામાં પણ તે એક હતો.

વારચી, સોડતી અને પીટ્ટી.

વારચીનામાં દેશાભિમાન જ્વલંત હતું અને ઇતિહાસકાર તરીકેની ખ્યાતિ તેના લખાણોમાં ચોકસાઇને લઇને ઘણી છે. તે મોન્ટે વારચી ખાતે જનમ્યો હોવા છતાં ફ્લોરેન્સવાસીઓ કરતાં તેનામાં તે શહેરને માટે વધારે દાઝ હતી. અને જે જે પ્રસંગોનું તે વર્ણન કરે છે, તે તે પ્રસંગોમાં તેણે જાતે ભાગ લીધો હતો. ડ્યુક કોસીમોએ તેને

ઇતિહાસ લખવા રોકયો હતો. અને તે ઇતિહાસ લખનાર તથા લખાવનારને ધન્ય છે કારણકે તે પુસ્તકમાંના વિચારો ખુલ્લા દીલથી પ્રગટ કરવામાં આવ્યા છે; તેમાં કરેલી ટીકાઓ સચોટ અને હૃદયસ્પર્શી છે! અને સ્વાતંત્ર્ય માટેની ધગશ પૂરેપૂરી જણાઇ આવે છે. સેગ્ની ગોન્ફાલોનીયર કાપોનીનો ભત્રીજો થતો હતો અને ફ્લોરેન્સના ઘેરા વખતે મધ્યમ વિચારના રાજદ્વારીઓની ચિંતાજનક સ્થિતિમાં તેણે આગળ પડતો ભાગ લીધો હતો. પંદરમા સૈકામાં મેડીસી કુટુંબ સાથે પ્રજાસત્તાક રાજ્યનું પ્રમુખપદ મેળવવા માટે જે કુટુંબે લડત ચલાવી હતી તે કુટુંબમાંથી પીટ્ટી ઊતરી આવ્યો હતો. તેણે લોકોનો પક્ષ સ્વીકાર્યો હતો અને તેને લઇને મેડીસી પક્ષને હૃદયપૂર્વક ધિક્કારતો. આ ધિક્કારમાં તેના કુટુંબના જૂના વેરની લાગણીની ઝાંખી થતી હતી.

જુદા જુદા ઇતિહાસકારોની શૈલીની સરખામણી.

આ બધા ઇતિહાસકારોની શૈલી જુદા જુદા પ્રકારની હતી. અને તે ભિન્નતા વ્યક્તિવાચક હતી. બધા કરતાં પીટ્ટીની લેખનશૈલી ઉત્તમ પ્રતિની છે; તેની ભાષા જોરદાર છે અને તેણે કરેલા નિર્ણયો વજનદાર છે. નાર્ડીમાં ઇતિહાસકારને યોગ્ય આકર્ષક ભાષાજ્ઞાન નથી પરંતુ તેના લખાણમાં ચોકસાઇ અને સહૃદયતા છે. તેના ઇતિહાસમાં સાવનરોલાને લગતું પ્રકરણ મઝાનું છે. જોકે તેના વિચિત્ર સ્વભાવને લઇ અહીં તહીં કેટલીક ખામીઓ માલૂમ પડે છે. તેને સાવનરોલાના રાજકીય તેમજ સામાજીક સુધારાઓને માટે માન છે પરંતુ સાવનરોલાની સહૃદયતાને માટે શંકા ઉઠાવે છે. અને તેના અનુયાયીઓનું વર્તન તેને અનુચિત ભાસે છે. સેગ્નીના લખાણમાં જે વિરલ હાસ્યરસ જોવામાં આવે છે તે નાર્ડીના લખાણમાં કવચિત જ જોવામાં આવે છે, તેમ સેગ્નીની ચોકસાઇ નાર્ડી કરતાં કોઇપણ રીતે ઉતરે એવી નથી. ગુંચવાડાભર્યા

સમયનું વૃતાંત લખવામાં સેગ્નીના જેવી સરળ ભાષા, સચોટ વર્ણન અને નાજુક શૈલી ભાગ્યેજ બીજા કોઇનામાં જોવામાં આવે છે. વારચીની સરખામણીના સેગ્ની ઝીણાવટ, સત્યપ્રિયતા, જુસ્સો અને ચોકસાઇની બાબતમાં ઘણો ઉતરતો છે એમ કબૂલ કર્યા વગર ચાલે એમ નથી. તેનાં છાયાચિત્રો, ટીકાઓ અને આંકડાઓની ગણત્રીમાં વારચી કરતાં ઓછો ચોક્કસ જોવામાં આવે છે. પરંતુ ભાષાના અલંકારમાં તેનાથી ઘણો ચડી જાય છે. વારચીની ભાષા વધારે વિદ્વતાભરેલી છે જ્યારે સેગ્ની વધારે સરળ છે. વારચીની ભાષા ગુંચવાડાભરી અને ભારે લાગે છે અને શબ્દો અને વાકયોની રચનામાં સેગ્ની જેવો કુશળ નથી. આ બન્ને કરતાં જેર્લી વધારે ઉતરતા દરજ્જાનો લેખક છે. પરન્તુ તેના ગ્રંથોમાં અહીંતહીં રંગના ચટકાં જોવામાં આવે છે. દાખલા તરીકે સાવન-રોલાના સુધરાઇઓ વિષેનું પ્રકરણ અને રૂસેલાઇના ઉદ્યાનોમાં સાક્ષરસંમેલન ઉપરનું વિવેચન આકર્ષક છે એટલું જ નહિ પરંતુ તેમાં અનેરુ સૌંદર્ય નજરે પડે છે.

**વિદ્યાર્થીની નજરે.**

ફ્લોરેન્સની ચડતીપડતીના વખતના ઇતિહાસકારોનું આવું ઝીણવટથી વર્ગીકરણ ભાગ્યે જ કોઇ કરવા બેસે છે. પરંતુ ઇતિહાસના વિદ્યાર્થીને આવું વર્ગીકરણ અણમૂલું થઇ પડે છે. ફ્લોરેન્સના ઇતિહાસકારોની કૃતિઓ સંશોધન કાર્યમાં મદદ કર્તા થઇ પડે છે. એટલું જ નહિ પરંતુ જુદા જુદા ઐતિહાસિક પ્રસંગોની સરખામણી કેવી રીતે કરવી અને એક પ્રજા અને બીજી પ્રજાની તે ઉપરથી તૂલના શી રીતે થઇ શકે એ બાબતમાં ફ્લો-રેન્સના ઇતિહાસકારો માર્ગદર્શક થઇ પડે એમાં જરા પણ સંશય નથી. જે રીતે આપણને ફ્લોરેન્સનો તુલનાત્મક ઇતિહાસ મળી શકે છે તેવો જો ઇસુખ્રિસ્ત પહેલાં સને ૪૦૪ અને ૩૩૮ વચ્ચે ગ્રીક ઇતિહાસકારો અસ્તિત્વમાં હોત તો આપણને તે સમયની પરિસ્થિતિનો પૂરેપૂરો ખ્યાલ આવી શકત.

---

## પ્રકરણ ૯

---

### ફ્લોરેન્સનો સાહિત્યસમાજ

ઇટાલીનો ઇતિહાસ વાંચનારને હવે ખુલ્લેખુલ્લું દેખાશે કે, ઇટાલિયન પ્રજાનું મધ્યબિન્દુ ટસ્કની હતું. ત્યાંથી જ બુદ્ધિ, કૌશલ્ય અને સાહિત્યના ફુવારા ઉડી આખા દેશમાં તેના ફોરાની કણીઓ પથરાઇ ગઈ. ટસ્કનીમાં શિક્ષણના પુનરાવર્તનની શરૂઆત થઇ હતી એટલું જ નહિં પરંતુ સદરહુ કળા અને નવીન વિજ્ઞાનનો જન્મ પણ ત્યાંજ થયો હતો. ટસ્કનીનાં પ્રજાસત્તાક રાજ્યો અને ખાસ કરીને ફ્લોરેન્સે આ નવીન પ્રગતિમય ચળવળની આગેવાની લીધી અને આખા ઇટાલીમાં નવીન જુસ્સો પેદા કર્યો.

ફ્લોરેન્સનું સંસ્કૃતિમય જીવન.

ઇટાલીમાં જો કોઇપણ સ્થળે બુદ્ધિશાળી અને સંસ્કૃતિવાળી પ્રજાનું પ્રજાસત્તાક રાજ્ય શકય થઇ શકે તો તે ફકત ફ્લોરેન્સ જ હતું. ફ્લોરેન્સ પોતાના બુદ્ધિશાળી અને મોજીલા શહેરીઓ માટે મગરૂર હતું. ત્યાંનું શહેરી જીવન ઘણું જ ઊંચા પ્રકારનું હતુ. પ્રત્યેક શહેરી પોતાની ફરજ સમજી શકતો હતો એટલું જ નહિ પરંતુ જેટલું રોમનોને રોમ માટે માન હતું અને જે દેશાભિમાન ગ્રીક લોકોમાં હતું તેટલી જ મગરૂરી તે પોતાના શહેર માટે ધરાવતો હતો. કળા કૌશલ્ય અને સાહિત્ય, સુંદર કારીગીરીના નમૂનાઓ અને વિદ્વાન સાક્ષરોની કૃતિઓને જાહેર પ્રજા તરફથી ઘણું જ સારું ઉત્તેજન મળતું અને

તેમાં ખાસ કરીને ધનાઢય પુરુષો પોતાની દોલતનો ઉપયોગ કળા અને વિજ્ઞાનના ઉત્કર્ષ માટે થાય એવી આકાંક્ષા ધરાવતા હતા.

કળા અને સાહિત્યને રાજ્યદ્વારે ઉત્તેજન મળતું.

ફ્લૉરેન્સ સાહિત્યક્ષેત્રમાં આગળ વધ્યું તેનું એક કારણ તો એ છે કે, જેઓ સાક્ષરો હતા તેઓ રાજ્યદ્વારીઓ પણ હતા એટલે ત્યાં પક્ષભેદો હોવા છતાં પણ સાહિત્યને સદા ઉત્તેજન મળતું હતું. દાખલા તરીકે **રીનાલ્ડો ડેગ્લી આલ બીઝી** અને **કોસીમોન્ડ મેડીસી** જો કે રાજ્યદ્વારીઓ તરીકે કટ્ટા પ્રતિસ્પર્ધીઓ હોઇ દુશ્મન હતા તે છતાં પણ વિદ્વાનોને ઉત્તેજન આપવામાં બન્ને વચ્ચે હરીફાઇ ચાલતી. રીનાલ્ડો પોતે જેવો તેવો સાક્ષર ન હતો. તેણે તે જમાનાના મહાન સાક્ષર ટૉમાસો–ડા સારઝાનાને પોતાના બાળકોને શિક્ષણ આપવા માટે નીમ્યો હતો. આગળ આપણે જોઇ ગયા છીએ કે, પાલા ડૅગ્લી–સ્ટ્રોઝીનો ગ્રીક ભાષાનો ઉદ્ધાર કરવામાં કાંઇ જેવો તેવો ફાળો ન હતો. તેણે મેન્યુઅલ–ચીસો લોરસને બોલાવી મંગાવી હેલેનીક સાહિત્યનો અભ્યાસ કરવા માટે પુસ્તકો વગેરે પૂરાં પાડવામાં તેણે પોતાની આખી દોલત ખર્ચી નાખી હતી.

કોસ્મો ડી મેડીસી.

જે કામની શરૂઆત પાલા ડૅગ્લી સ્ટ્રોઝીએ કરી હતી તેની પૂર્ણાહુતિ તેના દુશ્મન કોસ્મો ડી મેડીસીએ ઘણી સારી રીતે કરી. તે જમાનામાં એવો કોઇ ઇટાલિયન પાકયો નહતો કે જેનામાં આવો વિદ્વતા માટેનો શોખ હોય, તેમ સાહિત્ય અને કળાના ઉત્કર્ષ માટે આટલી ઉદારતા હોય, કારણકે તે સમય રાજ્યદ્વારી ખટપટો અને ઢોંગી ધુતારાઓનો હતો. તેની લાગ-વગનું મુખ્ય કારણ એ હતું કે તે સમયમાં લોકોનું વલણ

શિક્ષણનું પુનરાવર્તન કરવાની તરફેણમાં હતું. વળી તેને સારું અને ઊંચા પ્રકારનું શિક્ષણ મળ્યું હતું. અને જો કે તે ગ્રીક ભાષાનો સાક્ષર ન હતો તે છતાં જે બાબતો તરફ ફ્લોરેન્સવાસીઓનું ધ્યાન ખેંચાયું હતું તે બાબતોમાં તે રસ લેતો હતો. તેણે પોતાના અઢળક દ્રવ્યનો ઉપયોગ જૂના પુરાણા લેખો ભેગા કરવામાં કર્યો હતો. આ બાબતમાં તેને એટલો બધો શોખ હતો કે પોતાની પેઢીના ગુમાસ્તાઓને પણ આ કામે વળગાડતો. ચિત્રકારો અને શિલ્પીઓ, સાક્ષરો અને લહિયાઓને તે બહોળે હાથે આશ્રય આપતો. મકાનો બાંધવા પાછળ તેને લખલૂટ દ્રવ્ય ખર્ચી નાખ્યું હતું. અને તે મકાનો પૈકી સેન્ટ મારકોનો મઠ, સેન્ટ, લૉરેંજીકોનું દેવાલય, ફીએ સોલનું કબ્રસ્તાન આજે પણ મોજૂદ છે. આ ઉપરાંત તેણે કારેઝી અને કાફાગીઓલો ખાતેના મહેલો પાછળ મોટું ખર્ચ કરવામાં બાકી રાખી નહોતી.

જ્ઞાનના પ્રચારને માટે તેણે મોટામાં મોટી સેવા મોટા પાયા ઉપર જાહેર પુસ્તકાલયો સ્થાપીને કરી હતી. આ પુસ્તકાલયોમાં પુસ્તકોનો ભંડાર અમૂલ્ય હતો. તા. ૩ ઑકટોબર ૧૪૩૩થી તા. ૧લી ઑકટોબર સને ૧૪૩૪ દરમ્યાન જ્યારે તેને દેશવટો લેવો પડેલો ત્યારે તેણે સેંટ જીઓરજીઓ માગી ઓરની વેનીસ ખાતે પુસ્તકાલય બાંધ્યું, અને જ્યારે તે ફ્લૉરેન્સમાં પાછો આવ્યો ત્યારે તેણે પુસ્તકોના સંચયના ત્રણ વિભાગ પાડ્યા. જે વખતે સેન્ટ મારકોના પુસ્તકાલયનું મકાન બંધાતું હતું તે વખતે નીકોલો ડી નીકોલી (સને ૧૪૩૭માં) મરણ પામ્યો અને પાછળ પોતે ભેગાં કરેલાં ૮૦૦ પુસ્તકો વાલીપણામાં મૂકતો ગયો. આ વાલીઓ પૈકી કોસીમો પણ એક હતો. તેણે નીકોલીનું જે ભારે દેવું હતું તે વાળવાનું પોતાને માથે લઇ આ અમૂલ્ય

જાહેર પુસ્તકાલયો.

પુસ્તકસંગ્રહ પોતે લેઇ લીધો. સને ૧૪૪૧માં સેન્ટ મારકોના પુસ્તકાલયનું મકાન તૈયાર થયું એટલે તેણે નીકોલીએ સંગ્રહ કરેલાં ૮૦૦ પુસ્તકો પૈકી ૪૦૦ પુસ્તકોની ત્યાં ગોઠવણ કરી અને બાકીનાં ૪૦૦ મેડીસીના પુસ્તકાલયને માટે અલગ રાખ્યાં. આ સાથે મારકોના પુસ્તકાલયમાંના સંગ્રહમાં વધારો કરવાનું તો ચાલુ જ રાખ્યું. જ્યારે ફ્રીએસોલનું કબ્રસ્તાન બંધાઇને તૈયાર થયું ત્યારે ત્યાંપણ એક પુસ્તકાલય સ્થાપવાની યોજના કરી. સેન્ટ મારકો અને ફ્રીએસોલના પુસ્તકાલયોમાં તથા પોતાના ખાનગી પુસ્તકાલયમાં જે પુસ્તકોનો સંગ્રહ હતો તેનો સમાવેશ હાલ લ્યુથર લાયબ્રેરીના જૂનાપુરાણા ગ્રંથસંચય વિભાગમાં કરવામાં આવ્યો છે.

કોસીયોનું સાક્ષર મંડળ.

કોસીયોનો વિદ્વત્તા માટેનો શોખ પુસ્તકાલયો બાંધીને કે પુસ્તકોનો સંચય કરીને પૂરો થયો ન હતો. તેનો મહેલ ફ્લોરેન્સ અને આસપાસના વિદ્વાનો અને સાક્ષરોનું કેન્દ્રસ્થાન બન્યો હતો. તેણે સ્થાપેલી સાહિત્ય અને ફિલસુફ સમાજના તેઓ સભ્યો હતા. કોસીયોની મનુષ્યો પારખવાની શક્તિ અજબ હતી અને તેથી સાહિત્ય અને કળાના પૂજકોને, જેને જોઇએ તેટલા પ્રમાણમાં તે આશ્રય આપતો હતો. વળી ભવિષ્યમાં ઊંચી પ્રતિના સાક્ષરો પેદા થાય તે માટે પણ જોગવાઇ કરતો. સને ૧૪૩૮માં ધાર્મિક સંમેલન વખતે ગ્રીક લોકો ફ્લોરેન્સમાં ઊતર્યા હતા તે વખતે તેણે ગ્રીક સાહિત્યના ઉત્કર્ષને માટે યોજના તૈયાર કરી. તેને પ્લેટોનીક વિદ્યાલય ઉઘાડયું અને ત્યાં પોતાના અંગત વૈદકીય સલાહકારના પુત્ર મારસીલો ફીસીનોને ગ્રીક ફિલસુફીનો ખાસ અભ્યાસ કરવા માટે મૂકયો.

પોતાની સાક્ષર મંડળી પૈકી નીકોલો ડી નીકોલી મુખ્ય હતો.

નિકોલો ડી નિકોલી.

આ સાક્ષરની અંગત લાગવગને લઈને જ કોસીમો શિક્ષણના પુનરાવર્તનને ઉત્તેજન આપવા પ્રેરાયો હતો. તેણે ગ્રીક સાહિત્યના અભ્યુદયને માટે કોસીમોનું ખાસ લક્ષ દોર્યું હતું. અને તેના ખાનગી પુસ્તકાલયમાં ગ્રીક સાહિત્યને લગતાં ઘણાં પુસ્તકો એકઠાં કર્યાં હતાં. ભાષા અને લેખનપદ્ધતિની બાબતોમાં તેનું જ્ઞાન એટલું તો ઊંચા પ્રકારનું હતું કે તે વખતના સાક્ષરો પોતાના લખાણો તેની પાસે તપાસ્યા વગર પ્રસિદ્ધ કરવાની હિંમત કરી શકતા નહિ. લીનાર્ડો બ્રુનીએ પોતે લખેલા "સીસેરોના જીવન વૃત્તાંત"ની હકીકત"ની હસ્તલિખીત પ્રત આ લેટીન ભાષાના સર્વોત્તમ સાક્ષરને જોવા મોકલી હતી. સાહિત્યકૌશલ્યમાં તેનું આવું ઉચ્ચ સ્થાન હોવા છતાં, નિકોલી કદી પણ લેખક તરીકે આગળ આવ્યો ન હતો. તેના દુશ્મનોએ એવી પણ ટીકા કરેલી કે, તેનામાં લેખનશક્તિનો અભાવ હતો પરંતુ તેના મિત્રો તેના આ મૌનવ્રતમાં સર્વોત્તમ સાહિત્યની ઝાંખી કરતા. જે જમાનામાં દેખાવો કરવાનો શોખ વધુ હતો તે જમાનામાં નિકોલીનું મૌનવ્રત આદર્શને પાત્ર હતું. ફ્લોરેન્સની સાહિત્યસમાજમાં તેના ખુદાનું સ્થાન ભોગવતો. જેઓ તેની સલાહ પૂછવા આવતા તેમને નમ્રતાપૂર્વક પોતાનો અભિપ્રાય દર્શાવતો. તેને ત્યાં સંખ્યાબંધ યુવાનો ચર્ચા અને વાદવિવાદ માટે આવતા અને તેમાંથી તેઓને ઘણું શીખવાનું મળતું. ઇટાલીના દરેક ભાગમાંથી ચિકિત્સકો તેની મુલાકાતે આવતા અને જેઓ ફ્લોરેન્સમાં આવી નીકોલીની મુલાકાત લેવાની તક ગુમાવતા તેઓ પોતાને કમનસીબ માનતા.

આધુનિક સમયમાં અસહકારવાદની મુલાકાતે જનાર ઈસમ જો ત્યાં જઈ મહાત્મા ગાંધીજી ત્યાં હોવા છતાં તેમની મુલાકાત

લેવાનું ચૂકે તો તેણે એક અમૂલ્ય અને મહત્વનો લાભ ગુમાવ્યો એમ કહી શકાય અને તેજ પ્રમાણે ફ્લોરેન્સની મુલાકાત વખતે નિકોલીની મુલાકાતની બાબતમાં પણ ગણાતું. તેનું રહેવાનું સ્થાન તેના શોખ અને રસવૃત્તિની સાક્ષી પૂરતું તેણે પોતાને ત્યાં શીલાલેખો, આરસપાણની સુંદર આકૃતિઓ, સીક્કાઓ, અને કોતરકામના નમૂનાઓનું સંગ્રહસ્થાન રાખ્યું હતું. તેને ત્યાં ફક્ત વિદ્યાર્થીઓ અને પરદેશી સાક્ષરોને જ આવકાર મળતો એવું ન હતું પરંતુ તે શિલ્પકારો અને ચિત્રકારોની સાથે પણ જેમ સાક્ષરોના લેખો બાબત ચર્ચા ચલાવતો તેવી જ રીતે તેમના શિલ્પ અને ચિત્રકળાના વિષયની ચર્ચામાં પણ ઉત્સાહ અને રસપૂર્વક ભાગ લેતો હતો. ટૂંકામાં કહીએ તો નિકોલી જેવો, વિદ્વતા અને મનુષ્ય પારખવાની શકિતને માટે જાણીતો હતો, તેવો જ તે તેની ઉદારતા અને રસવૃત્તિને માટે પણ લોકપ્રિય બન્યો હતો.

બ્રુની.

આ વખતે ફ્લોરેન્સમાં જાણીતા વિદ્વાનો પૈકી લીનાર્ડો બ્રુની ખાસ ધ્યાન ખેંચે એવો છે. તેની અંગત પ્રતિભા અજબ હતી બાળપણમાંથી જ તેનું જીવન ધ્યાન ખેંચે એવું છે. આરેઝો ખાતે પોતાનાં ગરીબ માબાપ સાથે જ્યારે તે રહેતો હતો ત્યારથી જ તેને પેટ્રાર્ચ માટે ઘણું માન હતું અને તે પેટ્રાર્ચની માફક સાહિત્યક્ષેત્રમાં નામના મેળવવા ઉત્સુક બન્યો હતો. શરૂઆતમાં નિર્ધનતાને લઇને તેને કાયદાનો અભ્યાસ કરવો પડેલો. પરંતુ સીલુ ટાટીનો આશ્રય અને ક્રીસોલોરસની લાગવગને લઈને તેના કંટાળાભર્યા જીવનનો અંત આવ્યો. હવે લેખક તરીકેની તેની ખ્યાતિ દિન પ્રતિદિન વધવા લાગી અને પરિણામે તેને રોમ ખાતે વડા ધર્મગુરુની સભાના મંત્રીની જગ્યાએ નીમવામાં આવ્યો. જયોર્જ ૧૩માની કમનસીબીના

કોન્સટન્સ ખાતેના દિવસો પસાર કર્યા બાદ તેને ફ્લોરેન્સ ખાતે માર્ટીન પાંચમાના હાથ નીચે થોડો વખત નોકરી કરવાનો પ્રસંગ આવ્યો. પરંતુ સને ૧૪૨૭ માં ફ્લોરેન્સના પ્રજાસત્તાક રાજ્યના મંત્રીનું પદ તે પ્રાપ્ત કરી શક્યો. આ જગ્યા ઉપર તે મરતાં સુધી એટલે સને ૧૪૪૩ સુધી ટકી રહ્યો. રાજ્યદ્વારી ક્ષેત્રમાં તેની કુનેહભરી લખાણની પદ્ધતને માટે તે જાણીતો થયો હતો. અને અગાઉથી તૈયાર કરેલાં ભાષણોની સરખામણી પેરીકલીસના ભાષણોની જોડે થતી.

તેની સાહિત્યસેવા.

લેટીન ભાષામાં લખેલા, "ફ્લોરેન્સના ઇતિહાસ" થી તેની લેખક તરીકેની ખ્યાતિ બંધાઇ. ઇટાલીમાં આ વખતે આ પુસ્તક ઘણું પ્રશંસાને પાત્ર બન્યું હતું બ્રુનીની આ અણમૂલી સેવાને માટે ફ્લોરેન્સે પોતાના મહાન મંત્રીને સાનવંતા શહેરીનું પદ અર્પી માન આપ્યું, અને વધારેમાં તેને અને તેના વારસોને કરવેરામાંથી માફી બક્ષી. ઇટાલી ઉપરના જર્મન હુમલાના ઇતિહાસમાં તેનું મધ્યકાલીન સમયનું જ્ઞાન સારી રીતે દેખાઇ આવે છે; લેટિન ભાષામાં લખેલાં સીસેરો અને એરિસ્ટોટલના જીવનવૃતાંતોમાં પોતાના આત્મવૃતાંતમાં અને તેણે લખેલા પત્રોમાં તેની સુંદર ભાષાનો વાંચનારને સહજ ખ્યાલ આવી શકે છે. આ તેનાં મૂળ લખાણો હતાં, પરંતુ તેણે ગ્રીક ભાષામાંથી કરેલા તરજૂમાઓની ખ્યાતિ વિશેષ છે, આજે પણ તે તરજૂમા આદર્શરૂપ ગણાય છે. સર્વ બાજુએથી કામનું આટ આટલું ભારણ હોવા છતાં તે દાંતે અને પેટ્રાર્ચનાં જીવનવૃતાંતો લખી શક્યો એ જ તેની અજબ લેખનશક્તિ અને અખૂટ જ્ઞાન ભંડારની ખાત્રી પૂરે છે. અને તે જમાનામાં સાક્ષર વર્ગમાં કેવું ઊંચુ સ્થાન ભોગવતા હશે, તેની સહજ ઝાંખી થઇ શકે એમ

છે. જ્યારે તે સને ૧૪૪૩માં મરણ પામ્યો, ત્યારે નેતાઓએ તેને જાહેર રીતે દફનક્રિયા કરી આગળ થઇ ગયેલા મહાન પૂર્વજોની માફક માન આપ્યું હતું. તેના શબ્દને કાળા રેશમથી ઢાંકી, તેની છાતી ઉપર ફ્લોરેન્સના ઇતિહાસનું પુસ્તક મૂકવામાં આવ્યું હતું. આ રીતે તેના શબને સરઘસના આકારમાં સેન્ટ ક્રોસીના કબ્રસ્તાનમાં લઇ જવામાં આવ્યું હતું. અહીં જીઆનોઝો માનેટીએ, શહેરના પ્રમુખ દેશ પરદેશ એલચીઓ અને વડા ધર્મગુરૂ ઇયુ જેનીન્યુસના દરબારની સમક્ષ ભાષણ કરી તેનાં પુષ્કળ વખાણ કર્યાં હતાં અને તેના શબ ઉપર ફૂલની માળાઓ ચડાવવામાં આવી હતી. તેની કબર ફ્લોરેન્સની કારીગીરીનો અચ્છો નમૂનો છે. અને તે ઉપરનું કોતરકામ જાણુતા શીલ્પી બરનાર્ડો રોઝીલીનીએ કર્યું હતું.

એરેટીનો.

સેંટ ક્રોસીના કબ્રસ્તાનમાં બ્રુનોની કબરની બરાબર સામે કાર્લો એરીટીનોની કબર આવેલી છે. એરેટીનો બ્રુનોની પછી ફ્લોરેન્સ શહેરના મંત્રીપદ ઉપર આવ્યો હતો. બ્રુનીની માફક તેને ઘણું માન મળ્યુ હતું અને તેની જાહેર જીવનમાં તેના જેટલીજ ખ્યાતિ હતી. બન્ને સમકાલિન હોવા છતાં હરીફ નહોતા તેના કુટુંબનું નામ માહસુપીની હતું. અને આરેઝો ખાતે ખાનદાન કુટુંબમાં તેનો જન્મ થયો હતો. નાની ઉંમરમાં તે ગ્રીકનો અભ્યાસ કરવા માટે ફ્લોરેન્સમાં આવ્યો ત્યારે તેણે પ્રખર વિદ્વાન નિકોલો ડી નિકોલીનું ધ્યાન ખેંચ્યું અને પરિણામે મેડીસી કુટુંબ જોડે તેને ઓળખાણ થયું. થોડા વખતમાં “ઉફ્રી ઝીમાલી ડેલો સ્ટુડીઓ” માં મોટા પગારથી તેની નિમણુક કરવામાં આવી. અધ્યાપક તરીકે જ્યારે તે વિદ્યાલયમાં ભાષણ આપતો હતો, તે વખતે ઇયુંજીનીસ ચોથો ફ્લોરેન્સ ખાતે પોતાનો

દરબાર ભરતો હતો. વડા ધર્મગુરૂના મદદનીશો અને તેના ભાણેજ ભત્રીજાઓ અને મંત્રીઓ ફ્લોરેન્સના વિદ્યાર્થીઓ અને શહેરીઓની સાથે આ યુવાન સાક્ષર અધ્યાપકની આસપાસ ટોળે મળતા એરીડીનોની વાંચન ઘણું બહોળું હતું, અને તેની સ્મરણ-શકિત અદ્દભૂત ગણાતી, તેના પહેલા જ ભાષણ વખતે તેને સાંભળનારાઓને તેની વિદ્વતાથી આશ્ચર્યમાં ગરકાવ કરી દીધા. વેસ્પાસીયાનો કહે છે કે, એક વિદ્વાનોની સભા આગળ તેની અજબ સ્મરણશકિતનો પરચો બતાવતાં મોટા મોટા સાક્ષરો ડઘાઈ ગયા હતા. તેણે ભાષણ દરમ્યાન એક પણ એવો લેખક નહોતો કે જેના પુસ્તકમાંથી ફકત મોઢેથી જ દાખલા આપ્યા ન હોય. આવી ખ્યાતિથી પ્રેરાઇ વડા ધર્મગુરૂએ તેને પોતાનો મંત્રી બનાવ્યો અને તે પછી તે ફ્લોરેન્સના પ્રજાસત્તાક રાજ્યનો વડો મંત્રી બન્યો. સ્વભાવે તે ધીરો અને ગંભીર હતો; થોડા-બોલો અને મૂજી હતો. અને સમકાલિનો તેને નાસ્તિક તરીકે પીછાનતા. તે જ્યારે મરી ગયો ત્યારે સાક્ષીની કે નામસ્મરણની ક્રિયાઓ કરવા દેવા ના પાડી ગયો હતો. તેમ છતાં સેન્ટ ક્રોસીના કબ્રસ્તાનમાં જે સાન લીનાર્ડો બ્રુનીને આપવામાં આવ્યું હતું, તે જ માન સાથે જાહેર રીતે દફનાવવામાં આવી નહોતી. મેટીઓ પાલમીરીએ આખરનું ભાષણ કરી તેની કબર ઉપર ફૂલની માળાઓ ચડાવી હતી.

પાલમીરી.

ઉપર ઉલ્લેખ કરવામાં આવેલા માટીઓ પાલમીટીના જન્મ ફ્લોરેન્સમાં ઉમદા કુટુંબમાં થયો હતો. અને તે કેવળ પોતાની બુદ્ધિચાતુર્યને લઇનેજ જાહેર જીવનમાં આગળ આવી સારી લાગવગ ધરાવતો થયો હતો ખાસ કરીને તે ફિલસુફીથી ભરપૂર (સીટાડીવીટા) નામના કાવ્યથી જાણતો થયો હતો. આ

કાવ્ય તેની અંદર દર્શાવેલા ઉમદા વિચારો માટે ઘણું ટીકાને પાત્ર બન્યું હતું. તે છતાં ફીશીનોએ તેને "પોરવેટા થીઓજીકરી" નો ઇલકાબ આપ્યો હતો. અત્રે તેની વકતૃત્વ કળા અને લેખનશકિત માટે તે જાણીતો હોવાથી અત્રે તેનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે.

માનેટી.

જીઆનોઝો માનેટી જેનો બ્રુનીની દફનક્રિયા વખતે આગળ ઉપર ઉલ્લેખ કરવામાં આવ્યો છે. તે ઊંચા કુળમાં જન્મ્યો હતો. અને તે વખતના યુવાનોની માફક તેના જીવનની શરૂઆત વ્યાપારી તરીકે થઇ હતી. તે પચીસ વર્ષનો થયો એટલે તેણે પોતાના બાપના મલની અધૂંસરી બાજુ ઉપર મૂકી સાહિત્યક્ષેત્રમાં ઝંપલાવ્યું. તેનું ઘર અને બગીચો સેન્ટ સ્પીરીટોના મઠની લગોલગ આવેલો હોવાથી તેને ધાર્મિક ચર્ચાઓમાં બહુ રસ પડતો. અને કેવળ શોખની ખાતર મારસીગલીએ સ્થાપેલી સમાજનો સભ્ય બન્યો હતો. ગ્રીક ભાષાનો અભ્યાસ તેણે આંબરોત્રીયોત્રાવેહસારીની દેખરેખ નીચે પૂરો કર્યો લેટિન ભાષાનો કાબૂ એવો તો મઝાનો હતો કે, લીયોનાર્ડો બ્રુની પણ તેની અદેખાઇ કરતો. આ બે ભાષાઓ ઉપર કાબૂ મેળવીને સંતોષ ન પામતાં તેણે હીબ્રુ ભાષાનો અભ્યાસ શરૂ કર્યો અને તે માટે તેણે એક યાહુદીને પોતાના ઘરમાં રાખ્યો આ પ્રમાણે જુદી જુદી ભાષાઓ શીખીને તે ભાષામાં લખાયલાં પુસ્તકો ઉપર ટીકાઓ લખવાનું શરૂ કર્યું. તેણે આ દિશામાં લખેલાં પુસ્તકો પૈકી તેનું "કોન્ટ્રા જુડોસ એટજેન્ટીસ" સૌથી અગત્યનું છે. આરનેટીનો અને સાનેટી વચ્ચે મુખ્ય ફેર એ હતો કે માનેટી ખ્રિસ્તીધર્મના બચાવમાં જ પોતાની ટીકાઓ લખતો અને તેણે હીબ્રુ ભાષામાંથી ઇશ્વરસ્તુતિનાં કાવ્યોનો કરેલો તરજૂમો તે બાબતમાં સાક્ષી પૂરે છે.

માનેટી કાંઇ કેવળ વિદ્યાર્થી જ ન હતો. તેણે વેનીસ, ન્લસ, રોમ અને ઇટાલીનાં બીજાં

માનેટીની જાહેર સભાઓ

રાજ્યોમાં ફ્લોરેન્સના એલચી તરીકે લાંબા વખત સુધી કામ કર્યું હતું. મુશ્કેલીના સમયમાં પેસીયા, પાસ્તોની અને સ્કારપારીયાના રાજ્યતંત્રો ચલાવી ઘણી સારી ખ્યાતિ મેળવી હતી. અને તે તેના ન્યાયીપણા માટે ઘણો જાણીતો થયો હતો. જાહેર પ્રસંગો વખતે તેની સર્વોત્તમ વકતૃત્વ કળાને લઇને ફ્લોરેન્સના પ્રજા સત્તાક રાજ્યના પ્રમુખને તે ઘણો ઉપયોગી થઇ પડતો. તેના લખાણોમાં તેણે આપેલાં ભાષણોનો સમાવેશ થાય છે. અને તેમાં ઇટાલીના રાજામહારાજાઓને લખેલા પત્રો અગ્રસ્થાન ભોગવે છે.

વખત જતાં ફ્લોરેન્સમાં તેની સત્તા અને તેનો પ્રભાવ એટલો બધો વધી ગયો કે, ખુદ મેડીસી કુટુંબ

મેડીસી કુટુંબ સાથે વિરોધ

પણ તેની અદેખાઇ કરવા લાગ્યું. આખરે કરવેરાનું તેના ઉપર એવું ભારણ નાખી દીધું કે, તે પાયમાલ થઈ ગયો. અને તેને પોતાની જિંદગીનાં પાછલાં વર્ષો પરદેશમાં ગાળવાની ફરજ પડી. ફ્લોરેન્સના ઇતિહાસમાં આવો અન્યાય કોઇને પણ ભાગ્યે જ થયો હશે. માનેટી આદર્શ શહેરી અને દેશસેવક હતો. તેણે રાજ્યની મોટી અને જવાબદાર જગ્યાઓ સંભાળી ઘણું ભારે જોખમ ખેડયું હતું. તે કોઇ જેવો તેવો વિદ્વાન ન હતો. તેની સહૃદય સેવાઓને લેઇને રાજ્યના સ્થંભ જેવો થઇ પડયો હતો. પોતાના દેશમાંથી આખરે નીકોલસ પાંચમાના દરબારનો આશ્રય લીધો, કે જ્યાં તેને મંત્રીની જગ્યો ઉપર નિમણુક કરવાની માગણી કરવામાં આવી હતી. વડા ધર્મગુરૂના મરણ બાદ છેવટે તેણે નેપલ્સ ખાતે આલ્ફાંઝોનો

આશરો શોધ્યો. અહીં તેણે પોતાનો બધો વખત સાહિત્યસેવામાં ગાળ્યો અને "ન્યુ ટેસ્ટામેન્ટ"નો તદ્દજૂમો પૂરો કરી યાદીઓ અને બીજાઓની સામે ટીકાઓ રૂપે લખવા માંડેલું પુસ્તક પૂરું કર્યું.

ત્રાવરસી

આગળ ઉપર માનેટીના ગ્રીક શિક્ષક તરીકે ઓળખાવવામાં આવેલો આંબોઝીયો ત્રાવરસી શિક્ષણના પુનરાવર્તનના યુગમાં તેના સમકાલીનો કરતાં કાંઇક જુદા જ પ્રકારનો માણસ હતો. આમ છતાં તે માનવજીવનના ઉત્કર્ષની બાબતમાં ઘણો રસ લેતો હતો. અને તેને લઇને તેની રાજ્યદ્વારી લાગવગ વિશેષ હતી. નેતાઓમાં તેનું સ્થાન ઘણું ઊંચું હતું. તેનો જન્મ રોસગ્ના ખાતે થયો હતો. જ્યારે તે કેવળ બાળક હતો ત્યારે તેને ફ્લોરેન્સ ખાતે ડેલ્ગી આન્જેલીના મઠમાં દાખલ કરવામાં આવ્યો હતો. અહીં તેને સાહિત્યસેવા કરવાની ધૂન લાગી. જે વખતે ગ્રીક ભાષાના જાણકાર ફક્ત વેઢે જ ગણાતા તે વખતે ત્રાવરસીએ ગ્રીક ભાષાનાં મૂળતત્ત્વો શીખીને ગ્રીક ભાષામાં લખાયલા મૂળ ગ્રંથોનો અભ્યાસ શરૂ કર્યો. તેને ઘેર વિદ્વાનો ટોળે મળતા; કોસીયો અને લોરેન્ઝો ડી મેડીસી જેવા જાણીતા સાક્ષરો, પ્રભાવશાળી બ્રુની, ગંભીર અને મોભાદાર આરેટીનો પણ, નિકોલી અને પોઝીયોની સાથે ચર્ચા કરવા ભેગા થતા.

ત્રાવરસીનું જાહેર જીવન

ત્રાવરસીનું આખું જીવન વિદ્યાર્થીની માફક પુસ્તકોમાં જ પૂરું થવાનું નિર્માણ થયું હોય એમ જણાય છે. તેના મહેનતુ અને ખુશમીજાજી સ્વભાવને લઇને તેને ફાવતું કર્તવ્યક્ષેત્ર મળી આવ્યું હતું. સાક્ષર જીવન ગાળી અંધારામાં પડી રહેવું એ તે જમાનામાં કેવળ અશક્ય વાત હતી. ઇયુજેનીસ

ચોથો જ્યારે તે ફ્લોરેન્સમાં રહેતો હતો, ત્યારે તેની વિદ્વતાથી અને શુદ્ધ ચારિત્રથી એવો તો અંજાઇ ગયો હતો કે, તેને સને ૧૪૩૧માં કામાલ્ડ ડોલ્રેોના મંડળનો અધ્યક્ષ બનાવ્યો હતો. આ સમય પછી તેનું લક્ષ ધીધા પ્રવૃત્તિઓમાં વહેંચાઇ ગયું હતું. જાહેર જીવનમાં તેને બહુ રસ પડતો નહિ, તેમ તેણે પોતાની જિંદગીનો મોટો ભાગ વિદ્યાભ્યાસ પાછળ જ ગાળ્યો હતો. તેનું સાધુ તરીકેનું જીવન તેના સાક્ષર જીવન કરતાં ઘણું જ નિરાળું પડી જતું અને ઘણાને તેમાં વિચિત્રતાનો ભાસ થતો.

ઇયુજેનસ ચોથો.

નિકોલી, બ્રુની, આરેટીનો, માનેટી અને ત્રાવરસી–એ વિદ્વાનો કોસીમો ડી મેડીસીના દરબારના આભૂષણરૂપ હતા. અને તેમની જ મહેનત અને લાગવગને લઈને ફ્લોરેન્સમાં જૂના સાહિત્યનો પુનરોદ્ધાર થઇ શકયો. આ પ્રવૃત્તિને એક બીજી દિશામાંથી પણ પ્રોત્સાહન મળવા લાગ્યું. ઇયુજેનીસ ચોથો, જેને રોમમાંથી હાંકી કાઢવામાં આવ્યો હતો અને જેણે આપણે આગળ ઉપર જોઇ ગયા તેમ પોતાનો દરબાર ફ્લોરેન્સમાં ભરવા માંડયો હતો, તેણે સને ૧૪૩૮માં ફરારા ખાતે ઉઘાડેલા ધાર્મિક મંડળની ફ્લોરેન્સ ખાતે બદલી કરી, ગ્રીક અને રોમન ધર્મસંસ્થાઓને એકત્ર કરવાનું કામ માથે લીધું હતું. પૂર્વના શહેનશાહ પાલીઓ લોગસે, તેની આસપાસ વીંટળાયલા ધર્મશાસ્ત્રીઓ, કે જેમાં જેમીસ્ટોસ પ્લેથોન મુખ્ય હતો, તેમની અને ધર્મગુરૂઓ અને મંત્રીઓ સાથે, મેડીસી શહેરમાં આવી પડાવ નાખ્યો હતો. સાન્ટા મેરીયા નોવેલા ખાતે ધર્મસભાના અધિવેશનને માટે એક કામચલાઉ મકાન ઊભું કરવામાં આવ્યું હતું; અને કેટલાયે મહિનાઓ સુધી, ખ્રિસ્તીધર્મના બે વિભાગોના આગેવાન પ્રતિનિધિઓનો ફ્લોરેન્સે મહેમાનગીરી કરી

હતી. જોકે તે ધર્મસભાના નિર્ણયો રાજ્યદ્વારી દૃષ્ટિએ બિન-અગત્યના હતા તોપણ ફ્લોરેન્સના રહેવાસીઓને મન પૂર્વ અને પશ્ચિમના મહાન સત્તાધારીઓનું સંમેલન એ એક તેમના જીવનમાં મહત્વની બીના હતી અને સાક્ષરોને ગ્રીકસાહિત્યનો અભ્યાસ કરવાની આથી ઘણી સારી તક મળી હતી.

પીએરો ડી મેડીસી

સને ૧૪૬૪માં કોસીમો મરણ પામ્યો તે પહેલાં ફ્લોરેન્સના પ્રજાસત્તાક રાજ્યમાં પોતાના કુટુંબની લાગવગ એવી તો વધારી મૂકી હતી કે તેના વગર હવે ચાલી શકે એમ નહોતું. તેનો પુત્ર પીએરો, જેને ફ્લોરેન્સવાસીઓ "ઇલગોટોસ"ના નામથી ઓળખતા," તે અને તેનો પૌત્ર લોરેન્ઝો, જેને મેકીયાવેલીએ "ભવ્ય"ની ઉપાધી આપી હતી, તેઓ પોતે પોતાનો ભાગ કેવી રીતે ભજવવો એ બહુ સારી રીતે જાણુતા હતા. પીએરો જે ઘણો નાજુક બાંધાનો હતો. તેણે પાંચ વર્ષ સુધી સત્તા ભોગવી; પરંતુ આટલા ટૂંકા સમય દરમ્યાન પણ પોતાના કુટુંબની સત્તા અને લાગવગને, બાદશાહી રોમન કુટુંબની કલેરીસ ડેલ્ગી ઓરીસીની સાથે પોતાના પુત્ર લોરેન્ઝોનાં લગ્ન કરી, ઘણી વધારી મૂકી હતી.

લોરેન્ઝો ડી મેડીસી,

જો કે લોરેન્ઝોએ પૈસો ભેગો કરવા તરફ લક્ષ આપ્યું નહોતું તે છતાં તેના દાદાના કરતાં તેણે વિદ્વાનોને આશ્રય આપીને પોતાની નામના ઘણી વધારી હતી. કોસીમો ડી મેડીસી ફક્ત પોતાના ઐશ્વર્યથી જ, નાનેથી ચડી ફ્લોરેન્સનો સત્તાધારી બન્યો હતો, જ્યારે તેના પૌત્રે તે ઐશ્વર્યનો ઉપયોગ કરીને પોતાના કુટુંબની ખ્યાતિ વિદ્વાનોના આશ્રયદાતા તરીકે ચોતરફ ફેલાવી

હતી. તે જમાનાની સાહિત્યપ્રવૃત્તિમાં આગળપડતો ભાગ લઇને તે ફ્લોરેન્સના શહેરીઓમાં ઘણો લોકપ્રિય બન્યો હતો અને તેઓ પોતાના નેતા તરીકે એક વિદ્વતાપ્રિય સત્તાધારીને મેળવવા માટે ઘણા મગરૂબ હતા. આખા ઇટાલીમાં પણ આથી લોરેન્ઝો મેડીસીનું સ્થાન ઘણું ઊંચું ગણાતું. તે બુદ્ધિશાળી અને રસિક હોઇ સર્વ પ્રકારની પ્રવૃત્તિઓમાં ઘણો આગળપડતો ભાગ લઇ શકતો. આમ છતાં, રાજ્યદ્વારી ક્ષેત્રમાં તેની લાગવગ સહેજ પણ ઓછી થઇ નહોતી. ફિલસુફોમાં તેની સાધુ તરીકે ગણના થતી; સાક્ષરો તેને એક ઉચ્ચ પ્રતિના કવિ તરીકે માન આપતા; વિદ્વાનો તેના સાહિત્ય માટેના શોખને લઇને મગરૂબ બનતા; અને કળાકારોમાં તેની ઊંચા પ્રકારની રસવૃત્તિને લઇને તે ઘણો લોકપ્રિય બન્યો હતો. મોજીલાઓ તેને લહેરી તરીકે પીછાનતા અને તે તેમની સાથે નાચરંગમાં પણ ઘણા આનંદથી ભાગ લેતો. મોડી રાત સુધી રખડવામાં અને તમાશાઓમાં તેની હાજરી હરહમેશ જણાતી.

લોરેન્ઝોડી મેડીસીનું મંડળ.

આવા વિચિત્ર પ્રકારના માણસની આસપાસ તે જમાનાના મહાન સાક્ષરો ટોળે મળતા. એન્જેલો પોલીઝીયાનો, ક્રીસ્ટોફોરો લાન્ડીનો, મારસીલો ફીસીનો, જીઓવાની પીકો ડેલી મીરાંડોલો, લીઓ બેટીસ્ટા આલ્બર્ટી, માઇકેલ એન્જેલો બુઓનીરોટી અને લુઇગી પુલ્સી જેવા મહાન વિદ્વાનો તેની મંડળીના આભૂષણરૂપ હતા. જેઓ ઇટાલીની કળા અને કાવ્યોનો ઇતિહાસ રસપૂર્વક વાંચે છે તેઓનાં મન આગળ આવા વિદ્વાનોનાં નામો વાંચી અનેક પ્રકારનાં ચિત્રપટો ખડાં થાય એમાં કાંઇ નવાઇ જેવું નથી. લોરેન્ઝોના મહાલયો, કે જ્યાં તેનું પ્રભાવશાળી મંડળ ભેગું થતું અને જ્યાં ઇટાલીના

અનેક પ્રકારના જીવનની પ્રતિછાયા પડતી, તેની ખ્યાતિ અને તેનાં વર્ણનો કરી કવિઓ અને ઇતિહાસકારોએ અનેક રીતે તેને અમર બનાવ્યાં છે અને તેથી કરીને ફ્રેગી, કાફાગીઓલૌ અને પોગીઓ એકજાનો, આપણે મન તે મહાલયોના સૌંદર્ય જેટલા જ જાણીતા છે.

લોરેન્ઝોના પ્રતિભાશાળી મંડળ પૈકી ફ્રીસીનો આપણું સૌથી પહેલું ધ્યાન ખેંચે છે. જ્યારે તે માત્ર અરાઢ વર્ષનો હતો ત્યારથી જ તેના મેડીસી કુટુંબ સાથેના સંબંધની શરૂઆત થઈ; અને તેણે પ્લેટોના ગ્રંથોનો લેટીન ભાષામાં તરજૂમો કરવા માટે ગ્રીક ભાષાનો અભ્યાસ કરવાની શરૂઆત કરી, તેની તબિયત નાજુક હતી અને સ્વભાવે ઘણો લાગણીવાળો હતો. ફિલસુફી અને ધર્મશાસ્ત્રોનો અભ્યાસ કરવા તરફ તેની મનોવૃત્તિ દોરાયલી હોવાથી, ધર્મ અને ફિલસુફીને એકત્ર કરવાનું કામ તેને થન ઘણું સહેલું થઇ પડયું હતું. તેના સ્વતંત્ર વિચારોને લઇ ચુસ્ત ખ્રિસ્તીઓ તેને નાસ્તિક તરીકે ઓળખાવે એમાં નવાઇ નથી પરંતુ ખરું જોતાં તો ધર્મને માટે તેને જેટલું માન હતું તેટલું ભાગ્યે જ બીજા કોઇને હશે. ફ્રીસીનોનું આખુંયે જીવન ધર્મપરાયણ હતું. ચાલીસ વર્ષની ઉમરે, બરોબર નિશ્ચય ઉપર આવ્યા વગર, તેણે દીક્ષા લીધી અને સાધુ તરીકે પોતાના જીવનની શરૂઆત કરી. જ્યારે તે ચુંવાળીશ વર્ષનો થયો ત્યારે તેણે પ્લેટોના ગ્રંથોનો લેટિન ભાષામાં તરજૂમો પૂરો કર્યો. આ પછી તેણે ફિલસુફ તરીકેના જીવનની શરૂઆત કરી અને પ્લેટોના અમરત્વના સિદ્ધાંત ઉપર એક ગ્રંથ લખી નાખ્યો. તેણે પ્લેટોના ગ્રંથોનો અભ્યાસ કરવા માટે વિદ્યાર્થીઓને પ્રેરણા કરી પ્રોત્સાહન આપ્યું હતું. તે પ્લેટો સમજી શક્યો નહોતો અગર તેની ફિલસુફી,

એલેકઝાન્ડરના વખતના ફિલસુફોની ફિલસુફી કરતાં ઘણી જૂદા પ્રકારની હતી એ સમજી શકયો નહોતો એ વાત તેના લખાણોના શબ્દેશબ્દે અને વાકયેવાકયે જણાઇ આવે છે. તે વખતના જમાનામાં વિદ્યાર્થીઓ ઊંડે ઊતરીને વિચાર કરવાની શકિત ધરાવતા નહેતા; તેમ તે વખતના સાક્ષરો કોઈ મહાન ગ્રંથકારના પુસ્તકોનો અભ્યાસ કે તેના ઉપર વિવેચન કરતાં પહેલાં, લેખકનો તેની વિચારમાળા જોડેનો સંબંધ સમજવાનો પ્રયત્ન કરવાની જરૂર જોતા નહોતા.

પીકોડેલા મીરાન્ડોલા.

આપણે આગળ જોઇ ગયા તેમ લોરેન્ઝોના મંડળ પૈકી પીકોડેલા મીરાન્ડોલા પણ એક હતો. તે સને ૧૪૮૪માં ઊંચા બાદશાહી કુટુંબમાં જન્મેલો અને અસાધારણ સુંદર જુવાન હતો, પોલીઝીયાનો લખે છે કે કુદરતે આ જુવાન ઉપર પોતાની બક્ષીસોનો આખોયે ભંડાર ઠાલવી દીધો હતો. તે ઊંચા બાંધાનો અને ભરાવદાર હતો; તેનામાં ઉપરથી કોઇ દૈવી પ્રતિભાનું તેજ ઝળકી ઊઠતું; જેવી તેની બુદ્ધિ તિક્ષ્ણ હતી તેવી જ યાદદાસ્ત અજબ હતી; સાહિત્યનો તે જબરજસ્ત અભ્યાસી હતો અને તેના લખાણની પદ્ધત તેજસ્વી અને જોરદાર હતી. તેની પ્રતિભાનું કારણ તેનું બુદ્ધિકૌશલ્ય હતું કે તેનું શુદ્ધ ચારિત્ર્ય હતું એ કહેવું મુશ્કેલ હતું. જાતજાતની ફિલસુફીનાં તત્વોથી તે માહિતગાર હતો અને ઘણી ભાષાઓ ઉપર તે કાબૂ ધરાવતો; આથી તે એક વિદ્વાન તરીકે ઘણું ઊંચુ સ્થાન ધરાવતો. આ જીઓવાની પીકો ડેલા મીરાન્ડોલા, કે જેની પ્રતિકૃતિ આજે પણ ઉફીઝીના કળામંદિરમાં જોવામાં આવે છે; તેના વાળ ભૂરાશ પડતા અને લાંબા છે; આંખો તીક્ષ્ણ અને ઘેરા રંગની છે. એથી તેની ખ્યાતિથી અજ્ઞાત હોવા છતાં પણ કોઇ પણ વ્યકિતનું

તે ધ્યાન ખેંચે એવી છે. જ્યારે તે ફ્લોરેન્સમાં આવ્યો ત્યારે તે ભાગ્યે જ વીસ વર્ષનો હશે. તેનો ભવ્ય ચહેરો, ઉમદા વર્તણૂક, ઉચ્ચ જીવન અને તેના બુદ્ધિકૌશલ્યને લઈને તે ફ્લોરેન્સની સમાજને ઘણો પ્રિય થઇ પડયો હતો અને થોડા સમય સુધી તો પ્રેમ અને મોજમજાહ કરવામાં તેણે પોતાના દિવસો નિર્ગમન કર્યાં હતા.

તેના જીવનની પ્રતિભા.

પરંતુ પીકો કેવળ મોજશોખ કરવાને જ જન્મ્યો નહોતો. તે જમાનામાં શારીરિક મોજશોખ કરતાં ઐહિક જીવનની કિંમત આંકનાર તેના જેવા ભાગ્યે જ બીજા હશે. શિક્ષણના પુનરાવર્તનના સમયમાં માનસિક અભિવૃદ્ધિને ઊંચું સ્થાન મળ્યું હતું. મીરાન્ડોલાએ પોતાના જે સમયનો નકામો વ્યય કર્યો હતો તેને માટે આપણને જેટલી દીલગીરી ઊપજે તેથી પણ વધુ દીલગીરી તેણે લખેલાં ( અને પાછળથી ગુમાવેલાં ) લેટીન ભાષામાં લખેલાં કાવ્યો માટે થાય છે. આ કાવ્યોને પોલીઝીયાનોએ પણ ઘણાં વખાણ્યાં હતાં. ઇટાલીના સાહિત્યમાં લીનાર્ડો ડી વીન્સીનાં કાવ્યોની માફક જ પીકોએ ગુમાવેલી કવિતાઓની ખોટ આજે પણ જણાય છે. મીરાન્ડોલાના ઉમરાવ તરીકે તેનું જીવન વ્યતિત થતું હોવા છતાં તેના માનસિક વિચારોમાં ઘણું મોટું પરિવર્તન થવા લાગ્યું હતું; અને પરિણામ એ આવ્યું કે તેનું બાદશાહી જીવન ફિલસુફના જેવું થઇ ગયું અને તેના સાહિત્ય માટેના શોખનું પરિવર્તન ગહન વિચારો કરવામાં થયું.

પીકોની શક્તિઓ તેના નાનપણમાંથી જ દેખાવા લાગી હતી.

તેની વિદ્વતા અને ધર્મ-પરાયણતા.

મહાન બોનઆર્ડોની ભત્રીજી અને પીકોની મા એ તેનામાં સાહિત્યશોખની ચીણગારીની ઝાંખી કરી અને તેને ચૌદ વર્ષની વયે બોલોના ખાતે વિદ્યાભ્યાસને

માટે મોકલી આપ્યો. ત્યાં તેણે મનુષ્ય પ્રકૃતિ અને સ્વભાવનું દિગ્દર્શન કર્યું એટલું જ નહિ પરંતુ, ગણિતશાસ્ત્ર, નીતિશાસ્ત્ર, ફિલસુફી, અને પશ્ચિમના દેશોની ભાષાઓનો પણ અભ્યાસ કર્યો. તેણે વધારે ઊંચા પ્રકારનું શિક્ષણ પેરિસમાં મેળવ્યું. અહીં તેણે ધર્મશાસ્ત્રોનો અભ્યાસ કર્યો. તેની યાદદાસ્ત ઘણી તીવ્ર હોવાથી વિદ્યાભ્યાસમાં તેને ઘણી સુગમતા પડતી. એક વાર જે બાબત તેની નજર તળે આવી જતી તે તે કદી પણ ભૂલતો નહિ. તેમ તેને યાદ રાખવા માટે જરાપણ મહેનત કરવી પડતી નહોતી. સને ૧૪૮૬માં ૯૦૦ લેખો લખ્યા તે ઉપરથી જ તેનો અખૂટ જ્ઞાન-ભંડાર જણાઈ આવે છે. આ લેખો તેણે પ્લેટોની ફિલસુફીના બચાવમાં લખ્યા હતા. આ બાબતમાં મોટા મોટા ફિલસુફો અને ધર્મશાસ્ત્રવેત્તાઓ તેની સામે પડયા હતા અને તેમની ટીકાઓનો તે એકલો જવાબ આપતો હતો. આવી પ્રકારની ચર્ચાઓમાં તેને તૈયારીની જરા પણ જરૂર પડતી નહિ. આવા વિલક્ષણ બુદ્ધિ-ચાતુર્યવાળા વિદ્વાનની સામે ધર્મશાસ્ત્રવેત્તાઓને ખુલ્લી રીતે સામે પડવામાં ડહાપણ જણાયું નહિ. આથી તેની ઉપર નાસ્તિકતાનો આરોપ મૂકવાનું ઠરાવ્યું અને તેથી પરિણામ એ આવ્યું કે ઇનોસન્ટ ત્રીજાના તા. ૩જી ઓગસ્ટ ૧૪૮૬ના ફરમાન અન્વયે પીકોની ટીકાઓને ધુતકારી કાઢવામાં આવી. તેના ઉપરનો નાસ્તિ-કતાનો આરોપ ૧૪૯૩ના તા. ૧૮ જૂનના એલેકઝાન્ડર પાંચમાના ફરમાનથી આખરે દૂર કરવામાં આવ્યો. આ સમય દરમ્યાન તેની માનસિક સ્થિતિ ઘણી ખરાબ બની ગઇ હતી અને તેને નાસ્તિક તરીકે મરવું પડે એ તેને મન ઘણી દિલગીરીની બાબત હતી. પીકો ડી મીરાન્ડોલા જેવા શુદ્ધ ચારિત્ર્યવાળા અને પવિત્ર માણસને નાસ્તિક ઠરાવી ધર્મબહાર મૂકવો અને પાછો તેનો ધર્મમાં સ્વીકાર કરવો એ તે જમાનાની વિચિત્રતાનો નમૂનો છે અને તે વખતના વડાધર્મગુરુઓની મનોદશાની ઝાંખી કરાવે છે.

એકતા માટેના પ્રયાસ.

ખ્રિસ્તી ધર્મજ્ઞાન અને જૂના જમાનાના વિચારો વચ્ચે ઐક્ય સાધવા માટે માનેટીએ પ્રયાસો કરેલા પરંતુ તે દિશામાં વૈજ્ઞાનિક દૃષ્ટિએ પ્રયાસ થયેલો નહિ. પીકોએ તે કામ માથે લઇ પોતાનું આખું જીવન તે પાછળ વ્યતિત કરવાનો નિશ્ચય કર્યો. તેનો આશય ફક્ત જુદાજુદા પ્રકારની વિચારશ્રેણીઓ વચ્ચે ઐક્ય સાધવાનો કે યાહુદીઓ અને બીજાઓએ કરેલી ભૂલો ઉઘાડી પાડવાનો જ નહિ પરંતુ સમસ્ત જ્ઞાનભંડારને એકત્ર કરવાનો હતો; અને તે જમાનામાં હાથ લાગી શકે એટલું જ્ઞાન એકત્ર કરી જુદી જુદી વિચારપદ્ધતિઓમાં સત્ય શું છે તે શોધી કાઢવા પ્રયત્નો આદર્યા.

તેની જીવન સમાપ્તિ.

અચાનક જ તે એક યાહુદીના પ્રસંગમાં આવતાં તેને હાથ "કબાલા"ની પ્રત હાથ લાગી. આ પુસ્તકમાં દર્શાવેલી બાબતોનો અભ્યાસ તેણે ઘણી કાળજીપૂર્વક શરૂ કર્યો. આ પુસ્તકમાં તેને જુદી જુદી વિચાર શ્રેણીઓમાં સમાયલું સત્ય જડી આવ્યું હોય એમ લાગ્યું. ત્યાં એશિયાની વિચારમાળા, એલેક-ઝાન્ડરના વખતની પૌરાણિક વાર્તાઓ, ખ્રિસ્તી ધર્મસિદ્ધાન્તો, હિબ્રુ ઇતિહાસતત્વો—એ બધું તે પુસ્તકમાં એવી રીતે ચર્ચવામાં આવ્યું હતું કે પીકોને તો એમજ લાગ્યું કે તે જે શોધી રહ્યો હતો તેની જાણે તે કુંચી જ ન હોય! તેને હવે એમ લાગવા માંડયું કે ગ્રીક લોકોનું વિજ્ઞાન અને ખ્રિસ્તી ધર્મનાં મૂળ તત્વોનું ઐક્ય સમજવું હોય તો તે ફક્ત "કબાલા"ના અભ્યાસથી જ બની શકે. આ બાબત ઉપર તેણે એક પુસ્તક લખી પોતે કરેલી શોધ જાહેરમાં મૂકવાનો નિશ્ચય કર્યો. પરંતુ તે કામ તે હાથ ઉપર લે તે પહેલાં તો તે મરણ પામ્યો અને તેણે કરેલી શોધ

અંધારામાં જ રહી ગઇ. જે દિવસે ચાર્લ્સ આઠમાએ ફ્લોરેન્સમાં પગ મૂકયો તે દિવસે પીકો ડી મીરાન્ડોલા ૩૧ વર્ષની જુવાન વયે મરણ પામ્યો.

લાન્ડીનો.

મેડીસીના મંડળનો જેવો પીકો સૌથી નાનો સભ્ય હતો તેવો જ ક્રિસ્ટોફોરો લાન્ડીનો સૌથી ઘરડો હતો. તેનો જન્મ ફ્લોરેન્સ ખાતે સને ૧૪૨૪માં થયો હતો. અને ઉમરે તે ફ્રીસીનો કરતાં નવ વર્ષ મોટો હતો. લોરેન્ઝો ડી મેડીસીને શિક્ષણ આપવાના કામમાં ફ્રીસીનોનો તે જોડીદાર હતો. સને ૧૪૫૭માં તેને વકતૃત્વ કળા અને કાવ્યનો અધ્યાપક નીમવામાં આવ્યો અને તે જગ્યાએ મરતા સુધી એટલે સને ૧૫૦૪ સુધી, ફ્લોરેન્સમાં લેટિન સાહિત્યના સાક્ષર તરીકે, રહ્યો. જ્યારે ફ્રીસીનો અને પીકોએ ફિલસુફીનો અભ્યાસ કર્યો ત્યારે લાન્ડીનોએ સાહિત્યક્ષેત્રમાં ઝંપલાવ્યું. તેણે હોરેસ અને વર્જીલના ગ્રંથો ટીકાઓ સાથે પ્રસિદ્ધ કર્યા અને “કુદરતના ઇતિહાસો” નો તરજૂમો કર્યો. તેણે લખેલા ગ્રંથોમાં ઈટાલીના કવિઓ માટે તેને ઘણો પક્ષપાત હોય એમ જણાઇ આવે છે. સને ૧૪૬૦માં પેટ્રાર્ચ ઉપર ભાષણો આપવાં શરૂ કર્યાં અને સને ૧૪૮૧માં તેણે દાંતેના ઉપર ટીકાઓ સાથે એક મોટો ગ્રંથ લખી નાખ્યો. જોકે તે દાંતેની વિચાર-શ્રેણીના પક્ષપાતી તરીકે ઘણો જાણીતો છે તે છતાં, ફ્લોરેન્સના તે વખતના માનવજીવનનો ઇતિહાસ જાણવા ઇચ્છનારને તો “કમાલ ડોસે ડીસકશન્સ” માં ઘણો રસ પડશે. આ પુસ્તકમાં તેણે પ્લેટોના કરતાં સીસેરોનું ઘણી સારી રીતે અનુકરણ કરેલું છે. આ સમયે “ટસકલન્સ” તેની દૃષ્ટિ સન્મુખ હોવું જોઇએ એમ માનવાને કારણ મળે છે.

લીઓ બેસીસ્ટા આલ્બર્ટી, જે પ્રખ્યાત શિલ્પકાર તરીકે જાણીતો છે, તેને આ પુસ્તકમાં પ્રાધાન્ય પદ આપવામાં આવેલું છે. એ ઉપરથી જણાઇ આવે છે કે, આ માણસ કે જે ફ્લોરેન્સમાં ભાગ્યે જ વસતો, તેની તરફ લોકોનો પ્રેમ કેટલો બધો હશે તેનું નામ હમેશાં લીનાર્ડોડા વીન્સીના નામ સાથે જોડાયલું રહેશે; જો કે લીનાર્ડો નસીબદાર હોઇ તેની પ્રતિભા, આલ્બર્ટીની કીર્તિને ઢાંકી દે છે તોપણ બે એક જ પ્રકારની વ્યક્તિઓ હતી એની ના કહી શકાય એમ નથી. શિક્ષણના પુનરાવર્તનના જમાનામાં સર્વગ્રાહી અને બુદ્ધિશાળી મનુષ્યોના નમૂના તરીકે આલ્બર્ટી એક હતો. જન્મથી જ તેનું શરીર મજબૂત હતું અને મન ચપળ હતું; અને સાથે તેની બુદ્ધિ પણ ઘણી તીક્ષ્ણ હતી. પ્રત્યેક જ્ઞાનવિભાગમાં તે સહેલાઇથી માથું મારી શકતો અને તેમાં કળાકાર તરીકે તો તે એક્કો જ હતો. જ્યારે તે ફક્ત વીસ વર્ષનો હતો ત્યારે તેણે ફીલોડો કસીયસ નામનું મનોરંજક નાટક લખ્યું હતું. જે જૂના સાહિત્યમાં ખપી જઇ, સને ૧૫૮૮માં લેપીડસ કોમીકસની કૃતિ તરીકે આલ્ડીના હાથે પ્રસિદ્ધિમાં આવ્યું. સંગીતનો તેને સંપૂર્ણ અભ્યાસ ન હોવા છતાં, તે ઘણું સારી રીતે સમજી શકતો અને તે જે પદો બનાવતો તે સંગીત પરીક્ષકોની પણ પસંદગી મેળવતાં. તે ચિત્રો ચિતરતો એટલું જ નહિ પરંતુ ચિત્રકળા ઉપર ત્રણ પુસ્તકો પણ તેણે લખ્યાં હતાં. જાતે શિલ્પકાર હતો એટલું જ નહિ પરંતુ તે વિષય ઉપર તેણે દસ પુસ્તકો પ્રસિદ્ધ કર્યાં હતાં. તેણે દોરેલાં ચિત્રો પૈકી આજે એક પણ અસ્તિત્વમાં નથી. પરંતુ શિલ્પકાર તરીકે આગળ ઉપર તેનો વધુ ઉલ્લેખ કરવો પડશે.

લીઓ બેસીસ્ટા આલ્બર્ટી.

ફ્લોરેન્સના સાક્ષરસમાજનું છાયાચિત્ર પૂરું કરવા માટે બીજા બે માણસો—કે જેમને મેડીસીએ નીચેથી ઊંચે ચડાવ્યા હતા, તેમનો ઉલ્લેખ કરવો પડશે. સામાન્ય આટા-

સ્કાલા.

ચક્કી ચલાવનારનો પુત્ર, બાર્તોલોમીઓ સ્કાલા, જે આગળ ઉપર ફ્લોરેન્સના મુખ્ય મંત્રીપદ ઉપર આવ્યો, તે લખે છે કે-"મેં ફ્લોરેન્સમાં પગ મૂકયો ત્યારે હું કેવળ નીચા કુળનો, નિર્ધન, સગાંવહાલાં કે વગસગ વગરનો હતો. ફ્લોરેન્સના પિતા કોસીમોએ મને પોતાના કુટુંબમાં દાખલ કરી ઊંચી પદ્વીએ ચડાવ્યો." ફ્લોરેન્સના મુખ્ય મંત્રીપદની જાહોજલાલી, બ્રુની, આરેટીનો અને પોઝીઓના જમાના પછી ઘણી ઘટી ગઇ હતી. વિદ્વત્તાની દૃષ્ટિએ પણ સ્કાલાની તેઓની સાથે સરખામણી થઇ શકે એમ નથી. લેટિન ભાષામાં ધાર્મિક લડાઇ ઉપર જે પુસ્તક લખ્યું છે તે કદમાં મોટું હોવા છતાં સાહિત્યની દૃષ્ટિએ તેનું સ્થાન ઘણું ગૌણ છે. અને તે એટલે સુધી કે જો ટેસોએ પોતાના પૌરાણિક કાવ્યમાં તેનો ઉલ્લેખ કર્યો ન હોત તો આજે તે કયારનુંયે વિસારે પડયું હોત. સત્તા અને પૈસા મળવાથી તે ઘણો ઉન્મત્ત બન્યો અને મહાન પોલીઝીઆનો સાથે પણ સરસાઇ કરવા લાગ્યો.

એન્જેલો પોલીઝીયાનો, જેનું નામ આપણને આગળ ઉપર જાણીતું થઇ ગયું છે તે સને ૧૫૫૪માં જન્મ્યો હતો. એનું નામ, જે ઇટાલીના સાહિત્યમાં ઘણું જાણીતું છે, તે મોન્ટો

પોલીઝીયાનો.

પલ્સીયાનો—તેની જન્મભૂમિ—ઉપરથી પડયું છે. પોલીઝીયા-નોનો બાપ, બેનેડીટ્ટો આંબ્રોજીની, જોકે ગરીબ હતો છતાં જાણીતો હતો. તેના દુશ્મનોની દુશ્મનાવટનો ભોગ થઇ પડતાં, તે પોતાની પાછળ પાંચ નાનાં બાળકો અને વિધવાને મૂકી મર-

ણુને શરણ થયો. આજ કારણુને લઇને પોલ્ઝીયાનોનું બાળ-જીવન આપણુને ઘણું અજાણ્યું છે અને તેથી જ તેની અટકની બાબત મતભેદો પડ્યા છે, જ્યારે તે માત્ર દશ વર્ષનો હતો ત્યારે તે ફ્લોરેન્સના મહાવિદ્યાલયમાં દાખલ થયો જ્યાં તેણે ફ્રીસીનો અને લાન્ડીનોના હાથ નીચે વિદ્યાભ્યાસ કરવાની તક મળી. તેનું બુદ્ધિચાતુર્ય તેની નાની વયમાંથી જ જણાવા લાગ્યું. તેણે શરૂઆતમાં લેટિન ભાષામાં લખેલાં કાવ્યો અને ગ્રીક ભાષામાં લખેલા ટુચકાઓ, તેમજ સને ૧૪૭૦ માં હોમરના ગ્રંથોનો લેટિનમાં તરજૂમો કરવાનું કામ–જે આરેટીનોએ માથે લીધું હતું તે–હાથ ઉપર લીધું હતું; એ તેના બુદ્ધિકૌશલ્યની શાક્ષી પૂરે છે.

પોલીઝીયાનોની વિદ્વત્તા.

એરેટીનોએ હોમરના ગ્રંથોનો તરજૂમો કરવાનું કામ માથે લીધું ત્યારે સાહિત્યક્ષેત્રમાં ઘણી ઉહાપોહ થઇ હતી અને જ્યારે તે કામ પાંચમા પુસ્તકથી આગળ ન વધ્યું ત્યારે લોકોની નજર પોલીઝીયાનો તરફ વળી. લોરેન્ઝોના ધ્યાન ઉપર પોલીઝીયાનોને લાવવાનું માન ઘણું કરીને ફ્રીસીનોને ઘટે છે. લોરેન્ઝોએ તેને પોતાના કુટુંબમાં જુવાન વિદ્યાર્થી તરીકે દાખલ કર્યો અને તેનું ભવિષ્ય સુધારવાનું માથે લીધું. પોલીઝીયાનો ૩૦ વર્ષનો થયો ત્યારે ગ્રીક અને લેટિન સાહિત્યના અધ્યાપક તરીકે ફ્લોરેન્સના મહાવિદ્યાલયમાં કામ કરતો હતો અને વધારામાં લોરેન્ઝોના બાળકોને શિક્ષણ આપવાનું કામ પણ તેને સોંપવામાં આવ્યું હતું. જો લોરેન્ઝોએ રાજ્યદ્વારી ક્ષેત્રમાં ખ્યાતિ મેળવી હતી તો પોલીઝીયાનોની નામના સાહિત્ય ક્ષેત્રમાં કાંઇ જેવી તેવી નહોતી, લેટિન ભાષા ઉપરનો કાબૂ ધરાવવામાં ભાગ્યે જ કોઇ ઈટાલીયન તેની જોડે સરસાઇ કરી શકે. તેવીજ

રીતે ગ્રીક ભાષાનું તેનું જ્ઞાન સર્વોત્તમ હતું અને ગ્રીક ભાષામાંથી લેટિન ભાષામાં તરજૂમો કરવાના કામમાં તે એક્કો ગણાતો.

પોલીઝીયનોની ખામીઓ.

રોમન સાહિત્યનો જુસ્સો પોલીઝીયાનોમાં તાદાત્મ્ય પામ્યો હતો. લેટિન ભાષા જાણે જીવતી ભાષા ન હોય તેમ તે ઘણી સહેલાઇથી લખતો. તેને સીસેરોનાં વાક્યો ચોરવાની કે લીવીના ગ્રંથોમાંથી ઉતારા કરવાની જરૂર પડતી નહિ. તેને પોતાનામાં સંપૂર્ણ આત્મશ્રદ્ધા હતી તોપણ એટલું તો કહેવું જ પડશે કે તેનાં લખાણોમાં ઘણી ખામીઓ નજરે પડતી, તેને જૂના અને બિનજરૂરી શબ્દો વાપરવાનો ઘણો શોખ હતો અને તેનાં વાક્યો લાંબાં અને અસંબદ્ધ લાગતાં, તેમ તેના લખાણનું વહેણ અસ્ખલિત રહી શકતું નહિ. જોરદાર ભાષા લખવા જતાં તેમાં તીખાશ આવી જતી અને તેનાં વર્ણનો સરળ અને ભાવનામય હોવાને બદલે બરડ અને ગુંચવાડાભર્યાં લાગતાં. ભાષાશુદ્ધિની બાબતમાં આધુનિક જમાનાના લેખકોની તે બરોબરી તો કરી શકે જ નહિ, આમ છતાં એટલું કહ્યા વગર તો નહિ જ ચાલે કે તે જૂના સાહિત્યને નવા સાહિત્યના રૂપાન્તર કરનાર તરીકે તેનું સ્થાન સાહિત્યક્ષેત્રમાં અનેરું રહેશે.

અધ્યાપક તરિકે.

અધ્યાપક તરીકે પોલીઝીયાનોએ ઘણી સારી નામના મેળવી હતી. યુરોપના નામાંકિત વિદ્વાનો પૈકી ઘણા તેના શિષ્યો હતા. ઈટાલિયનોને બાજુ ઉપર મૂકીએ તોપણ, રીશલીન, ગ્રોસીન, લીનેકર, અને પોર્ટુગીસ ટીસીરાસ–જેવા વિદ્વાનો ફ્લોરેન્સમાંથી જ જ્ઞાનભંડારની સાહિતિ લઇ ગયા હતા. પોલીઝીયાનો અધ્યાપક તરીકે શરૂઆતમાં કાંઇ છાપ પાડી શક્યો નહોતો. દેખાવે તે જરા બેડોળ હતો; આંખે જરા બાડો હતો અને તેનું નાક

ભજીયા જેવું મોટું હતું. આથી જોનારને એમ લાગતું કે અધ્યાપક કરતાં એકાંતવાસી લેખક તરીકે તે વધારે સારી છાપ પાડી શકત. પરંતુ જ્યાં તેણે એક વાર ભાષણો આપવાં શરૂ કર્યાં. એટલે તેની શારીરિક ખોડો પ્રમાણમાં નાની જણાવા લાગી. તેનો સ્વર મધુર અને પ્રભાવશાળી હતો જેથી તેને સાંભળવા આવેલા ભાગ્યે જ પોતાની જગ્યા છોડીને બીજે જવા લલચાતા. અને તે એટલા બધા તન્મય થઈ જતા કે તે કદરૂપો છે એ વાત પણ ભૂલી જતા. તેના વચનામૃતનું ઘણી જ ઉત્સુકતાથી પાન કરતા. પોલીઝીઆનો જ્યારે મહાન લેખકોના ગ્રંથો સમજાવવા બેસતો ત્યારે તેના શિષ્યોને તેમાં સમાયલી ખૂબીઓ આપોઆપ નજર આગળ ખડી થઇ જતી અને જાણે સમસ્ત જ્ઞાનભંડાર તેમની નજર આગળ ઠાલવી દીધો ન હોય એમ તેમને લાગતું.

લોરેન્ઝો ડી મેડીસી પ્રત્યેની તેની લાગણી.

તેના ભાષણોની વસ્તુ બાબત વધારે વિવેચન કર્યા વગર આ વિલક્ષણ અધ્યાપકની ખાસ ખુબીઓ દર્શાવી આપણે હવે આ છાયાચિત્રની સમાપ્તિ કરીશું. પોલીઝીયાનો આટલો બધો વિદ્વાન છતાં તેનામાં સ્વમાનની લાગણી નહોતી. તે લોરેન્ઝોની પુષ્કળ ખુશામત કરતો અને તેની પાસે વારંવાર જે રીતે ઇનામ અકરામ માટે માગણીઓ કરતો તે જોઈને ગમે તેને પણ તિરસ્કાર છૂટયા વગર રહે નહિ. એના જેવો સાક્ષર પોતાની શક્તિઓ સમજવા છતાં પોતાના પાલકની અણછાજતી રીતે ખુશામત કરી વખાણ કરે, પૈસા માટે વારંવાર માગણી કરે, અને પોતાની વિદ્વત્તાનું વેચાણ કરે—એ પંદરમા સૈકામાં ઘણી શરમની વાત ગણાતી. લોરેન્ઝોને સાક્ષર તરીકે સૌથી ઉંચું સ્થાન આપવું એ કેવળ પક્ષપાત જ ગણાય. જોકે તેણે કરેલા ઉપકારોથી પ્રેરાઇ તેનાં વખાણ કરવા એ

સ્વાભાવિક ગણાય. પોલીઝીયાનો જે લોરેન્ઝોની મરણપથારીએ હાજર હતો, તેણે તે વખતના દૃશ્યનું પત્રદ્વારા આન્ટીકવેરીને વર્ણન કર્યું છે તે ઉપરથી જણાય છે કે લોરેન્ઝોને માટે તેણે ઘણી જ લાગણી હતી. અને તેણે લોરેન્ઝો ઉપર તેના મરણ પછી લખેલી અધૂરી કવિતા જોતાં તો ખાત્રી થાય છે કે તેનો સ્નેહ કેવળ સ્વાર્થી નહોતો.

**પોલીઝીયાનોનું મરણ.**

લોરેન્ઝોના મરણ બાદ બે વર્ષે પોલીઝીયાનો મરણ પામ્યો. પીયાગનોનીની દૃષ્ટિમાં તે અપમાનિત ન બન્યો હતો. અને તેની તરફ સૌ કોઇ વહેમની નજરે જોતું. આપણે આગળ જોઇ ગયા તેમ, સાવનરોલાએ, લોરેન્ઝોની કારકિર્દી દરમ્યાન જે મોજશોખનાં સાધનો હતાં તે દૂર કર્યાં. હવે વિદ્વાનોની ચર્ચાઓને બદલે સાધુઓની ભયંકર ભવિષ્યવાણીઓ સંભળાવા લાગી. પોલીઝીયાનોની સ્થિતિ આથી વધારે કફોડી બની અને લોરેન્ઝો જેવું શિરછત્ર જતાં તે લખે છે—" જો મારા મગજમાં પાણીનો અખૂટ ઝરો હોય અને મારી આંખો આંસુના ફુવારા હોય તો, રાત ને દિવસ હું રડયા જ કરું. મારા જેવી સ્થિતિ ધણી વગરના માદા કબૂતરની છે. મરણઆરે પડેલો હંસ પણ આ જ રોદડાં રડે છે; અને મધુર કોયલનો રમ્ય સ્વર આર્તનાદમાં ફેરવાઇ ગયો છે. " ઇશ્વરની મહેરબાની કે જે વર્ષમાં તેનો મિત્ર પીકો ડેલા મીરાન્ડોલા મરણ પામ્યો તે જ વર્ષમાં અને સાવનરોલાએ ભવિષ્ય ભાખ્યા પ્રમાણે ફ્લોરેન્સ શહેર ઉપર જે ભયાનક આપત્તિ આવી પડી તેના ફક્ત થોડા અઠવાડિયા પહેલાં જ પોલીઝીયાનો મરણ પામ્યો.

═══०═══

# પ્રકરણ ૧૦

---

## નેપલ્સ અને નેપલ્સના વિદ્વાનો

ફ્લોરેન્સથી ચાલીને રોમ આવીશું તો જણાશે કે તે વડા ધર્મગુરૂની રાજ્યધાનીમાં કળા અને સાહિત્યની ઝળક નહોતી. ત્યાં જે કોઇ વિદ્વાનો હતા તેઓ બહારથી આવીને વસ્યા હતા; સાહિત્ય અને કળાને મળતાં ઉત્તેજનનો આધાર ખાસ કરીને ધર્મગુરૂઓ ઉપર રહેતો; કોઇ ઉદાર દીલનો વડોધર્મગુરૂ બહોળે હાથે ઉત્તેજન આપતો તો કોઇ મખ્ખીચૂસ અને વહેમી ધર્મગુરૂ તેની દરકાર પણ કરતો નહિ. દાખલા તરીકે પાંચમા નીકોલસે સાહિત્ય અને કળાને ઉત્તેજન આપ્યું તો બીજા પોપે તેની તરફ કડક દૃષ્ટિ રાખી, તો વળી એલેકઝાન્ડરે તેની દરકાર સરખી પણ કરી નહિ પરંતુ આખરે લીઓએ અંગત રસ લઇને તેનો પુનરોદ્ધાર કર્યો. આવી રીતે વિદ્વત્તાને રોમમાં તડકાછાંયડા જોવા પડયા હતા. ઉદાર દીલના વડા ધર્મગુરૂઓના વખતના ઇતિહાસકારો પૈકી ભાગ્યે જ કોઇ રોમન હશે. તેમ તેમના સમયમાં થઇ ગયેલા વિદ્વાનોમાં પણ ખાસ રોમના રહીશો તો થોડા જ હતા. બલ્કે ધર્મગુરૂઓ જ નહિં પરંતુ બીજા ધાર્મિક જાગીરદારો પણ વિદ્વાનોને આશ્રય આપવાનું શીખ્યા નહોતા અને તેથી પરિણામ એ આવ્યું કે રોમને હરહમેશ ભાડુતી વિદ્વાનોની જરૂર પડતી,

આવી પરિસ્થિતિ હોવા છતાં પણ રોમમાં મનુષ્યસ્વભાવ સમજી શકે એવા વિદ્વાનોનો તો હમેશ

રોમમાં વિદ્વાનોની સ્થિતિ ખપ પડતો. જ્યારે ધાર્મિક અંધાધૂંધીના વખતમાં જ્યારે એકસાથે બબે વડા ધર્મગુરૂઓ એકબીજાની સામે પડી પોતપોતાની સત્તા જમાવવા પ્રયત્ન કરતા હતા તે વખતે હોશિયાર લેખકો, અને ચાલાક અને કુશળ વક્તાઓ વગર ચાલી શકે એમ નહોતું કારણકે તેમની લડાઇઓ હથિયારો કરતાં શાબ્દિક વધારે હતી. આવા પ્રકારના વિદ્વાનોનો ઉપયોગ રાજ્યદ્વારી લખાણો, પત્રો, ધાર્મિક ફતવાઓ અને તહનાસાંઓ લખાવવામાં થતો. તેઓની કિંમત તેમની જોરદાર અને તીખી કલમ ઉપર વધારે અંકાતી; રાજ્યના કાગળો તેમને હાથે તૈયાર કરાવવામાં આવતા; વડાધર્મગુરૂઓની આસપાસ વકીલ; પ્રતિનિધિ, એલચી અને ખાનગી કારભારીઓની જગ્યાઓ માટે લોકો ટોળે વિંટાતા. આથી જેઓ બુદ્ધિશાળી અને કાબેલ હતા, જેઓની કલમ જોરદાર હતી; જેઓ તે જમાનાની આંટીઘૂંટીથી વાકેફગાર થયા હતા; અને જેઓ વક્તૃત્વ કળામાં કુશળ હોઇ વાદવિવાદમાં પોતાનો ધાર્યો કક્કો ખરો કરાવી શકતા, તેઓને માટે રોમ ઘણું ઉત્તમ સ્થાન હતું. આવા લોકો બહારથી આવીને રોમમાં ભેગા મળ્યા હતા. આ લોકોએ પોતાની સત્તા એવી તો સરસ જમાવી હતી કે તેઓ ત્યાંના અમીરઉમરાવો સાથે પણ હરીફાઇમાં ઉતરતા; તેઓ સાધુઓ અને ધર્મગુરૂઓથી પણ જુદા પડતા અને જોકે તેઓ શ્રદ્ધાળુ નહોતા તોપણ તેઓ ઘણી સહેલાઇથી અમીરઉમરાવો અને ધર્મગુરૂઓમાં ભળી શકતા અને ત્યાં કેવળ પોતાના બુદ્ધિચાતુર્યથી જ પોતાની સત્તા ટકાવી રાખતા.

ફ્લોરેન્સની રોમમાં ચાલતી લાગવગનું કારણ.

રોમમાં બહારથી આવેલા વિદ્વાનો પૈકી ઘણાખરા તો ફ્લોરેન્સવાસીઓ હતા. આ શરૂઆત તો સને ૧૪૦૨માં, જ્યારથી વડાધર્મગુરુ બોનીફીસ નવમાએ પોગીઓની ધાર્મિક મંત્રી તરીકે નિમણૂક કરી ત્યારથી થઈ. આ જગ્યા ઉપર તે ૫૦ વર્ષ સુધી રહ્યો. સને ૧૪૦૫માં લીનાર્ડો બ્રુનીને ઈનોસન્ટ સાતમાએ તેવી જ જગ્યા ઉપર નીમ્યો. આ માણસો ઘણા બુદ્ધિશાળી હોઇ, તેમનો બીજા વિદ્વાનોને ઘણો સારો ટેકો મળ્યો. અને તેમની સત્તા એટલી બધી વધી કે રોમની ધાર્મિક સમાજ તેમની જ નજરે જોવા લાગી. જ્યારે માર્ટીન પાંચમો વડા ધર્મગુરુની જગ્યાએ હતો અને જ્યારે ધાર્મિક સમાજને ફ્લોરેન્સમાં દેશવટો લેવો પડ્યો હતો, તે વખતે ફ્લોરેન્સની લાગવગને રોમમાં વધારે જોર મળ્યું. પંદરમા સૈકાની શરૂઆતના સમયમાં જે ધાર્મિક અંધાધૂંધી પ્રવર્તિ હતી તે વખતે વડા ધર્મગુરુની ગાદી ઉપર ઇટાલીયનોએ સત્તા જમાવવામાં બાકી રાખી નહોતી; તેમાં વળી ફ્લોરેન્સમાંથી જ માર્ટીન પાંચમો, ઇજેનીયસ ચોથો અને નિકોલસ પાંચમો—એમ એક પછી એક વડા ધર્મગુરુની ગાદીએ આવ્યા એટલે તો તે સત્તા મજબૂત ઘર કરી બેઠી.

ઇજેનીયસ ચોથો.

ઇજેનીયસ સારા વેનીશીયન કુટુંબમાં જન્મ્યો હતો અને વારસામાં તેના બાપ તરફથી ઘણી સારી દોલત મળી હતી. સને ૧૪૩૧માં તે વડો ધર્મગુરુ બન્યો, પરંતુ તે વખતના અંધાધૂંધીના સમયમાં તેને પોતાનો મહેલ છોડી, વેશબદલો કરી ઓસ્ટ્રીયા નાસી જવું પડ્યું હતું. તેણે પોતાની જિંદગીનો મોટો ભાગ ટસ્કનીમાં ગાળ્યો હતો, અને જોકે તેને વિદ્વત્તાનો

બહુ શોખ નહોતો તે છતાં પણ તેણે વિદ્વાનોને ઉત્તેજન આપવા માટે સારી સખાવતો કરી હતી. ગીઓવાની આઉરીસ્પાને તેણે પોતાનો કારભારી નીમ્યો હતો. અને ગ્રીક રોમન ધર્મસંસ્થાઓ વચ્ચે ચાલતા વાદવિવાદ વખતે તેને દુભાષિયાનું કામ સોપ્યું હતું આરેટીનો જેવા નાસ્તિકને પણ વડા ધર્મગુરુના મંત્રીની જગ્યા મળી હતી, જ્યારે ફીલેલફો અને ડીસેંબ્રીઓ, જેઓ મીલનના દરબારના આભૂષણરૂપ હતા, તેમને પણ ઇજેનીયસે મોટી મોટી આશાઓ આપી બોલાવ્યા હતા.

આ લોકો કરતાં પણ તે વખતના જાણીતા સાક્ષરો પૈકી કવિ સાફીઓ બેગીઓ અને પ્રખર વિદ્વાન ફ્લેવીઓ બીઆન્ડો વડા ધર્મગુરૂના દરબારના વધારે ગાઢા સંબંધમાં આવ્યા હતા. જો કે બીઆન્ડોનું ભાષાનું જ્ઞાન ઘણું થોડું હતું અને તેની લેખનપદ્ધતિમાં કાંઇ વિશેષતા નહોતી તોપણ તેની ઉચ્ચ પ્રતિની વિદ્વત્તાને લઇને ઇટાલીના સાક્ષરોમાં તેનું સ્થાન ઘણું ઊંચુ હતું. ઇટાલીના જૂના અને પુરાણા સાહિત્યની ખુબીઓ બતાવવાને માટે તેણે ઐતિહાસિક, ભૌતિક અને શિલ્પી બાબતો ઉપર ગ્રંથમાળા લખવાની શરૂઆત કરી હતી. બીઆન્ડોના ઐતિહાસિક લખાણોની કિંમત આંકતાં પહેલાં, એટલુ ધ્યાનમાં રાખવાનું છે કે, તેણે કેટલી શોધખોળોને આધારભૂત થાય એવાં પુસ્તકો તે વખતે તેને મળી શકયાં નહોતાં. જ્યારે તેણે રોમન સામ્રાજ્યની પડતીનો ઇતિહાસ લખ્યો ત્યારે લખાણપદ્ધતિની સુંદરતા અને ગ્રીક સાહિત્યમાં થતી શોધખોળ ઉપરની ચર્ચા સિવાય તે જમાનામાં, સાક્ષરોનું બીજી દિશામાં ધ્યાન ખેંચાયું નહોતું—એ જોતાં તેની કૃતિને માટે આપણને માન ઉપજ્યા વગર રહેતું નથી આમ છતાં તેના જીવતાં તેના તે પુસ્તકની જોઇએ તેવી યોગ્ય કિંમત

ફ્લેવીઓ બીઆન્ડો.

તો ન જ અંકાઇ. જોકે એક પછી એક એમ ચાર વડાધર્મ-ગુરૂઓના મંત્રીની જગ્યા તેણે સાચવી હતી તે છતાં તેના પરણ-વાથી ધાર્મિક સંસ્થામાં તેનો પગપેસારો બંધ થયો. નિકોલસ પાંચમા કરતાં ઇજેનીયસ આવા પ્રકારના માણસની કિંમત વધારે સારી રીતે આંકી શકતો. કારણકે નિકોલસમાં ખરી રસિકતાને બદલે રસિકતાનો દંભ વધારે હતો.

નિકોલસ પાંચમો.

શિક્ષણના પુનરાવર્તનના યુગમાં, આપણે જોઇ ગયા તેમ, સાક્ષરોને તેમની વિદ્વત્તા માટે માન અને પૈસા બન્ને મળતાં. નિકોલસ પાંચમાનું જીવનવૃત્તાંત તપાસીશું તો ઉપરોક્ત બાબતની સત્યતા વધારે સારી રીતે દેખાઈ આવશે. નિકોલસ પાંચમાની નામના રોમના તારણહાર તરીકે ઘણી છે. ટોમાસો પારેન્ટુસેલીનો જન્મ પીઝા ખાતે સને ૧૩૯૮માં થયો હતો. જ્યારે તે માત્ર બાળક જ હતો, તે વખતે તેનાં માબાપ ગરીબ હોવા છતાં રાજ્યદ્વારી ક્ષેત્રમાં કોઇ રીતે નડતર ન હોવા છતાં, તેમને સારઝાના ખાતે દેશવટો આપવામાં આવ્યો હતો અને જ્યારે તે નવ વર્ષનો થયો ત્યારે તેણે પોતાનો બાપ તે સ્થળે ગુમાવ્યો.

તેનું શરૂઆતનું જીવન.

યુવાન ટોમાસો બોલોગ્નાના મહાવિદ્યાલયમાં શિક્ષણ લેવા મોકલવા જેટલા પૈસા મળી આવ્યા છતાં છ વર્ષો ગરીબાઇમાં પસાર કર્યા બાદ, તે નોકરીની શોધમાં ફ્લોરેન્સ ખાતે આવી ચડયો. અહીં તેણે કંઇક નામના મેળવી હશે, કારણ કે રીગલ્ડો ડેલ્ગી આલ્બીઝીએ પોતાના બાળકોને શિક્ષણ આપવા માટે એક વર્ષને માટે તેની નિમણુક કરી; અને તે પછી તેને

પાલા ડેલ્ગી સ્ટ્રોઝીને ત્યાં તેવા જ પ્રકારની નોકરી મળી. આ રીતે પૈસા ભેગા કરી, તે બોલોગ્ના ખાતે પોતાનો અધૂરો મૂકેલો અભ્યાસ પૂરો કરવા માટે ગયો અને ત્યાં તેણે ફક્ત તેણે ૨૨ વર્ષની વયે ધર્મશાસ્ત્રના સ્નાતક તરીકેની ઉપાધી મેળવી. હવે તેણે જીવનરૂપી મહાસાગરમાં પૂરેપૂરી રીતે ઝંપલાવ્યું. બોલોગ્ના ખાતે મળેલા શિક્ષણને લઇને ધર્મસંસ્થામાં સારી નોકરી મળી. અને તેમાં તેને ફ્લોરેન્સનો અને ત્યાંના વિદ્વાનોનો બે વર્ષનો મળેલો અનુભવ પણ કામમાં લાગ્યો. બોલોગ્નાનો વડો પાદરી, નીકોલો ડેલ્ગી આલ્બગાટી તેનો હિતેચ્છુ બન્યો અને પોતાના ઘરખટલાનો તેને કારભારી બનાવ્યો. આલ્બગાર્ટ, ઇજેનીયસ ચોથાના વખતમાં વડા પાદરીનું પદ ભોગવતો હતો. તે માણસ બુદ્ધિશાળી હોઇ તે જમાનાની ચળવળથી સંપૂર્ણ રીતે માહિતગાર હતો. જ્યારે તે વડાધર્મગુરુના દરબારની સાથે ફ્લોરેન્સ ગયો ત્યારે તેની જોડે ટોમાસો પણ ત્યાં ગયો. અહીં તેને જિંદગીમાં આગળ વધવાની ઘણી સારી તક મળી આવી. થોડા વખતમાં તેને કોસીમો ડી મેડીસીનું ઓળખાણ થયું અને વખત જતાં એક પણ વિદ્વાનોની સભા એવી નહોતી કે જ્યાં ટોમાસોની હાજરી ન હોય.

ટોમાસો વડા ધર્મગુરુની જગ્યાએ.

સને ૧૪૪૩માં આલ્બરગાટીના મરણ પછી બોલોગ્નાના પાદરીની જગ્યાએ ઇજેનીયસે ટોમાસોની નીમણૂક કરી, અને થોડા મહિનામાં તે જગ્યાનો વડો પાદરી બનાવ્યો. અને સને ૧૪૪૭માં તેને રોમના વડા ધર્મગુરુ તરીકે ચૂંટી કહાડવામાં આવ્યો. કેવળ ગરીબીમાંથી ખ્રિસ્તી ધર્મસમાજમાં ઊંચામાં ઊંચા સ્થાને આટલી ઝડપથી ચડવાના ઇતિહાસમાં ભાગ્યે જ આવો દાખલો બન્યો હશે. તે જમાનામાં જે અજબ પ્રકારની ખટપટો ચાલતી હતી તે જોતાં આ નાના,

કદરૂપા, તેજસ્વી આંખોવાળા અને ચાલાક સાક્ષરને સેંટ પીટરની ગાદી મળી, એ ઘણી અજાયબ થવા જેવી બાબત છે.

વિદ્વાનોમાં ફેલાયલો સંતોષ.

વિદ્વાનોને પોતાના પૈકી એકને વડા ધર્મગુરુની ગાદી મળી તેથી કેટલો હર્ષ થયો હશે તે આથી સહજ સમજી શકાય એમ છે. તેમ તેમણે જે જે સોનેરી આશાઓ તેનામાં રાખી હતી, તે નિષ્ફળ પણ નીવડી નહોતી. જો નિકોલસ પાંચમાએ રોમન સાહિત્યના ઉત્કર્ષને માટે કંઈ પણ કર્યું હોય તો તે વડા ધર્મગુરુનું મહાન પુસ્તકાલય છે. આ પુસ્તકાલય પાછળ ૪૦,૦૦૦ સ્કુડીનો ખર્ચ થયો હતો અને તેમાં ૫૦૦૦ પુસ્તકો એકત્ર કરવામાં આવ્યાં હતાં.

વિદ્વાનોને છૂટે હાથે મદદ.

ગ્રીક ભાષામાંથી લેટિન ભાષામાં પુસ્તકોનો તરજૂમો કરવા માટે નીકોલસ વિદ્વાનોને બહોળે હાથે પૈસા આપતો હોવાથી, ઇટાલીના બધા વિદ્વાનોની નજર તેના તરફ વળી હતી. કેટલાક વિદ્વાનો તો તેના દરબારમાં હરહમેશ હાજરી આપવા લાગ્યા અને રોમ ખાતે રહેવાનું શરૂ કર્યું. આવા વિદ્વાનો પૈકી લોરેન્ઝોનું નામ ખાસ ધ્યાનમાં રાખવા જેવું છે. સને ૧૪૪૭ માં તેને પાઠકજીની જગ્યા આપવામાં આવી હતી અને તેણે સને ૧૪૫૦માં વકતૃત્વકળા શીખવવા માટે એક વર્ગ ઉઘાડયો. બીજો પીએરો કેન્ડીડો ડીસેંબ્રીઓ જેના વિષે આપણે આગળ ઉપર નેપલ્સ અને મિલનના વિદ્વાનોની બાબતમાં ઉલ્લેખ કરીશું, તેને પણ રોમના દરબારમાં નોકરી આપવામાં આવી હતી. હવે આપણે એક એવી વ્યક્તિ તરફ લક્ષ દોરીશું કે જેની શિક્ષણના પુનરાવર્તન યુગમાં નિકોલસ કરતાં પણ વધુ નામના રહેશે.

પોગીઓ.

જીઆન ફ્રાન્સેસ્કો પોગીઓ બ્રાસીઓલોની સાહિત્યના ઇતિહાસમાં પોગીઓ ફ્લોરેન્ટીનોના નામથી વધારે જાણીતો છે, જો કે તેને ફ્લોરેન્સનું શહેરીપદ તે ઘરડો થયો ત્યારે તેને આપવામાં આવેલું. ફ્લોરેન્ટાઇ કોનટાર્ડોના એક ગામડામાં ટેરાનોવા ખાતે સને ૧૩૮૦માં જન્મ્યો હતો. તેણે મોટે ભાગે ફ્લોરેન્સમાંજ શિક્ષણ લીધું હતું. તેની યુવાનીના વખતમાં તે પોતાનું ગુજરાન ફ્લોરેન્સમાં ચોપડીઓના ઉતારા કરીને કરતો. કોલુશિયો સાલુટાટી અને નિકોલો ડી નિકોલીએ આ યુવાન વિદ્યાર્થીને મદદ આપી અને પરિણામે સને ૧૪૦૨–૦૩માં તેને વડા ધર્મગુરુની કચેરીમાં જગ્યા મળી. જો કે તે પછીનાં ૨૫ વર્ષો પોગીઆએ રોમના ધર્મગુરુની તહેનાતમાં ગાળ્યાં તે છતાં પણ તેણે ધાર્મિક દિક્ષા લેવા ના પાડી હતી અને ઠેઠ સુધી તે સ્વતંત્ર વિચારવાળો રહ્યો હતો. તેની નોકરીને અંગે તેમજ તેના સ્વભાવે કરીને તેને ફરવાનું ઘણું થતું અને તેની મુસાફરીમાંથી જ દુનિયાને જાતજાતના દેશો તથા ત્યાંના રીતરિવાજોના છાયાચિત્રોનો અમૂલ્ય લાભ મળ્યો છે.



# પ્રકરણ ૧૧

## મીલન, માન્ટુઆ અને ફેરેરા

ઇટાલીમાં આવેલાં રાજ્યો એકબીજાથી એવા તો ભિન્ન પ્રકારનાં હતાં કે તે દરેકમાં થએલી સાહિત્ય અને કળાકૌશલ્યની પ્રગતિ એકસરખી નહોતી. દાખલા તરીકે, બે સીસીલીઓમાં લોકોનું વલણ જો કે સાહિત્યના ઉત્કર્ષ તરફ દોરાયું નહોતું તે છતાં ત્યાં ક્ષુલ્લક બાબતો ઉપર ઘણા સારા ગ્રંથો પ્રસિદ્ધિમાં આવ્યા હતા. તે જ પ્રમાણે નેપલ્સમાં પણ સાહિત્યના અમુક જ અંગને પ્રોત્સાહન મળ્યું હતું. આવું કંઇ મીલનમાં બન્યું નહોતું તોપણ છેલ્લા વીસ્કોન્ટી અને પહેલા સ્ફોર્ઝાના વખતમાં, ફીલેલ્ફો મીલનના દરબારમાં રહેતો હોવાથી, સાક્ષરોનું ધ્યાન મીલન તરફ દોરાયું હતું. ફીલીપ્પો મેરીયા વીસ્કોન્ટી, આપણે આગળ જોઇ ગયા તેમ, કોઇપણ આગળ વધેલા દેશને નીચું જોવડાવે એવો જુલ્મી રાજા હતો. તેનું જીવન ઘણું વિચિત્ર પ્રકારનું હતું. જ્યોતિષીઓ, મશ્કરાઓ અને સાધુઓથી વિંટળાઈ, સિપાઇઓના સખત ચોકીપહેરાથી સંરક્ષિત એવા મહાલયોમાં, તે લોકોની દૃષ્ટિથી અળગો જ રહેતો; આથી જે પ્રોત્સાહન સાક્ષરોને નેપલ્સ ખાતે મળતું તેની મીલ્કતમાં આશાસરખી પણ રાખી શકાય એમ નહોતી. એટલે જો મિલનમાં કોઈપણ પ્રકારની પ્રગતિ સાહિત્યક્ષેત્રમાં થઈ હોય તો તે ત્યાંના રાજાને કે રાજદરબારીઓને આભારી નહોતી જ. મિલનમાં જે કોઇ ધ્યાન ખેંચે એવા સાક્ષરો

હતા તે તો બહારથી સારા પગારની આશાએ લોમ્બાર્ડીમાં આવેલા વિદ્યાર્થીઓ હતા.

ડીસેંબ્રીઓ.

મીએરો કેન્ડીડો ડીસેમ્બ્રીઓએ મિલનમાં પોતાની જિંદગીની શરૂઆત ફીલીપ્પો મેરીયાના મંત્રી (Secretary) તરીકે કરી. એક જુલ્મગાર કેવા પ્રકારનો હોય તેનું આબેહૂબ છાયાચિત્ર દોરવા માટે ઇટાલીના ઇતિહાસમાં ડીસેંબ્રીઓ સૌ કોઇનું ધ્યાન ખેંચે છે. તેણે તેના નાનામાં નાના દોષો અને ખરાબમાં ખરાબ ટેવોનું ઘણું સારૂં વર્ણન કરેલું છે. તેણે લખેલાં પુસ્તકોની સંખ્યા જો સેંટ એંબ્રોઝીઓમાં ચોડેલી તકતી વિશ્વસનીય માનીએ તો, તે સને ૧૪૭૭માં મરણ પામ્યો તે વખતે, ૧૨૭ની હતી. આ બધાંયે પુસ્તકોમાં ફીલીપ્પો મેરીયાનું જીવનચરિત્ર સાહિત્યક્ષેત્રમાં તેનું નામ રાખવાને માટે બસ છે.

ફીલેલ્ફો.

એરકોનાના પરગણામાં ટોરેન્ટો ખાતે સને ૧૩૯૮માં ફ્રાંસીસ્કો ફીલેલ્ફોનો જન્મ થયો હતો. તેણે વ્યાકરણ, વકતૃત્વ કળા, અને લેટિન સાહિત્યનો પાડુઆ ખાતે અભ્યાસ કર્યો હતો અને અરાઢ વર્ષની કાચી વયે અભ્યાસ થતાં, તેને અધ્યાપકની જગ્યાએ નીમવામાં આવ્યો હતો. સને ૧૪૧૭માં વેનીસ ખાતે વકતૃત્વ કળા અને નૈતિક ફિલસુફીના વિષયો શીખવવા માટે તેને આમંત્રણ મળ્યું હતું. વેનીસ ખાતે તેણે બે વર્ષ ગાળ્યાં અને અહીં તેને ગુરીયાનો ડી વેરોના અને વીટોરીનો ડાફેલ્ટ્રેની સંગતનો લાભ મળ્યો અને તેને લઇને વેનીસના અમીર ઉમરાવોમાં તે ઘણી સારી લગભગ ધરાવતો થયો. તેનો જાહેર રીતે વેનીસના શહેરી તરીકે સ્વીકાર કરવામાં આવ્યો હતો અને ત્યારબાદ તેની

કોન્સ્ટેન્ટીનોપલ ખાતે વેનીસના પ્રતિનિધિ તરીકે નિમણુક કરવામાં આવી. અહીં તેણે મેન્યુઅલના ભાઇ જહોન ક્રિસો લોરસની દેખરેખ નીચે વધુ અભ્યાસની શરૂઆત કરી. શાહી દરબારમાં ક્રિસોલોરસની લાગવગને લઇને ફીલેલ્ફોને જહોન પાલાલોગસનો આશ્રય મળ્યો. આ પ્રમાણે તે યુવાન ઇટાલીયન વિદ્યાર્થી ગ્રીક ભાષા ઉપર સારો કાબૂ મેળવી ઘણી સારી ખ્યાતિ પામ્યો; શાહી દરબારમાં મંત્રી અને સલાહકારની પદ્વિ સુધી પહોંચ્યો અને તેના તે હોદ્દાની રુઇએ શહેનશાહ માટે મહત્વના રાજકીય કાર્યો કરવાની તક મળી.

ફીલેલ્ફોની વિદ્વત્તા.

તેના ગુરુ ક્રિસોલોરસની પુત્રી થીઓડોરા સાથે તેનાં લગ્ન થયા બાદ, તેને વેનીસ ખાતે વકતૃત્વ કળાના અધ્યાપકની જગ્યા મળી એટલે તે પોતાની પત્નિ તથા નાના બાળક સાથે વેનીસના બંદરમાં સને ૧૪૨૭માં દાખલ થયો. જે મુદ્દો સાધવાને માટે તે કોન્સ્ટેન્ટીનોપલ ગયો હતો તે આ પ્રમાણે સધાયો એટલે સાડાસાત વર્ષના લાંબા સમય પછી, ગ્રીક સાહિત્યના જ્ઞાન સાથે વધારે ખ્યાતિ મેળવી, ગ્રીક ભાષામાં લખેલા પુસ્તકોનો ભંડાર લઇને, પોતાના દેશમાં પાછો ફર્યો. તે મગરૂરીથી કહેતો કે એવો સાક્ષર ભાગ્યે જ કોઇ હશે કે જેણે ગ્રીક અને લેટિન—એમ બન્ને ભાષાઓના જૂના સમસ્ત સાહિત્યનો અભ્યાસ કર્યો હોય. સીસેરોનું ગદ્ય, હોરેસ અને વર્જીલનું પદ્ય, અને હોમર અને ઝેનોફોનના સાહિત્યનો પ્રખર અભ્યાસી ભાગ્યે જ તેના જેવો બીજો હશે. તેની વિદ્વતાની પરીક્ષા ઘણીજ ઝીણવટથી કરવામાં આવે તોપણ, એટલું તો કહેવું જ પડશે કે તેના જમાનામાં, ફીલેલ્ફો સર્વમાન્ય અને અગ્રગણ્ય સાક્ષર હતો.

વેનીસ ખાતે તેણે ધાર્યું હતું અગર જેને માટે તે લલચાયો હતો તેવું માન તેને મળ્યું નહિ.

ફીલેલ્ફો રખડપટ્ટી.

જ્યારે તે વેનીસમાં દાખલ થયો ત્યારે શહેરમાં પ્લેગ ચાલતો હતો; અમીર-ઉમરાવો શહેર બહાર પોતાના મહાલયોમાં રહેવા ગયા હતા. એટલે તેનાં ભાષણો સાંભળનાર કોઇ જ નહોતું. આથી તેણે બોલોગ્ના ખાતે સને ૧૪૨૮ની શરૂઆતમાં વકતૃત્વ કળા અને નૈતિક ફિલસુફીના અધ્યાપકની જગ્યાનો સ્વીકાર કર્યો અને તરત જ તે ત્યાં રહેવા ગયો. ત્યાં પણ શહેરમાં ચાલતી અંધા-ધૂંધીના પરિણામે, વધારે વખત રહેવાનું તેના નસીબમાં નહોતું, કારણ કે શિક્ષણ આપવાનું કામ ઘણું મુસીબતભર્યું થઇ પડયું હતું. એટલે ફ્લોરેન્સ ખાતેથી તેની માગણી આવતાં, પોતાના કુટુંબસહ એપીનાઇનની ટેકરીઓ ઓળંગી તે ફ્લોરેન્સ ગયો.

ફ્લોરેન્સમાં.

શરૂઆતમાં જ્યાંસુધી ફીલેલ્ફોને મેડીસી પક્ષ સાથે અણ-બનાવ અને વૈર બંધાવવાનો પ્રસંગ ઊભો ન થયો ત્યાંસુધી તો વિદ્વાનોના સહવાસમાં અને વિશ્વવિદ્યાલય તરફથી સોંપાતાં કામોમાં, તેના દિવસો ઘણા આનંદમાં પસાર થતા હતા. પરંતુ આ દિવસો બહુ લાંબો વખત ટકી શકયા નહિ. વાદવિવાદના પરિણામે તેને ફ્લોરેન્સના વિદ્વાનો સાથે ઝઘડામાં ઊતરવું પડયું. તેનું તોછડાપણું, અક્ષમ્ય નીચતા અને જાહેરમાં મીથ્યાભિમાનને લઇને, જે માણસોએ શરૂઆતમાં તેને આશ્ચય આપ્યો હતો તેઓ જ તેના કટ્ટા વિરોધી અને દુશ્મન બન્યા. નીકોલો ડી નીકોલી, જે તેજ દ્વેષી અને તીખો હતો, તેની સાથે જ તેને પહેલવહેલી તકરારનો પ્રસંગ ઊભો થયો. તે પછી કાર્લો આરેટીનો અને આમ્બ્રોઝીઓ ત્રાવેરસારીની સાથે

ઝઘડો થયો. અને વાત વધી જતાં આખોએ મેડીસી પક્ષ તેની વિરૂદ્ધ થયો. ફીલેલ્ફો આથી કાંઇ ગાંજ્યો જાય એમ નહોતો. તેણે ટીકાઓ કે ટાણાઓ મારવામાં જરા પણ બાકી રાખી નહિ. અને રાજકીય અંધાધૂધીના સમયમાં જ્યારે મેડીસી પક્ષનું જોર નબળું પડયું હતું તે વખતે જાહેર રીતે તે કોસીમોના પ્રતિસ્પર્ધિ તરીકે બહાર પડયો હતો.

સીએના ખાતે તેનું નિવૃત્ત જીવન.

સને ૧૪૩૩ની વસંતઋતુમાં, એક સવારે મહાવિદ્યાલયમાંથી પાછાં ફરતાં, કોઇ ભાડુતી વ્યકિતએ, તેના મોઢા ઉપર ઘા કર્યો; અને જ્યારે એન્ટોનીઓ પેટ્રુસી તરફથી સીએના ખાતે બે વર્ષને માટે અધ્યાપકની જગ્યા માટે તેડું આવ્યું ત્યારે તેણે ફ્લોરેન્સમાં પોતાના દુશ્મનો ઉપર સામો ઘા કરવા માટે એક ભાડુતી ગ્રીકને નોકરીમાં રાખ્યો. પોગીઓના ઝેરી લખાણો કે ફીલેલ્ફોના ટાણાઓ ને લઇને મારાઓ ઉભા થયા હતા એમ માનવું ઘણું ભૂલભરેલું છે. ગમે તેમ હોય તોપણ હવે ફીલેલ્ફોને ઉપરાછાપરી માનનીય આમંત્રણો મળવા લાગ્યાં. બેઝલની સભા ( Council ), વેનીસની સિનેટ, પૂર્વનો શહેનશાહ–ઇજેન્યુઅસ ચોથો–પોલોગ્ના અને બોલોગ્નાના વિશ્વવિદ્યાલયો અને મીલનના ઉમરાવ તરફથી તેની સેવાઓની માગણી કરવામાં આવી.

મીલન ખાતે.

શરૂઆતમાં તેણે બોલોગ્નાની સિનેટની માગણી સ્વીકારી; પરન્તુ ત્યાંથી થોડા મહિના બાદ તે મીલન ગયો. અહીં તેને ફીલીપ્પો મેરીયા વીસ્કોન્ટી તરફથી સને ૧૪૪૦ માં ઘણો સારો આવકાર મળ્યો. મીલનમાં તેણે વકતૃત્વકળા

શકિત ખીલવવામાં અને જાતજાતની સાહિત્યસેવાઓ કરવામાં પોતાનો સમય વ્યતિત કરવા માંડયો આ સમય દરમ્યાન, તેના કમનસીબે તેની વહાલી પત્ની થીઓડોરા મરણ પામી. તે ફરીથી તુર્ત જ પરણ્યો. ફીલીપ્પો મેરીયાના મરણને લઇને જે અવ્યવસ્થા ઊભી થઇ તેમાં પ્રથમ તેણે શહેરીઓનો પક્ષ લીધો પરંતુ થોડા જ વખતમાં તેણે ફ્રાન્સીસ્કો સ્ફોર્ઝાનો આશ્રય સ્વીકાર્યો. તેનો અતિ લોભ અને નૈતિક સ્ખલનો એ બે તેના ચારિત્ર્યમાં દેખાઇ આવે એવાં દુષણો હતાં.

ફીલેલ્ફોને મળેલું સન્માન.

'**येन केन प्रकारेण**' ફીલેલ્ફોએ આખા ઇટાલીમાં ઘણી સારી ખ્યાતિ મેળવી હતી. સને ૧૪૫૩ માં જ્યારે તે નેપલ્સ ગયો ત્યારે તેને સરઘસમાં ફેરવી તેનો સત્કાર કરવામાં આવ્યો હતો; નીકોલસ પાંચમાએ તેને ઘણું ભારે માન આપ્યું; આલ્ફાન્ઝોએ તેને નાઇટહૂડ ( Knighthood ) બક્ષ્યું. અને પોતાના જ હાથે કવિનો પોશાક તેને અર્પણ કર્યો; અને જુદા જુદા રાજ્યોના મુખ્ય શહેરોમાંથી પસાર થતા, રાજાઓએ પોતાના સમોવડિયા તરીકે તેને આવકાર આપ્યો. ફરેરા ખાતે ડયુક બોરસોનો મહેમાન બન્યો; માન્ટુઆ ખાતે મારચીસ લોગોવીકો ગોન્ઝાગાનો મિત્ર બન્યો; રીમીની ખાતે ભયંકર ગીસ્મોન્ડો પાન્ડોલ્ફો માલીટેસ્ટાએ તેને હર્ષભર્યો આવકાર આપ્યો; અને સેનાપતિ જાકોપો પીસીનીનોએ ફ્રાસસ્બોન ખાતેની પોતાની છાવણીમાં આમંત્રણ આપી તેનો દબદબાભર્યો સત્કાર કર્યો.

રોમ ખાતે.

ફ્રાન્સીસ્કો સ્ફોરઝાના મરણ સુધી, ફીલેલ્ફોએ મીલન શહેરને પોતાના રહેવાના સ્થળ તરીકે પસંદ કર્યું. પરંતુ તે પછી તેનું લક્ષ્ય રોમ તરફ દોરાયું. પીયુસ બીજો, પૉલ બીજો

અને સીકસટસ ચોથાએ તેને માટે માનની લાગણી પ્રદર્શીત કરી હતી. આખરે સને ૧૪૭૪માં સીકસટસ તરફથી તેને અધ્યાપકની જગ્યા સ્વીકારવા માટે માગણી આવી અને સાથે સાથે વડાધર્મગુરુના મંત્રીપદની પહેલી ખાલી પડતી જગ્યા આપવાનું વચન પણ મળ્યું. આથી ૭૭ વર્ષની પાકટ ઉંમરે ફરીથી તેણે એપીનાઈન્સની ટેકરીઓ ઓળંગી અને રોમ ખાતે આવી અધ્યાપક તરીકેની જિંદગી શરૂ કરી. શરૂઆતમાં તેને આ નવી જગ્યાની ફરજો રમત જેવી લાગી. કારણકે તેનું આખુંયે જીવન હાડમારીમાં જ વ્યતિત થયું હતું. પરંતુ થોડા જ વખતમાં જેને તે પુષ્પની પથારી માનતો હતો તેમાં તેને હવે કાંટા વાગવા માંડયા. વડા ધર્મગુરુના ખજાનચી જોડે ખટાપટી જાગતાં તકરારના મંગળાચરણ મંડાયાં અને પરિણામે ખૂદ વડા ધર્મગુરુ સાથે પણ લડી પડવાનો પ્રસંગ આવી ચડયો. આટલી પાકટ ઉમરે પણ તેનો જાતિ-સ્વભાવ એનો એ જ રહેલો હોવાથી તેણે તીખા અને તમતમતા પત્રો લખી વાતાવરણ વધારે તંગ બનાવ્યું અને તેથી આખરે તેને સને ૧૪૭૬માં મિલનમાં પાછા ફરવું પડયું. અહીં આવ્યો તે વખતે પ્લેગમાં તેની ત્રીજી પત્નિના મૃત્યુના સમાચાર મળ્યા અને જે દિવસે તે ત્યાં પહોંચ્યો તે જ દિવસે તેની દફનક્રિયા કરવામાં આવી.

ફ્લોરેન્સ ખાતે જીવનની પૂર્ણાહુતિ.

ફીલેલ્ફોએ સને ૧૪૮૧માં છેલ્લી જ વાર ફરીથી મુસાફરી માથે લેવાનું સાહસ ખેડયું. જોકે તેની વૃદ્ધાવસ્થાને લઇ તેની શારીરિક શક્તિ ઓછી થઇ હતી અને હૃદય ઉપર પડેલા ઉપરાછાપરી ઘાને લઇને તેનો ઉત્સાહ મંદ પડયો હતો તોપણ તેનો કીર્તિલોભ અને મહત્વાકાંક્ષા જેવી ને તેવી જ તીવ્ર હતી. જિંદગીનો સંધ્યાકાળ ફ્લોરેન્સ ખાતે લોરેન્ઝો ડી મેડીસીના આશ્રય હેઠળ ગાળવાની તેની લાંબા વખ-

તથી ઇચ્છા હતી. અને જ્યારે તેને ગ્રીક ભાષાના અધ્યાપકની જગ્યાને માટે આમંત્રણ આવ્યું, ત્યારે તેણે એક પણ ક્ષણ ગુમાવ્યા વગર તે ફ્લોરેન્સ જવા ચાલી નીકળ્યો. પરંતુ માંડમાંડ તેણે ફ્લોરેન્સમાં પગ મૂકયો કે તરત જ તે સંગ્રહણીના રોગથી ઝલાઈ પડયો અને ફક્ત પંદર દિવસની માંદગી પછી, ૮૩ વર્ષની ઉંમરે, તેણે દેહત્યાગ કર્યો અને ફ્લોરેન્સવાસીઓએ તેને અનુન્ઝીયાટાના દેવળમાં દફનાવ્યો.

વિટોરીનો ડાફ્લ્ટ્રે.

માન્ટુઆના ઉમરાવના પુત્રોને શિક્ષણ આપવા માટે નિમાયલા વીટોરીનો ડાફ્લ્ટ્રેનો અત્રે ઉલ્લેખ કરવાની જરૂર છે. તેના બાપનું નામ બ્રુટો ડી રામબાલ્ડોની હતું. પરંતુ તેનો જન્મ સને ૧૩૭૮માં ફ્લ્ટ્રે ગામે થએલો હોવાથી, તેની જન્મભૂમિના નામે તે ઓળખાયો. તેના શિક્ષણની શરૂઆત પાડુઆ ખાતે થયેલી પરંતુ સને ૧૪૧૭માં તે વેનીસ ગયો હતો એમ સમજાય છે. અહીં તેણે ગ્રીક ભાષાનો અભ્યાસ કર્યો અને પાડુઆ ખાતે મહાવિદ્યાલયમાં વકતૃત્વ કળાના અધ્યાપક તરીકે પાછો ફર્યો. પાડુઆ ખાતે તેણે જાતિભેદને મહત્વ આપ્યા વગર અમુક યુવાનોની સંખ્યા પસંદ કરી એક શાળા સ્થાપી. પરંતુ તે લાંબો વખત ચાલી નહિ. આથી બીજી વાર તે સને ૧૪૨૩માં વેનીસ ગયો અને ત્યાં ખાનગી અધ્યાપક તરીકે શરૂઆત કરી. અહીં તેણે એક સારા શિક્ષક તરીકે ખ્યાતિ મેળવી. માન્ટુઆના ઉમરાવ, જીઆન ફ્રાન્સીસ્કો ગોન્ઝાગા પોતાના બાળકને કેળવણી આપવા માટે એક શિક્ષકની જરૂર હોવાથી તેણે વીટોરીનોને પસંદ કર્યો. વીટોરીનોની શીખવવાની ઢબ હાલના જેવી હતી. તે છોકરાંઓને શિક્ષણ આપવા સાથે રમતગમત પણ કરાવતો. તે ઘણા લાંબા વખત સુધી જીવ્યો અને જ્યારે તે સને ૧૪૪૬માં મરણ પામ્યો

ત્યારે માલૂમ પડ્યું કે એક ઉમરાવના બાળકોના શિક્ષક તરીકે તેની આમદાની ઘણી મોટી હોવા છતાં તેની દફનક્રિયા કરવા માટે જોઇતાં નાણાંની સગવડ તેની પાસે નહોતી. જે કાંઇ તે કમાતો તે તે ધર્માદા કરી દેતો. વીટોરીનો ડાફેલ્ટ્રે જેવી આવી સ્વાર્થત્યાગી અને નિસ્પૃહિ વ્યક્તિઓ ભાગ્યે જ મળી આવે છે. તેમ તેના જેવું ઉન્નત જીવન ક્વચિત જ તે વખતના જમાનામાં જોવામાં આવે છે. કારણકે તે જમાનામાં દુરાચાર એટલો બધો વધી ગયો હતો કે ભાગ્યે જ કોઇ તેથી અળગું રહી શક્યું હોય.

ફેરેરા ખાતે.

વીટોરીનો ડાફેલ્ટ્રેને માન્ટુઆના દરબાર તરફથી ઉત્તેજન મળવાથી, ઇટાલીમાં માન્ટુઆને સાહિત્ય ક્ષેત્રમાં ઉંચું સ્થાન પ્રાપ્ત થયું. તે જ પ્રમાણે વીટોરીનોને આસ્ટેના અમીર કુટુંબ તરફથી આશ્રય મળવાને લીધે ફેરેરા પણ પ્રકાશમાં આવ્યું. બોઇઆર્ડો, એરીસ્ટા અને ટાસોના આશ્રય હેઠળ સાહિત્ય અને કળા પ્રગતિની ટોચે પહોંચ્યાં તોપણ એટલું તો કહેવું જ પડશે કે તે જે વાતાવરણમાં ઊછર્યાં તે વાતાવરણ દુરાચારથી કલુષિત બનેલું હતું.

ગુઆરીનો ડા વેરોના.

ફેરેરા ખાતે સને ૧૪૦૨માં જ્યારે નીકોલો ત્રીજાએ વિશ્વ-વિદ્યાલયનો પુનરોદ્ધાર કર્યો ત્યારે ત્યાં સંસ્કૃતિના સુવર્ણયુગની શરૂઆત થઇ. તે પછી ૨૭ વર્ષ બાદ ગુઆરીનો ડા વેરોનાએ દક્ષીણ ઇટાલીમાં શિક્ષણ સાટેનાં પાંચ મુખ્ય સ્થળો પૈકી ફેરેરાને અગ્રસ્થાન અપાવ્યું. આ ગુઆરીનો જન્મ વેરોના ખાતે સને ૧૩૭૦માં એક ખાનદાન કુટુંબના ઘરમાં થયો હતો. ફીલેલ્ફો અને ગુઆરીનોની જિંદગીમાં ઘણું સળતાપણું દેખાઇ

આવે છે તોપણ તેમના ચારિત્ર્યમાં આસમાન અને જમીન જેટલો તફાવત હતો. ગુઆરીનોએ જીઓવાની ડી રવેનાની નિશાળમાં લેટિન ભાષાનો અભ્યાસ કર્યો અને માત્ર ૧૮ વર્ષની નાની ઉંમરે તે એક વેનીસના ઉમરાવ—પાઓલો ઝાને—ની મદદ લઇ ગ્રીક ભાષાનો અભ્યાસ કરવા કોન્સ્ટેન્ટીનોપલ જવા ચાલી નીકળ્યો. ત્યાં પાંચ વર્ષ રહી તે વેનીસ પાછો ફર્યો અને લોકોનાં ટોળાંઓ આગળ ભાષણો આપવાની શરૂઆત કરી. તે વખતના કેળવણીકારોની માફક તેણે પણ કાયમની જગ્યા કરતાં હંગામી જગ્યાઓને પસંદગી આપી. વેનીસથી તે વેરોના ગયો; વેરોનાથી ટ્રેન્ટ અને ટ્રેન્ટથી પાડુઆ ખાતે ફેરબદલી કરાવી. અહીં પણ વધારે વખત ટકી ન રહેતાં તે બોલોનાથી ફ્લોરેન્સ ગયો. આ દરેક સ્થળે તેણે એક સારા શિક્ષક તરીકેની ખ્યાતિ મેળવી અને તે ખ્યાતિથી પ્રેરાઇ નીકોલો ડો આસ્ટેએ તેને પોતાને ત્યાં આવવા સને ૧૪૨૯માં આમંત્રણ આપ્યું.

ફેરેરા ખાતે.

હવે તેની ઉંમર લગભગ ૬૦ વર્ષની થવા આવી હતી. તેણે બે ભાષાઓ ઉપર સારો કાબૂ મેળવ્યો હતો. એટલું જ નહિ પરંતુ શિક્ષણ આપવામાં પણ પાવરધો બન્યો હતો. ફેરેરાના ઉમરાવે પોતાની ગાદીના વારસ, ગેરકાયદેસર થએલા પુત્ર લીઓનેલોને શિક્ષણ આપવા માટે ગુઆરીનોની નિમણૂક કરી. અહીં તેણે સાત વર્ષ ગાળ્યાં અને તેનો લાભ લીઓનેલોને મળ્યો. તે પ્રથમ પ્રતિના સાક્ષર તરીકે લેખાવા લાગ્યો અને તે મોજશોખમાં રચ્યોપચ્યો રહેતો હોવા છતાં પોગીઓ, ફીલેલ્ફો, ડીસેંબ્રીઓ અને ફ્રાન્સીસ્કો બારબારો જેવા વિદ્વાનો સાથે સાહિત્ય વિષયક બાબતો ઉપર ચર્ચાઓ કરવા માટે વખત કાઢતો. વાતચીતમાં પણ તે જૂનાપુરાણા નૈતિક સિદ્ધાંતો ઉપર ચર્ચા

ચલાવવા મંડી પડતો અને તેના મિત્રમંડળમાં પણ સારા સંસ્કાર પામેલા યુવકોનો સમાવેશ થયો હતો. આવો ચાણાક્ય અને આશાવાદી યુવક, કે જેને લોકો પોતાના રાજા તરીકે જોવા આતુર હતા તે, ઘણી નાની વયે ગુજરી જતાં ઘણા દિલગીર થયા હતા. આજે પણ નેશનલ ગેલેરીમાં તેની છબી ટાંગેલી જોવામાં આવે છે.

ગુઆરીનોની ખ્યાતિ.

તેના મિત્ર વીટોરીનો ડાફેલ્ટ્રેની સાફક, ગુઆરીનો તેની શિક્ષણપદ્ધતિને માટે ઘણો જાણીતો થયો હતો. અને તેની વધારે ખ્યાતિ એક કડક નિયંત્રક તરીકેની હતી. આખાયે ઈટાલીમાંથી વિદ્યાર્થીઓ તેનાં ભાષણો સાંભળવા ટોળે મળતા. ફ્રેરેરાના ઉમરાવને ત્યાંથી છૂટા થતાં તેને વકતૃત્વકળાના અધ્યાપકની જગ્યા મળી. આ જગ્યાએ તેણે ઘણા લાંબા વખત સુધી કામ કર્યું અને તેમાં તેની નામના એટલી બધી વધી ગઇ કે બહારના વિશ્વવિદ્યાલયોમાંથી પણ વિદ્યાર્થીઓ તેની પાસે શિક્ષણ લેવા માટે આવતા. તે જમાનાના સાક્ષરોમાં નૈતિક ચારિત્ર્યની વિશુદ્ધી માટે તે આદરને પાત્ર બન્યો હતો. જ્યારે તે ૯૦ વર્ષની પાકટ વયે મરણ પામ્યો ત્યારે તે તેની પત્નિ વેરોનાની તાડીયા કેન્દ્રાટાથી થયેલા છ પુત્રો અને સાત પુત્રીઓનો પિતા બન્યો હતો. આ રીતે તેનું જીવન ઉચ્ચ પ્રતિનું અને સંસ્કારી હતું.

ઔરીસ્પા.

ફ્રેરેરા સાથે જીઓવાની ઔરીસ્પાનું નામ જોડાયલું જ રહેશે. એટલે તેનો અત્રે ઉલ્લેખ કર્યા વગર ચાલે એમ નથી. સીસીલીમાં નોટો ખાતે સને ૧૩૬૯માં તેનો જન્મ થયો હતો અને ઘણું લાંબું જીવન ભોગવી તે સને ૧૪૫૯માં મરણ

પામ્યો હતો. યુવાવસ્થામાં તેણે પણ કોન્સ્ટેન્ટીનોપલની મુસાફરી કરી હતી અને ત્યાંથી જ્ઞાનના ભંડાર સહ ઇટાલીમાં તે પાછો ફર્યો હતો. આ જોતાં ફીલેલ્ફો અને ગુઆરીનોના જીવન સાથે મળતાપણું જોવામાં આવે છે. પરન્તુ ઑરીસ્પા ફીલેલ્ફોના જેવો મહત્વાકાંક્ષી નહોતો. તેને સાદું અને સરળ જીવન વધારે પસંદ હતું. તેણે ગુઆરીનોની માફક શિક્ષક તરીકે ખ્યાતિ પણ મેળવી ન હતી. તેનું સમસ્ત જીવન ફરેરા ખાતે વ્યતિત થયું હતું અને ત્યાં તે શાંત અને સહેનતુ સાહિત્યસેવક તરીકે જાણીતો થયો હતો.

**વેસ્પારીનો.** નાના નાના રાજ્યદરબારોમાં સાહિત્ય અને કળાને મળેલા ઉત્તેજન બાબત વિવેચન કરવા બેસીએ તો પાર પણ આવે નહિ અને વાચક વર્ગને તેવું વૃતાંત આકરું પણ થઇ પડે. એટલું કહેવું બસ થશે કે તે જમાનામાં વિશ્વવિદ્યાલયો યુવાનોને સારા મંત્રીઓ અને શિક્ષકો તરીકે તૈયાર કરવામાં પોતાનું સાફલ્ય થયું માનતાં અને તે વખતના અમીરઉમરાવો ઉચ્ચ પ્રતિના સાક્ષરોને આશ્રય આપવામાં મગરૂરી ધરાવતા. એટલું જ નહિ પરંતુ તેમની શકિતઓનો પૂરેપૂરો લાભ લેવા પણ ચૂકતા નહિ.

આ રીતે ઇટાલીના નાનામાં નાના શહેરમાં પણ શિક્ષણનો પ્રચાર થવા પામ્યો હતો. તે જમાનામાં જે જે સાક્ષરો પ્રસિદ્ધિમાં આવ્યા તેમના જીવનવૃતાન્તોના લેખક વેસ્પારીનો ડા બીસ્ટીસીનો અત્રે ઉલ્લેખ ન કરીએ તો તેને અન્યાય કર્યા જેવું થાય. તે જમાનામાં તે એક લેખક તરીકે જાણીતો હતો એટલું જ નહિ પરંતુ તે ચોપડીઓ વેચનાર તરીકે આધુનિક પુસ્તકો વેચનારને ઘણો મળતો આવે છે. કોસીમો ડી મેડીસી, નીકોલસ પાંચમો અને ઉરબીનોના ફ્રેડ્રીકને પુસ્તકો પહોંચતાં કરવા માટે વેસ્પારીનો એક એજન્ટ

તરીકે હતો એટલું જ નહિ પરંતુ હંગેરી, પોર્ટુગલ, જર્મની અને ઇંગ્લન્ડ જેવા પરદેશોમાં પણ તે પુસ્તકો મોકલાવતો. તેના પુસ્તક વેચવાના ધંધાને અંગે તેની પાસે લહિયાઓનું મોટું મહેકમ હતું. આ ધંધામાં તેને કમાણી ઘણી થતી. કારણકે સાક્ષરો અને વિદ્યાર્થીઓ તરફથી પુસ્તકોની નકલો માટે ઘણા મોટા પ્રમાણમાં માગણીઓ આવતી. અને ધીમે ધીમે લહિયાઓની મજૂરી કેવી રીતે ઓછી કરી શકાય તે માટે પણ અખતરાઓ કરવામાં આવતા હતા. વેસ્પાસીનો ફ્લોરેન્સ ખાતે સને ૧૪૨૧માં જન્મ્યો હતો અને ત્યાં તે સને ૧૪૯૮ સુધી રહ્યો. ઇટાલીમાં તેણે ત્રણ મોટામાં મોટા પુસ્તકભંડારોને અસ્તિત્વમાં આણ્યા બાદ છાપવાની કળાની શોધ થઇ. વેસ્પાસીનો કેવળ વ્યાપારી નહોતો. જે જે પુસ્તકો તે વેચતો તેની સંપૂર્ણ માહિતી તે ધરાવતો. તેના લહિયાઓ એવા તો પાવરધા બની ગયા હતા કે પુસ્તકની નકલો જરાપણ ભૂલ વગર તૈયાર થતી. તેના ધંધાને અંગે તે મોટા મોટા લેખકો અને સાક્ષરોના સંબંધમાં આવ્યો અને તેણે પત્રો દ્વારા તેમજ વાતચીતો દ્વારા ઘણું સારું જ્ઞાન મેળવ્યું હતું. તેણે જીવનવૃતાન્તો લખીને ઘણી સારી નામના મેળવી છે. અને તેમાં ખાસ ધ્યાન ખેંચે એવી બાબત તો એ છે કે જેઓનું જીવનવૃતાન્ત તે લખતો તેમના ગુણો તથા દુર્ગુણોની સારી માહિતી તે ધરાવતો અને તેમનાં છાયાચિત્રો એવાં તો આબેહૂબ આપેલાં છે કે તે વાંચીને જાણે તેમને આપણે પ્રત્યક્ષ જોતા ન હોઇએ એમ લાગે છે. ધાર્મિક વૃત્તિ, શુદ્ધ નૈતિક જીવન, સંસ્કૃતિ અને ઉચ્ચ પ્રતિના સ્વદેશપ્રેમ તરફ તેને ઘણો પક્ષપાત હતો. આવા શુદ્ધ ચારિત્ર્યવાળા, ઉચ્ચાશયી અને વિશ્વાસપાત્ર ઇતિહાસકારનું છાયાચિત્ર દોરી આ પ્રકરણની સમાપ્તિ કરતાં ઘણો આનંદ થાય છે.

# પ્રકરણ ૧૨

## લલિત કળા

જો કોઇ પ્રજાને તેના બુદ્ધિકૌશલ્ય ઉપર લલિત કળાની પ્રતિછાયાની બક્ષિસ મળી હોય તો તે ગ્રીક લોકોને જ છે. અને થોડે ઘણે અંશે તેનો લાભ શિક્ષણના પુનરાવર્તનના વખતમાં જ્યારે નવચેતન પ્રગટયું ત્યારે તે ઇટાલીયન લોકોને પણ મળ્યો હતો. ઇટાલીમાં તેરમા સૈકાથી માંડી સત્તરમા સૈકા સુધી જે જે પ્રવૃત્તિઓ અસ્તિત્વમાં આવી તેમાં કળાકૌશલ્યની ઝળક દેખાયા વગર રહેતી નહિ. જેવી રીતે આજે આપણા આચારવિચારો ઉપર વિજ્ઞાનની જે અનેરી છાપ જોવામાં આવે છે તેવીજ રીતે તે નવચેતન યુગમાં ઇટાલીયનોના આચારવિચારો ઉપર કળાકૌશલ્યની છાપની ઝાંખી થતી. એટલું જ નહિ પરંતુ કળા નિયંત્રણ રૂપ હતી. કળાના દરેકે દરેક વિભાગમાં ઘણી સારી પ્રગતિ તે જમાનામાં જોવામાં આવતી; સમસ્ત પ્રજાનું લક્ષ કેવળ ચિત્રકળા, શિલ્પકળા અને કારીગીરીના વિકાસ તરફ જ દોરાયલું હતું; આ સાથે લોકોની રસિક વૃત્તિ જડ બની ન જતાં વધારે સ્પષ્ટ રીતે ખીલી નીકળી હતી.

તે વખતના કળાકૌશલ્યના નમૂનાઓ ઉપર ઇટાલીયન પ્રજાના ચારિત્રની છાપ તરી આવતી.

ઇટાલી કે જ્યાં કાળની ગતિને લઇને, લડાઇઓથી થએલી ખાનાખરાબીને લઇને, લૂંટફાટ વિગેરેને લઇને અને લોકોની વૈશ્યવૃત્તિને લઇને સમસ્ત દેશની દોલત વેડફાઇ ગઇ છે ત્યાં પણ આજે આપણે મુસાફરી કરવા નીકળીએ તો જોઇશું કે ગામડેગામડે અને નાનાં પરાંઓમાં પણ કળાકૌશલ્યના જે

અસંખ્ય નમૂના નજરે પડે છે તે ઘણા સુંદર અને કલ્પનામાં પણ ન આવી શકે એવા છે. યુરોપના ઉત્તર તરફના દેશોનાં ચિત્ર-ગૃહો અંગ્રેજ અમીરઉમરાવોના મહાલયો અને સ્પેનની આલી-શાન મહેલાતોની મુલાકાત લઇશું તો ત્યાં પણ બાંધણી ઉપરથી લોકોના ચારિત્ર્ય અને તેમની સંસ્કૃતિનો ખ્યાલ આપણને સહજ આવી શકે છે. આપણે ત્યાંના લોકોને તેમની કળાની અમુક જાતની ઘાટી ઉપરથી ઓળખીએ છીએ; લોંબાર્ડ લોકો તેમની રોમનેકસ ઘાટી ઉપરથી ખાસ કરીને ઓળખાય છે; આ પ્રકારની ઘાટી તે વખતે ઇટાલીના ઉત્તર અને મધ્ય ભાગમાં પ્રચલિત હતી અને ત્યાં લોંબાર્ડ લોકો સર્વોપરી સત્તા ધરાવતા હતા; ટસ્કન લોકો પોતાના બાપદાદાઓના વખતમાં બાંધેલા ઘૂમ્મટોને ભૂલી ગયા નહોતા; રોમન લોકો લેટિન કળાપદ્ધતિનેજ ચીવટાઇથી વળગી રહ્યા હતા; દક્ષિણવાસીઓ બેઝેન્ટાઇન ( તુર્ક ) અને સારસેનિક કળાપદ્ધતિનું અનુકરણ કરવા લાગ્યા હતા. વસ્તુતઃ જમીનના પ્રકાર ઉપરથી ત્યાં કયા પ્રકારની કળાનો પ્રચાર હશે તે કહી શકાતું. પો નદીની ખાણોમાંથી નીકળતી કાળી ચીકણી માટીથી ક્રેમોના, પેવીયા, ક્રેમા, ચીઆરા વેલી અને વરસેલીનાં બાંધકામો થયાં હતાં; માંગેરલાટોની ખાણોમાંથી નીકળતા પથ્થરો વેરોનાના કારીગરોને ઉંચા અને ચારે પાસથી સરખા એવા મીનારા બાંધવા માટે આભારી છે; પીઝાવાસીઓને દેવાલયો અને મઠો માટે જોઇતા સ્વચ્છ આરસપાણના પથ્થરો કરારાએ પૂરા પાડ્યા; મોન્ટે ફેરાટોમાંથી લીલા સર્પાકાર પથ્થરોનો જથ્થો પીસ્ટોના અને પ્રાટોના લોકોને મળી આવ્યો; જ્યારે એપીનાઇનની ટેકરીઓના સાનિધ્યને લઇને ફ્લોરેન્સના મકાનોનો અંદરનો ભાગ જરા ગંભીરતાની છાપ પાડતો ન હોય એમ લાગે છે; બીજી રીતે આપણને વેપાર કે પરદેશી-ઓના નિયંત્રણની અસર અહીં તહીં દેખાય છે. એલેકઝાન્ડ્રિયાના

વેનીસ સાથેના વ્યવહારને લઈને સેંટ માર્કસની અનુપમ કારીગીરી અસ્તિત્વમાં આવી. આરબો અને નોરમન લોકોએ કરેલાં બાંધકામોને લઈને પાલેરમોમાં તેમના વસવાટની સ્મૃતિ આપણને થાય છે. નેપલ્સ અને મેસીનાનાં દેવાલયો ફ્રેન્ચ લોકોની કારીગીરીની સાક્ષી પૂરે છે. ઇટાલીની કળાના અજબ નમૂનાઓ આપણું ધ્યાન ખેંચ્યા વગર નહિ જ રહે. ચાર સૈકા જેટલા ટૂંકા સમયમાં ઇટાલી કળાના ક્ષેત્રમાં આટલું બધું આગળ કેમ વધી શક્યું એ પ્રશ્ન આજે ઘણાને થાય છે. જે ઘરો અને દેવાયલો કે જેમાંથી કળાના અત્યુત્તમ નમૂનાઓ કદાચ નાશ પણ પામ્યા હશે અને જેના ઉપર આજે પણ આપણે આફ્રીન બની જઈએ છે તે મૂળ સ્થિતિમાં અને તેમની પૂર્ણ જાહોજલાલીના વખતમાં કેવા હશે તેનો ખ્યાલ સરખો પણ લાવવો મુશ્કેલ થઇ પડે છે. નવચેતનના યુગમાં ઇટાલીએ કેટલી અને કેવી રીતે કળાના ક્ષેત્રમાં પ્રગતિ કરી હશે તે સમજવું કે સમજાવવું આપણને અઘરું થઇ પડે છે કારણકે આટલા ટૂંક વખતમાં આટલી ઉચ્ચ સ્થિતિએ પહોંચવું એ આપણને અસત્ય વાત જ લાગે. તે છતાં એટલી વાત તો ખરી કે નવચેતન યુગના વખતમાં ઇટાલી સંસ્કૃતિની ટોચે પહોંચ્યું હતું અને તે વાત સમજવા માટે આપણે ઈટાલીની કળાનો ઇતિહાસ તપાસવો જોઈએ અને તે જમાનામાં ઈટાલીયન લોકોના ચારિત્ર્યમાં જે જે ફેરફારો થયા હશે તેનો ધ્યાનપૂર્વક અભ્યાસ કરવો જોઇએ. ઇટાલિયન પ્રજાની ચડતી અને પડતીનાં કારણો આપણને તેના કળાકૌશલ્યના ઇતિહાસમાંથી જ મળી આવશે. ઈટાલિયનોના બુદ્ધિકૌશલ્ય ઉપર કળાનું તે વખતે પ્રાધાન્ય હતું અને તેને લઇને તેમનામાં જે અસહ્ય મૃદુતા આવી તે પણ કળાને જ આભારી હતી.

ઇટાલીની શિલ્પકળા

સંસ્કૃતિની નિશાની તરીકે ધાર્મિક તેમજ સંસારી જીવનમાં શિલ્પકળા અગ્રસ્થાન ભોગવે છે. જંગલી અવસ્થામાં પણ લોકો કારીગીરી વહેલી શીખે છે. ઇટાલિયનોએ મકાનો બાંધવામાં જે કળાકૌશલ્ય બતાવ્યું છે તેવું કળાકૌશલ્ય બીજા ક્ષેત્રમાં ભાગ્યે જ જોવામાં આવે છે. દરેક જિલ્લામાં, દરેક શહેરમાં અને ગામડાંમાં કિનારા ઉપરનાં સ્થળોમાં પૂર્વ દેશોની કળાપદ્ધતિએ મધ્યકાલીન સમયમાં પગપેસારો કર્યો હોય એમ દેખાઇ આવે છે અને તે પછીના વખતમાં સ્પેનની કારીગીરી વધારે નજરે ચડે છે.

રોમનેસ્ક કળાપદ્ધતિ.

જો એમ કહીએ કે લોંબાર્ડ લોકોની કારીગીરી અમુક જ ઢબની અને સંકુચિત હતી તો તે વાત ટસ્કન રોમનેસ્ક પ્રતિની કારીગીરીને પણ લાગુ પડે છે. ફ્લોરેન્સમાં (સને ૧૦૧૩ના અરસામાં) બંધાયેલા સાનમીનીયાટોના દેવાલયને પીઝાનાના સને ૧૦૬૩ના અરસામાં બંધાયલા દેવાલય સાથે સરખાવીશું તો જણાશે કે ઈટાલીયનો મધ્યકાલીન સમયમાં કળા અને કારીગીરીના ક્ષેત્રમાં આગળ વધવા લાગ્યા હતા અને તે દિશામાં નવચેતન પ્રગટાવ્યું હતું. લુકા અને મીસ્ટોના કે જ્યાં નાના પાયા ઉપર કારીગીરીના નમૂનાઓ જોવામાં આવે છે તેથી પણ આપણને આ વાતની ખાત્રી થશે. પૂર્વ કાળના સ્થાપિત સિદ્ધાંતોને અનુસરીને જ ઘણું બાંધકામ કરવામાં આવતું, પરંતુ ઇટાલીયનોએ ગોળ કમાનો કરવામાં પોતાની બુદ્ધિનો અને પસંદગીનો ઉપયોગ કરવા માંડયો; ઊંચા થાંભલા અને મીનારા ઉભા કરવાનો શોખ વધ્યો અને કાટખૂણાના આકારના નીચા છાપરાવાળાં મકાનો બંધાવા લાગ્યાં. આ રીતે ઇટાલીયનોએ

કારીગીરીના ક્ષેત્રમાં પ્રયોગો અજમાવવાની શરૂઆત કરી જે ઘણે અંશે સફળ નીવડી હતી એમ કહ્યા વગર ચાલે એમ નથી.

જર્મન શહેનશાહોને લઇને ઇટાલીમાં ગોથીક કળાપદ્ધતિએ પગપેસારો કર્યો, અને તેમાં મોટા અમીરઉમરાવોના શહેનશાહત પ્રત્યેના પક્ષપાતને લઇને તેમ ફ્રાન્સીસ્કન સાધુઓની થોડા ખર્ચે મોટાં દેવાલયો બાંધવાની ધગશને લઈને તેને ટેકો મળ્યો. આ સાથે ઉત્તર યુરોપમાં અણીદાર બાંધણીની ભવ્યતાનું અનુકરણ કરવા તરફ પણ લક્ષ દોરાયું. આમ છતાં ગોથીક કળાપદ્ધતિ કેવળ પરદેશી હતી એમ તો ન જ કહી શકાય; કારણકે ઇટાલીમાં પણ યુરોપના બીજા દેશોની માફક રોમનેકસ કળાપદ્ધતિમાંથી અણીદાર બાંધણી તરફ ધીરે ધીરે વલણ વધ્યું હતું અને તે વલણને લઇને ઇટાલીની કારીગીરીમાં અજબ જેવા ફેરફાર થયા. જોકે ગોથીક પદ્ધતિ પ્રમાણે આઝીઝી ખાતેનું સેંટ ફ્રાન્સીસનું દેવાલય એક જર્મને જ બાંધીને પહેલ કરી હતી. મીલન ખાતે "આપણી માતા"નું દેવાલય જર્મન કારીગીરીની જ સાક્ષી પૂરે છે. જોકે તેનો પ્લાન સૌથી પહેલાં એક મીલનવાસીએ તૈયાર કર્યો હતો. ગોથીક કળાપદ્ધતિ જ્યારે વિશેષ રીતે પ્રચલિત હતી ત્યારે સીએના, ઓરવીચેટો, લુકા, બોલોના, ફ્લોરેન્સ અને મીલનનાં દેવાલયો તથા પેરૂગીયા, સીએના અને ફ્લોરેન્સનાં જાહેર સભાગૃહો બંધાયલાં. પરંતુ ગોથીક કળાપદ્ધતિ ઇટાલીયનોની રસિક મનોવૃત્તિને બહુ અનુકૂળ પડી નહિ અને તેથી જૂની કારીગીરીનું અનુકરણ કરવાની ધગશમાં અને પોતાના બુદ્ધિકૌશલ્યના પ્રભાવે કંઇક નવીનતા ઉપજાવવાની આકાંક્ષાને લઇને તે (ગોથીક પદ્ધતિ) ધીરે ધીરે ઇટાલીમાંથી નાબૂદ થતી ગઇ.

ગોથીક કળાપદ્ધતિને મળેલી નિષ્ફળતા.

જે વખતે દેવળો બાંધવાની પ્રવૃત્તિઓ ચાલતી હતી તે જ વખતે અમીરઉમરાવો શહેરોની અંદર કિલ્લાઓ બાંધવામાં મશગુલ બન્યા હતા. પહેલાં આ કિલ્લાઓ ઊંચા, નજરે જોવા

ઘરગથ્થુ કારીગીરી.

ન ગમે એવા અને ભારે બુરજોવાળા હતા. આવા કિલ્લાઓ હજી પણ સાન જેમીગ્નાનો, પેવિયા અગર બોલોના ખાતે જોવામાં આવે છે. જ્યારે અમીરઉમરાવોનો શહેરીઓમાં સમાવેશ થવા લાગ્યો અને જાહેર સુલેહશાંતિને માટે કિલ્લાઓ બાંધતાં અટકાવવામાં આવ્યા ત્યારે તેઓ પોતાને માટે મહાલયો બંધાવવા લાગ્યા. લોકોની રસિકતા અને કારીગરોની હોશિયારી ઉપર જ્યાં ને ત્યાં ધાર્મિક તેમજ સામાન્ય પ્રતિનાં મકાનોની બાંધણીનો આધાર રહેતો. મીલન ખાતેની ફ્રાન્સીસ્કો સ્ફોરઝાની ચોરસ બાંધણીવાળી ઇસ્પિતાલ અને ફ્લોરેન્સ ખાતેના રીકાર્ડીના લંબગોળાકાર મહેલ વચ્ચે સામાજીક દૃષ્ટિએ શું તફાવત હશે તે કહેવું અઘરું છે તોપણ આપણને કારીગરની કુશળતા માટે માન ઉપજ્યા વગર રહેતું નથી.

ઇટાલીના તેરમા અને ચૌદમા સૈકામાં, શહેરોની બાંધણીમાં ખાસ વિશિષ્ટતા એ હતી કે મધ્ય ભાગમાં જાહેર સભાગૃહો અને મહાલયો બાંધવામાં આવતાં. આજે તેમાંનાં ઘણાં

સુધરાઇનાં મકાનો.

મકાનો ઓળખાય એવાં પણ રહ્યાં નથી. માત્ર વેનીસમાં ડોજીસ (રાજા)નો મહેલ દુનિયામાં કારીગીરીના અત્યુત્તમ નમૂનાઓમાં ઉચ્ચ સ્થાન ભોગવે છે અને ઐતિહાસિક દૃષ્ટિએ તે અગત્યનો હોઇ દર વર્ષે હજારો લોકો તેની મુલાકાતે જાય છે. વેનીસના પ્રજાસત્તાક રાજ્યના સ્મરણચિહ્ન તરીકે આજે પણ તે ઊભો છે અને પૂર્વની જાહોજલાલીની સહેજ ઝાંખી કરાવે છે. વેનીસના

ઊંચા બુરજો–જે શહેરનાં બીજાં ઘરો કરતાં ઊંચા બાંધવામાં આવતા તે એવા તો સુંદર છે કે સૌ કોઇનું ધ્યાન ખેંચ્યા વગર રહે જ નહિ. સીએનાનો પાલાઝો પબ્લીકો અને ફ્લોરેન્સનો પાલાઝો વેશીચો આવા જ પ્રકારના બુરજો છે. ગગન સુધી ઊંચા મોન્ટે આપીયાટાની નજીકમાં આવેલા સીએનાના રાજમહેલ જેવું સુંદર અને આકર્ષક મકાન યુરોપમાં ભાગ્યે જ બીજું હશે. ફ્લોરેન્સ ખાતે પ્રજાસત્તાક રાજ્યના વડાઓને માટે જે મકાન આર્નોલ્ફોએ ઊભું કર્યું છે તેની સરખામણીમાં સીએનાનો રાજમહેલ, સુંદર જગ્યા ઉપર એક વર્તુલ ઢોળાવ ઉપર બાંધવામાં આવેલો છતાં, ઓછો રમણીય લાગે છે. પોતાની નિમણૂકની મુદત દરમ્યાન મંત્રીમંડળના સભાસદો સીનોરીના મહેલમાં જ વાસ કરતા; ત્યાં જ રાજયકીય ચર્ચાઓ થતી અને તે મહેલની ઉપર લટકાવેલો ઘંટ, ફ્લોરેન્સવાસીઓની મનોદશાનો પડઘો વારંવાર પાડતો.

**આર્નોલ્ફો ડેલ કેંબીયો.**

મધ્યકાલીન સમયમાં આર્નોલ્ફો ડેલ કેંબીયો સૌથી મહાન શિલ્પકારો પૈકીનો એક હતો. તેણે ફ્લોરેન્સ ખાતેનો ભવ્ય રાજમહેલ બાંધ્યો હતો અને તે એવો તો કુશળ કારીગર હતો કે તેને તેરમા સૈકાના માઇકલ એન્જેલોની ઉપમા આપીએ તો તે અતિશયોક્તિ ન જ ગણાય. ઇટાલીનો એવો શિલ્પકાર કોઇ નહિ હોય કે જેણે પોતાના જન્મસ્થાન ઉપર પોતાના વ્યક્તિત્વની છાપ આર્નોલ્ફો જેટલી સજ્જડ પાડી હોય. સાનમીનીયાટોની ટેકરી ઉપર ઊભા રહી તળેટીમાં આવેલા ફ્લોરેન્સ શહેર ઉપર દૃષ્ટિપાત કરીએ છીએ ત્યારે આપણને આ અત્યુત્તમ શિલ્પકારની મહત્તાનો સહજ ખ્યાલ આવે છે. પાલાઝો વેશીઓનો ભવ્ય બુરજ, ડુઓમો અને સાન્ટા ક્રોસનાં લાંબાં, નીચાં

અને લંબચોરસ મકાનોની કૃતિ આર્નોલ્ફોને આભારી છે. આસપાસના ઉપવનથી "પુષ્પોના શહેર"ને છૂટી પાડતી ભવ્ય દિવાલો પણ તેને હાથે જ બંધાઇ છે. જે શિલ્પકારો પાછળથી આવ્યા તેમની કૃતિ આર્નોલ્ફોની કૃતિ આગળ અંધકારમાં પડી જાય છે. ગીઓટોનું કંપાનીસ, બ્રુનેલ્શીનું કુપોલા અને ઓરકાન્ગાનું ઓરસામીશેલનું દેવાલય, જોકે શિલ્પકળામાં નવીન ઢબ દાખલ કરે છે તોપણ તે આર્નોલ્ફોની કૃતિઓને પહોંચી શકે એમ નથી. કારણકે તે બધામાં પણ પ્રેરક શક્તિ તો તેની જ હતી.

જૂનાં રોમન ખંડેરોનું અનુકરણ.

શિલ્પકળાની પ્રગતિની બાબતમાં પંદરમા સૈકામાં પ્રગટેલું નવચેતન ધ્યાન ખેંચે એવું છે, અને તેની શરૂઆત બ્રુનેલ્શીએ સને ૧૪૦૩માં રોમની મુલાકાત લીધી ત્યારથી થાય છે એમ માનવા કારણ મળે છે. તે વખતે રોમનો પુનરુદ્ધાર કેવી રીતે કરવો અને તેના ધાર્મિક, સામાજીક તેમજ સામાન્ય પ્રતિનાં વસવાટનાં મકાનોની દુરસ્તી માટે શા શા ઉપાય લેવા એ સવાલ હતો. ગ્રીક શિલ્પકળા તે વખતે જાણીતી નહોતી, તેમ તેનો રોમમાં કાંઇ ઉપયોગ થઇ શકે તેમ નહોતો; કારણકે રોમનાં મકાનોની કારીગીરી એવી હતી કે જે બીજી રીતે દુરસ્ત થઇ શકે. ગ્રીસની શિલ્પકળાનો ઉપયોગ આથી અસ્થાને હતો. વળી રોમની કારીગીરીના નમૂનાઓ તે વખતે અસ્તિત્વમાં હતા; જૂના વખતનાં સ્નાનગૃહો, નાટ્યશાળાઓ, દેવાલયો અને કીર્તિસ્તંભો મોજૂદ હતા; અને તે ઉપરથી દેવળો અને મહેલો બાંધવા અનુકૂળતા મળી શકતી હતી; શિલ્પકારોનું કાર્ય આથી ઘણું સહેલું બની ગયું હતું. તેમને ફક્ત આ નમૂનાઓ લઇ તે નવીન લેબાસમાં ઉતારવાના હતા. મકાનોના બાહ્ય દેખાવમાં નવીનતા દાખલ કરવામાં આવી પરંતુ તેના મુખ્ય

ભાગોમાં જૂની રોમન શિલ્પકળાનું આબાદ અનુકરણ કરવામાં આવ્યું. આવી મિશ્રિત બાંધણીનું પરિણામ એ આવ્યું કે ઇટાલીયન ગોથીક શિલ્પકળામાં જે જે ખોડખાંપણો જોવામાં આવે છે તે અહીં પણ રહી, કારણકે તે મકાનો એક ધાટીથી બંધાઇ શકાયાં નહિ અને તેમાં જણાતી ન્યૂનતા પૂરવા માટે થીંગડાં દેવાની જરૂર પડી.

**બ્રુનેલ્શી શિલ્પકાર તરીકે.**

સને ૧૪૨૫માં સેન્ટ લોરેન્ઝોનો મઠ બાંધ્યો; તેમાં તેણે જૂની શિલ્પકળાનું આબાદ અનુકરણ કર્યું, અને તેમાં ખાસ કરીને રોમની મુલાકાતને લઇને તેના મગજ ઉપર જે અસર થઇ હતી તેનો વ્યવસ્થિત રીતે ઉપયોગ પણ કર્યો. આવું છતાં આપણે જ્યારે તે મકાન નજરે જોઇએ છીએ ત્યારે એમ નથી લાગતું કે તે જૂની ધાટીસર બંધાયું હોય. તે નવચેતન યુગના પ્રયાસનું અનેરું પરિણામ છે. આ મહાન શિલ્પકારની કિંમત તો જ્યારે આપણે પીટ્ટી મહાલ અને ડુઓમોનું કુપોલા નજરે જોઇએ ત્યારે જ આંકી શકાય. આ બન્ને કૃતિઓ બ્રુનેલ્શીના બુદ્ધિકૌશલ્યને જ આભારી છે.

**લીઓબેટીસ્ટા આલ્બર્ટીની.**

બ્રુનેલ્શીના સમકાલીન તરીકે લીઓ બેટીસ્ટા આલ્બર્ટીની શિલ્પકળાના ક્ષેત્રમાં અસાધારણ શક્તિ બાબત આગળ ઉપર ઉલ્લેખ કરવામાં આવેલો છે જ. રીમીની ખાતેના સેન્ટ ફ્રાન્સીસ્કો તથા માન્ટુઆ ખાતેના સેન્ટ એન્ડ્રીયાનાં દેવળોમાં તેણે રોમન શિલ્પકળાને આબાદ ઉતારી છે. બ્રુનેલ્શીની માફક તેણે પાલાઝો રૂસેલાઇનું ભવ્ય મકાન બાંધીને શિલ્પકાર તરીકેની પોતાની શક્તિ બતાવી આપી છે. આ મકાન બાબત મેડીસીના

વખતમાં ફ્લોરેન્સની સમાજ ઉપર વિવેચન કરતી વખતે આગળ ઉપર ઇસારો કરવામાં આવ્યો છે. આ મકાન ઇટાલીમાં શિલ્પકળાની દૃષ્ટિએ સર્વોત્તમ કૃતિ ગણાય છે અને તેને આદર્શ નમૂનો ગણીને તે પછીના શિલ્પકારોએ અનુકરણ પણ કર્યું છે. મોન્ટેપલ્સીયાનોની નજીક આવેલા પીએન્ઝા ખાતે એક મહેલ બાંધવામાં ફ્રાન્સીસ્કો ડી જીઓર્જીઓ અને બર્નાર્ડો પ્રીઓરેન્ટીઓએ આ મકાનનું બરોબર બારીકાઇથી અનુકરણ કરેલું છે. મધ્યકાલીન ભારેખમ મકાનો અને તે પછીનાં સાદાં મકાનો કાળની ગતિ દરમ્યાન શિલ્પકળાની પ્રગતિનો ખ્યાલ આપે છે. બોલોગ્નામાં આવાં મકાનો પુષ્કળ છે અને મકાનોના મ્યુઝિયમની ઝાંખી કરાવે છે. ઉરબીનોના ઉમરાવનો મહેલ જૂની શિલ્પકળાના નમૂના રૂપ હજી પણ ઊભો છે.

**મીશેલોઝો.**

બ્રુનેલ્શી અને આલ્બર્ટી પછી મીશેલોઝો આવ્યો. આ શિલ્પકાર વીયાલારગાના એક ખૂણામાં ભવ્ય પરંતુ કારીગીરીમાં ઊતરતા પ્રકારનો રીકાર્ડી મહાલ બાંધવા માટે જાણીતો છે. આ મહેલમાં મેડીસી કુટુંબનું રહેઠાણ હોવાથી તે ઐતિહાસિક દૃષ્ટિએ ઘણો અગત્યનો છે. આ મહેલમાં મેડીસી કુટુંબનો વસવાટ ઘણા લાંબા વખત સુધી રહ્યો અને પાલાઝો પીટ્ટી તેમની કારકિર્દીના પાછળ વખતમાં તેમનું નિવાસસ્થાન બન્યું.

**બેનેડીટ્ટોડા માજાનો.**

પરંતુ ફ્લોરેન્સનાં સુંદર મકાનો પૈકી અત્યુત્તમ મકાન જે બેનેડીટ્ટોડા માજાનોએ પ્રીલીપ્પો સ્ટ્રોઝીને માટે બાંધ્યું તેની અત્રે ખાસ નોંધ લેવા જેવી છે. આ મકાનમાં ખાસ કરીને વિશેષતા એ હતી કે પહેલાના જમાનાની માફક તે વિશાળ અને

સાદું હતું. એટલું જ નહિ પરંતુ નવચેતન યુગમાં કળાના ક્ષેત્રમાં પ્રચલિત થએલા નવીન વિચારો અનુસાર તેમાં સૌંદર્ય અને ભવ્યતાનો પણ સમાવેશ કરવામાં આવ્યો હતો. આ દૃષ્ટિએ જોતાં પાલાઝો સ્ટ્રોઝીનું મકાન સામાજીક કારીગીરીની નજરે સર્વોત્તમ ગણાય એમાં જરાપણ શક નથી.

બ્રામાન્ટે.

સુવર્ણયુગના શિલ્પકારોમાં બ્રામાન્ટેને સૌથી પહેલું સ્થાન આપવું ઘટે; જોકે તેની કૃતિઓ આજે અણીશુદ્ધ અને આબાદ રહી નથી તે છતાં એટલું તો ખરું કે તેની કૃતિઓ પાછળના અને તેના સમયના શિલ્પકારોને માટે પ્રેરણાત્મક તો હતી જ. તેની કૃતિઓમાં ભવ્યતા સાથે સૌંદર્યનું મિશ્રણ જોવામાં આવે છે અને તે સાથે સાદાઈ અને સમતૂલનાની ખામી જણાતી નથી. જ્યારે તે જાહેરમાં આવ્યો તે વખતે, મુખ્ય મુખ્ય મુસીબતો દૂર થઇ હતી, અને યાંત્રિક સાધનો અસ્તિત્વમાં આવ્યાં હતાં. આ સાથે તેને આનુસંગિક કળાઓ પૂર્ણતાની ટોચે પહોંચી હતી. ઇટાલીના ઉત્તર પ્રદેશમાં કેટલાંક મકાનો તેને હાથે બંધાયાનું કહેવાય છે પરંતુ તેમાં ખરી બિના શું છે તે અંધારામાં જ છે, અને જે કાંઇ હશે તે તેની યુવાવસ્થાના વખતની કૃતિઓ હશે. ટોડી ખાતેનું સેંટ મેરીયા ડેલા કોનસોલાઝીયોનનું દેવળ, રોમ ખાતેનો કાનસેલારીયાનો મહેલ, અને પેવિયા ખાતેનું અધૂરું રહી ગએલું દેવાલય—એ ઉપરથી જોતાં જોનારને એમ તો લાગ્યા વગર રહે જ નહિ કે તે મહાન શિલ્પકાર હતો. સેંટ પીયરના દેવાલયમાં પાછળથી ઘણા સુધારાવધારા થયા છે તે છતાં બ્રામાન્ટેની થાંભલાઓ અને કમાનો ગોઠવવાની ખૂબી તો કાયમ જ રહેલી છે.

બ્રામાન્ટેના શિષ્યો પૈકી રાફેલ, ગીયુલીઓ રોમાનો, અને બાલ્ડાસારે પેરૂઝી એ ત્રણ મુખ્ય હતા, અને રોમમાં બ્રામાન્ટોની ખ્યાતિ તેઓ દ્વારા જ પ્રસરી હતી. પાલાઝો વિગેની, પાન્ડોલફીની સેંટ મેરીયા ડેલ, પોપોલોમાં કાપેલા ચીગી અને વીલા મેડેલા વગેરે બાંધી શિલ્પકાર તરીકે રાફેલ જાહેરમાં આવ્યો હતો. વીલામેડેમાના પ્લાન રાફેલે તૈયાર કર્યા હતા અને તેના બાંધકામ ઉપરની દેખરેખ ગીયુલીઓ રોમાનોએ રાખી હતી. આ મકાનની બાંધણી એટલી તો સુંદર અને આકર્ષક છે કે જોનારને એમજ લાગે કે ગુરુએ જે કિર્તી મેળવી હતી તેમાં તેનો ચેલો સાચો ભાગીદાર હતો. આ મકાનો માન્ટુઆ ખાતેના પાલાઝો ડેલટેની સરખામણીમાં, ઘણાં પછાત પડી જાય છે. આ મકાન એ ગીયુલીઓની સર્વોત્તમ કારીગીરીનો નમૂનો છે. આ મોજમજાહ કરવા માટે બંધાયલું સ્થળ જોતાં શિલ્પકારોમાં પણ અજબ પ્રકારની કવિત્વ શકિત હશે એમ જોનારને લાગે. રોમની જૂના જમાનાની જાહોજલાલીની પુનરુકિત નવીન જમાનામાં કરવાનું માન તેને ઘટે છે. પાલાઝો ડેલ ટેના જેવું જ મકાન બાલ્ડાસાર પેરૂઝીએ ટાઇબર નદીને કાંઠે વીલા ફારનેસીના સીએનાના આગોસ્ટીનો ચીગીને માટે બાંધ્યું છે. આ મકાનમાં રાફેલ અને તેના શિષ્યોએ જે ચિત્રકામ કર્યું છે તેથી તો તે ઇટાલીની ચિત્રકળાના ઇતિહાસમાં મશહુર થઈ પડયું છે.

*રાફેલ.*

પાછલા વખતમાં ધ્યાન ખેંચે એવી કૃતિઓ પૈકીનાં વેનીસ ખાતેનાં નીકોલ્પો સાનસોવીનોનાં મકાનો છે. આ મકાનો જોકે નવચેતન યુગમાં બંધાયાં હતાં તે છતાં તેના અલંકારો તે સમયની પહેલાંના છે. વેનીસના ડયુકનો મહેલ, સ્કુઓલા ડી

*નીકોલ્પો સાનસોવીનો.*

સેંટરેકો, પાલાઝો કોરનર અને પાલાઝો વેન્ડ્રામીની કાલેરગીની બાંધણી જોતાં તે વખતના અમીરઉમરાવ વર્ગના શોખની સહેજ ઝાંખી થાય છે. મધ્યકાલીન સમયની શિલ્પકળામાં ધીમેધીમે એવા તો ફેરફાર થયા કે નવચેતન યુગમાં એ બે સમય વચ્ચેના અંતરનું માપ કાઢવું મુશ્કેલ થઇ પડે એમ નહોતું. વેનીસના લોકો શોખીન અને મોજીલા હોઇ મકાનોની બાંધણી ભપકાદાર અને આકર્ષક છેવટ સુધી રહી હતી. સને ૧૫૩૬માં સાનસોવીનોએ સેંટ માર્કના પુસ્તકાલયનું જે મકાન બાંધ્યું છે તે હજી પણ વેનીસની અત્યુત્તમ કળાના નમૂના તરીકે મોજૂદ છે. તે મકાનની કમાનો બે હારોમાં એવી તો સુંદર રીતે ગોઠવી છે કે જોનારને એમ લાગ્યા વગર ન જ રહે કે રોમની જાહોજલાલી પછી ભાગ્યે જ આવું કામ તે જમાનામાં જોવામાં આવે. પાલાડીઓ આ બાંધણીનાં મુકત કંઠે વખાણ કરે છે.

માઇકલ એન્જેલો.

સોળમા સૈકાની મધ્યમાં, એન્ટોનીયો ડી સાનગેલો કિલ્લાઓના બાંધકામ માટે પ્રખ્યાત થયો હતો; બેસીયો ડી આંગ્નોલો ફ્લોરેન્સમાં સેંટ સ્પીરીટોનો મઠ બાંધીને જાણીતો થયો છે; જીઓવાની મેરીયા ફાલકોનેટોએ પાડુઆમાં સંખ્યાબંધ રાજસી ઠાઠવાળાં મકાનો બાંધી નામના મેળવી છે; માઇકલ સાનમીચેલી વેરોના ખાતે લડાઇખાતાનો શિલ્પકાર હતો અને તેણે પોતાના જન્મસ્થાનમાં અમીરઉમરાવો માટે પાંચ મોટા મહાલયો બાંધ્યા હતા;–પરંતુ આ બધા સામાન્ય પ્રતિના શિલ્પકારો હતા એટલે તેમના વિષે વધારે કહેવાનું રહેતું નથી. આ બધામાં માઇકલ એન્જેલો સૌથી પહેલું ધ્યાન ખેંચે એવો હતો. શિલ્પકાર તરીકે અનુપમ કારીગીરીના નમૂના પોતાની પાછળ તે મૂકી ગયો છે એટલું જ નહિ પરંતુ તેણે પોતાની પાછળ ઊગતા શિલ્પકારોને

ઊંધે રસ્તે ચડાવી મોટા પાયા ઉપર ખોટાં ખર્ચ કરી મકાનો બાંધવાનો આદર્શ તે મૂકતો ગયો હતો. ફ્લોરેન્સ ખાતેનું સેંટ લોરેન્ઝોનું દેવાલય, ડાઓકલેશીયનનાં સ્નાનગૃહોને ફેરવીને બંધાયલું દેવળ, કેપીટોલાઇન મકાનોની સુધારણા અને પાલાઝો ફારનેસીનો વધારો–એ જો કે પ્લાન તરીકે મઝાના છે પરંતુ તેનો અત્રે ઉલ્લેખ કરવો જરૂરનો નથી. આ બધામાં સેંટ લોરેન્ઝોનો સાગરેસ્ટીયા નુઓવા અને સેંટ પિટરનો ઘૂમટ કારીગીરીની દૃષ્ટિએ અનુપમ છે. માઇકલ એન્જેલો મનુષ્ય આકૃતિઓ કોતરી કાઢવામાં જેટલો કુશળ હતો તેટલો જ તે મકાનો ઉપરની નકશી કારીગરીમાં હોશિયાર હતો; રોમન શિલ્પકળામાં તે એકકો ગણાતો. સેંટ પિટરના દેવાલયનું બાંધકામ પૂરું થાય તે જોવાને તે જીવ્યો નહિ. પરંતુ જો તે જીવ્યો હોત અને તેણે બાંધકામની જે યોજના ઘડી હતી તે પાર પડી હોત તો સેંટ પિટરનું દેવાલય આજે કેવું હોત તે સહજ સમજી શકાય એમ છે. તેના મરણને લીધે સેંટ પિટરના ઘૂમટમાં ફેરફાર કરવો પડયો હતો અને કામ અધવચથી જ અટકાવી નાખવું પડયું હતું.

પાલાડીઓ.

નવચેતન યુગના પ્રારંભમાં શિલ્પકારો શિલ્પકળા ઉપર લખાયેલાં પુસ્તકોમાંથી ઝીણી કારીગીરીની ઢબનું અનુકરણ કરવા લાગ્યા. હવે ધીરેધીરે શિલ્પકળામાં પણ સ્થાપિત કાયદાકાનૂનો ઘડાવા લાગ્યા અને તે વખતના જાણીતા શિલ્પકાર, વીએસેન્ઝાના આન્ડ્રીઆ પાલાડીઓએ જૂની શિલ્પકળાનો ઝીણી નજરે અભ્યાસ કરી, તે ઉપર ઘડાયલા કાનૂનોને અનુસરી, નવીન પ્રકારની કારીગીરી શિલ્પકળાના ક્ષેત્રમાં દાખલ કરી. તેમાં અલંકાર, કે નવીનતા જેવું કાંઇ નહોતું. તેની બાંધણી સાદી અને સરળ હતી અને વેનીસ અને વીએસેન્ઝામાં તેણે બાંધેલાં મકાનો

જોઈએ તો લાગશે કે તેમાંના ઘણા મહાલયો અને દેવાલયો ધાટીસર બંધાયેલાં હોવા છતાં અનાકર્ષક અને તેજહીન દેખાય છે. તેમાં પ્રેરણા કરતાં બુદ્ધિ અને સગવડની કાળજીનો વધારે ભાસ થાય છે. આ રીતે જોતાં પાલાડીઓની સર્વોત્તમ કૃતિ વીએસેન્ઝા ખાતેનું પાલાઝીઓ ડેલા રાગીઓન-શિલ્પકળાની નવચેતન યુગમાં જે પ્રગતિ થઈ હતી તેનો સારો ખ્યાલ આપે છે.

નિકોલા પીઝાનો.

સુંદર કળાઓ, કોતરકામ અને નકસીકામ વચ્ચે ઘણી સામ્યતા જોવામાં આવે છે. મધ્યકાલીન સમયમાં ફીચાડીયસની બરોબરી કરી શકે એવો નર પીઝા ખાતે તેરમા સૈકામાં પ્રસિદ્ધિમાં આવ્યો. તેનું નામ નીકોલા પીઝાનો હતું. તે શિલ્પકાર હતો એટલું જ નહિ પરંતુ કોતરકામ પણ ઘણું સારું જાણતો અને નિર્જીવ પથ્થરોમાં તેના બુદ્ધિબળ વડે તે જીવન રેડતાં પણ શીખ્યો હતો. જેવી રીતે પેટ્રાર્ચથી સાહિત્યની પ્રગતિનાં મંડાણ મંડાયાં માનીએ છીએ તેવી જ રીતે નવચેતન યુગમાં શિલ્પ-કળામાં રસિકતાની શરૂઆત નીકોલા પીઝાનાથી થયેલી માનવા કારણ મળે છે. શિલ્પકળાની સાથે ચિત્રકળાનું કર્તવ્યક્ષેત્ર દોરી આપવા માટે તે જાણીતો થયો છે. નીકોલાએ કુદરતના સૌંદર્યનું પાન કરી પીંછી અને નરેણી વડે કેનવાસ અને પથ્થર ઉપર તે ઉતારવામાં પહેલ કરી હતી. તેનાથી માંડીને માઈકલ એન્જેલો અને સેલીની જેવા શિલ્પકારો પણ તેની કૃતિઓમાંથી પ્રેરણા મેળવવા માટે અહોનિશ મથતા અને જીવનનાં દૃશ્યો આબાદ ઉતારવા માટે પ્રયાસ કરતાં. બીજાં નાના કામો બાજુએ મૂકીએ તોપણ, પીઝા ખાતેનો છ ખૂણાવાળો વ્યાસપીઠ, સીએનાના દેવા-લયની અંદરનો આઠ ખૂણાવાળો વ્યાખ્યાનપીઠ, પેરૂજીયાના બજારમાં આવેલો ફુવારો, અને બોલોના ખાતે આવેલું સેંદ

ડોમીનીકનું દેવળ—એ બધાં નીકોલાએ સને ૧૨૬૦થી સને ૧૨૭૪ ની અંદર તેના શિષ્યોની મદદ વડે પૂરાં કરેલાં. આ કલામય કૃતિઓ જોતાં તેના બુદ્ધિકૌશલ્ય અને કારીગીરી માટે સૌ કોઇને માનની લાગણી ઉદ્ભવ્યા વગર ન જ રહે.

જીઓવાની પીઝાનો.

નિકોલા પીઝાનોએ એક શાળા સ્થાપી હતી. તેના પુત્ર જીઓવાની અને બીજા અસંખ્ય ચેલાઓએ નિકોલાની કારીગીરીના અત્યુત્તમ નમૂનાઓનો સંપૂર્ણ રીતે અભ્યાસ કરી તેની શૈલીનો આખા ઇટાલીમાં પ્રચાર કર્યો હતો. જીઓવાનીની કૃતિઓ પૈકી પીઝા ખાતે સ્પીના અને કેંપો સાંટોનાં દેવળો, સીએના ખાતે જાનાડુઓચોનો ઘૂમટ અને આરેઝો ખાતેનું સેંટ ડોનેટોગોનું દેવાલય—એ ગૌથીક શૈલીની ચાર કૃતિઓ ઇટાલીમાં આજે પણ મોજૂદ છે. અને તે ઉપરથી એમ ધારી શકાય છે કે તે વખતે શિલ્પકારોનું વલણ આલ્પ્સની બીજી બાજુએ આવેલા યુરોપીય દેશોના કળાકારોનું અનુકરણ કરવા તરફ હતું. જીઓવાનીએ પોતાની બાપની કૃતિઓનું અનુકરણ ન કરતાં તેણે પીઝાના બીજા કારીગરોની માફક, જૂની કળાશૈલી તરફ દુર્લક્ષ્ય રાખી, ગોથીક કળાશૈલીમાંથી માત્ર અમુક તત્વો જ ગ્રહણ કર્યાં હતાં; જ્યારે તેના પુત્રે તેનું પૂરેપૂરું અનુકરણ કરવા માંડ્યું હતું અને પરિણામે સેંટ એન્ડ્ર્યાનું વ્યાસપીઠ ગોથીક કળાશૈલીના અનુપમ નમૂના તરીકે આજે પણ જોનારની નજરે પડે છે. આ વ્યાસપીઠની કારીગીરી પીસા ખાતેના વ્યાસપીઠ સાથે સરખામણીમાં ચડીયાતી છે એમ કહ્યા વગર ચાલે એમ નથી.

ઓરીવીએટોનું દેવાલય.

જેવી રીતે અઝીઝી ખાતેનું સેંટ ફ્રાન્સીસ્કોનું દેવાલય ગીઓટોના જગવિખ્યાત ચિત્રોને લઇને જાણીતું છે તેવી જ રીતે ઓરીવીએટોનું દેવાલય પીઝાનોની શિલ્પકળાની અત્યુ-

ત્તમ પ્રતિની કારીગરી માટે સુવિખ્યાત છે. આવી કારીગીરી ઇટાલીની શિલ્પકળાની શરૂઆતના જમાનામાં બીજે ક્યાંઇ પણ જોવામાં આવતી નથી. આ દેવળના બાંધકામમાં જીઓવાની પીઝાનોનો હાથ હતો કે કેમ તે કાંઈ જણાતું નથી. ઓરીવીએટોના આ દેવળની કળા, જેની પાછળ ઇટાલીના સારામાં સારા શિલ્પીઓની બધીયે શક્તિઓ વપરાઇ હશે તે જોતાં પણ કાંઇ ચોક્કસ કલ્પના કરવી મુશ્કેલ થઇ પડે એમ છે. પરંતુ એટલું તો ખરું જ કે તેમાં પીઝાનોની શિલ્પકળાશૈલીની ઝાંખી થાય છે અને એ ઉપરથી માનવાને કારણ મળે છે કે તેરમા સૈકાના પાછલા ભાગમાં શિલ્પકળાની બાબતમાં જે પ્રગતિ થઇ હતી તેનો આ એક અનુપમ નમૂનો છે.

એન્ડ્રીયા પીઝાનો.

નીકોલા પીઝાનોના શિષ્યો પૈકી એન્ડ્રીયા લા પીઝાનો જે એન્ડ્રીયા પીઝાનોને નામે ઓળખાય છે તે પોતાના ગુરુની શિલ્પકળાની શૈલી ફ્લોરેન્સ લઇ ગયો હતો અને ત્યાં રહી તેણે શિલ્પકળાની અંદર ચિત્રકળાનો ઓતપ્રોત કરવાના કામમાં ઘણો સારો ફાળો આપેલો છે. ગીઆટોની દેખરેખ નીચે તેણે કેંપેનાઇલ અને ડુઓમોને માટે બાવલાં તૈયાર કર્યાં અને દેવાલયના દરવાજા ઉપર જસતની એક પ્રતિમા પણ ઊભી કરી. આ કૃતિઓ પંદરમા સૈકામાં પ્રેરણાત્મક બની. એન્ડ્રીયાની કૃતિઓની સાદી અને સુંદર યોજના, તેમાં પ્રદર્શીત કરેલા ભાવો, અને જસતના કામમાં બતાવેલું ઊંચા પ્રકારનું કૌશલ્ય—એ બધાં માટે યોગ્ય શબ્દોમાં તારીફ કરવી મુશ્કેલ છે.

ઓરકાગ્ના.

એન્ડ્રીયા પીઝાનોનો સૌથી બુદ્ધિશાળી શિષ્ય એક ફ્લોરેન્સનિવાસી, એન્ડ્રીયા આરકાંગ્યુઓલો ડી સીયોને કરીને હતો જે ઓરકાગ્નાને નામે ઓળખાય છે. આ માણસે પણ

તેનાથી વધારે સુવિખ્યાત ગીઓટોની માફક, ફ્લોરેન્સની અમર કૃતિઓનો વારસો મૂકેલો છે. બીજા ટસ્કન કારીગરોની માફક તેણે પોતાના બાપ સીયોનેની પાસે શિક્ષણ લેવાની શરૂઆત કરી હતી. અને તેની પાસેથી સોનારૂપા ઉપરની નકશીની કારીગીરીનું કામ શીખ્યો હતો. તેના ભાઈ બરનાર્ડોની પાસે રહી તેણે ચિત્રકળામાં નિપૂણતા મેળવી. ગીઓટોની સરખામણીમાં તે કાંઇ જેવો તેવો કવિ નહોતો અને તે વખતના જાણીતા કારીગરોની માફક તે અસલ શિલ્પી પણ હતો. જો કે ઓરસામીચેલના દેવાલયની બાંધણી ઘણે અંશે ટાડીઓ ગાડ્ડીને આભારી છે તે છતાં ગાડ્ડીના મરણ બાદ તેણે જ તે કામ પૂરું કર્યું હતું. લોગીઓ ડી લાન્ઝીની બાંધણી માટે શિલ્પકળાના ઇતિહાસકારો ઓરકાગ્નાનું નામ આગળ કરે છે તે છતાં તે કામ બેન્સી ડી સીયોનેનું હવે ગણાય છે. તેની સરખામણીમાં લોગીઓ ડેલ બીગાલોની ઓરકાગ્નાની બાંધણી જોકે સુંદર નથી તોપણ માર્ગદર્શક બની હતી. ચિત્રકાર તરીકેની તેની ખ્યાતિ સેંટ મેરીયા નોવેલાના સ્ટ્રોઝીના દેવળમાં ચિતરેલાં ચિત્રોથી થએલી છે. ઓરસામીચેલના દેવાલયની અંદર ઉગોલીનો ડા સીએનાએ મેડોનાના બાવલા ઉપર કમાન સાથેનો ગોલખ કોતરી કાઢયો છે તેથી તે શિલ્પકાર તરીકે પણ વિખ્યાતી પામ્યો છે. આ કારીગીરીમાં કોતરકામ વધારે ધ્યાન ખેંચે એવું છે અને આન્ડ્રીઓ પીઝાનોના દરવાજા કરતાં અહીં ગીઓટીની વધારે સારી રીતે પ્રતિતી થાય છે.

શિલ્પકારો વચ્ચે હરીફાઇ.

જ્યારે વ્યવસ્થાપક મંડળે પંદરમા સૈકાના પહેલા વર્ષમાં દેવાલયના બાકીના દરવાજાઓને જસતનાં બનાવેલાં પૂતળાંઓથી વિભૂષિત કરવાનો ઠરાવ કર્યો ત્યારે તેમણે આખાય ઇટાલીના કારીગરોને આમંત્રણ આપી તેમને તે બદલ યોજના

ઘડી રજૂ કરવા બોલાવ્યા. આ આમંત્રણને માન આપી સીએનાના ગીઆકોમો ડેલા કવેરસીયા, ફલોરેન્સના ફીલીપ્પો બ્રુનેલશી અને લોરેન્ઝો ડીસીનો ઘીબર્ટી અને બીજા બે જાણીતા ટસ્કન કારીગરોએ અરજી કરી. સોળ વર્ષના દોનેટેલોને પરીક્ષકોએ નમૂનાઓની પરીક્ષાની બાબતમાં સલાહ આપવા બોલાવ્યો. આ વખતે મોટી ખ્યાતિવાળા ચાર ટસ્કન શિલ્પીઓને ફલોરેન્સના સુવિખ્યાત દેવાલય આગળ એકઠા કરવામાં આવ્યા. ગીઆકોમો ડેલા કવેરસીયાને પહેલેથી જ બાતલ કરવામાં આવ્યો હતો; ઘીબર્ટી અને બ્રુનેલશીની બાબતમાં પરીક્ષકો વચ્ચે મતભેદ ઊભો થયો પરંતુ બ્રુનેલશીએ પોતાના હરીફને પોતાના કરતાં વધારે બુદ્ધિવાન હોવાનું કબૂલ કરી, પોતાની ઉમેદવારી પાછી ખેંચી લેવાની ઉદારતા બતાવી. સને ૧૪૦૩માં ઘીબર્ટીને બાકીના બે દરવાજાઓ પૈકી એકને બાવલાંઓથી વિભૂષિત કરવાનું કામ સોંપવામાં આવ્યું અને પાછળથી બીજા દરવાજાનું કામ પણ તેને મળ્યું. પરંતુ સને ૧૪૫૨ સુધી તે કામ પૂરું થઇ શક્યું નહોતું અને આ જ કામમાં તેની આખી જિંદગી પસાર થઇ ગઇ.

ડેલા કવેરસીયા.

"આઇઝેકનો આત્મભોગ" દર્શાવતું બાવલું ડેલા કવેરસીયાએ કેવી રીતે બનાવ્યું તે જાણવા આપણી પાસે સાધન નથી. બોલોગ્ના ખાતે સેંટ પેટ્રોનીઓના થાંભલાઓ ઉપરનું નકશીકામ અને સીએનાના દેવાલયમાં સેંટ જ્હોનની દેરી આગળના ફુવારાની રચના ઉપરથી તેની શૈલીની ઘીબર્ટીની શૈલી સાથે સરખામણી કરવાનું બની શકે છે. એ જોતાં એટલું તો કબૂલ કરવું જ પડે કે કવેરશીયા ઘીબર્ટીનો સાચો હરીફ હતો. જો તેને દરવાજાઓનું કામ સોંપવામાં આવ્યું હોત તો કાંઇક વધારે પ્રતિભાવાળી શૈલીનો નમૂનો આપણને જોવાને મળત. ઘીબર્ટીની

કારીગરીમાં મૃદુતા અને અલંકારની વિષેશતા જોવામાં આવે છે જ્યારે ડેલા કવેરસીયાની કારીગરી પ્રતિભાવાળી અને પ્રભાવશીલ હોઇ માઇકેલ એન્જેલોને ઘણી મળતી આવે છે. સીએનાના જાહેર રસ્તા ઉપરનો ફ્રોન્ટે ગાજા, જેને હાલ સમરાવવામાં આવ્યો છે, અને લુકાના દેવળની અંદર ઇલારીયા ડેલ કારેટોની કબર ઉપરનું ચિત્ર એ બે ડેલા કવેરસીયાની કારીગીરીની બીજી જાણીતી કૃતિઓ છે.

ડોનાટેલો.

નવચેતન યુગના શરૂઆતના દિવસોમાં ખોટા ઢોંગધતુરાઓ ઊભા થએલા ન હોવાથી તે વખતના કારીગરોનું લક્ષ ખોટે માર્ગે દોરાયલું નહોતું. ઘીબર્ટી કરતાં વધારે સારી રીતે પોતાનું વ્યક્તિત્વ સાચવીને જૂની શિલ્પકળાશૈલીનું અનુકરણ કરવામાં ડોનાટેલોએ વધારે સફળતા મેળવી હતી. જ્યારે તે માત્ર બાળક હતો તે વખતે તે બ્રુનેલશીની સાથે રોમની મુસાફરીએ ગયો હતો. અને ત્યાંના શિલ્પકળાના નમૂનાઓનો તેણે સારો અભ્યાસ કર્યો હતો. જૂની શિલ્પકળા શૈલીના અનુકરણમાં જે સફળતા તેણે પ્રાપ્ત કરી હતી તે તેના પાલક રૂબર્ટો મારટેલીના તેણે તૈયાર કરેલા બાવલા ઉપરથી ચોખ્ખું જણાઈ આવે છે. તેણે વિજયી બાયસની પ્રતિમા પણ આવી જ રીતે તૈયાર કરી હતી. આમ છતાં તેની ઘણીખરી કૃતિઓમાં ખ્રિસ્તી ધર્મનો જુસ્સો ચોખ્ખો દેખાઇ આવતો હતો. ફ્લોરેન્સના ધર્માલયમાં બેસાડેલું માગડેલીનનું જસતનું પૂતળું, સીએના ખાતેના ડુઓમોનું બેપ્ટીસ્ટનું બાવલું અને વેનીસ ખાતેના ફ્રારીમાં બેપ્ટીસ્ટની લાકડાની પ્રતિમા એ ત્રણેમાં ગ્રીક શિલ્પકળાશૈલીથી કાંઇક જુદા પણું જણાઇ આવતું હતું. જોકે જૂની કળાશૈલીમાં જે સહૃદયતા હતી તે તો કાયમ જ રહી પરંતુ ખ્રિસ્તી ધર્મનો જુસ્સો તેમાં

વધારે આગળ પડી આવે છે. ઓર્સાં મીશલની ઉત્તર તરફની દિવાલ ઉપર સેન્ટ જ્યોર્જનું આરસપહાણનું જે બાવલું બેસાડેલું છે તે ડોનાટેલોની આધુનિક શિલ્પકળાશૈલીને અનુસરતી કૃતિ છે. વળી બાર્જેલોમાં કોસીમો ડી મેડીસીને માટે ડેવીડનું જસતનું પૂતળું તેણે આ જ ઢબે તૈયાર કરેલું છે. તેની સંખ્યાબંધ કૃતિઓ જે આજે જુદા જુદા દેવળો અને સંગ્રહસ્થાનોમાં જોવામાં આવે છે. તે જોતાં તે વખતમાં ઇટાલીની શિલ્પી સમાજમાં તેની કેટલી બધી લાગવગ હશે તેનો સહજ ખ્યાલ આવી શકે છે. આજે પણ તેની યાદગીરી ઘીબર્ટીના પ્રતિસ્પર્ધી તરીકેની છે. જે ઊંધો માર્ગ ઘીબર્ટીએ બતાવ્યો, અને જેને લઇને તે વખતના શિલ્પકારો અવળે માર્ગે દોરાયા તેમનો માર્ગદર્શક બની તેણે સાચી સેવા બજાવી હતી.

ડોનાટેલાના શિષ્યો પૈકી સૌથી આગળ પડી આવતો એન્ડ્રીઆ વેરોચીઓ એક કુશળ સોની, હોશિયાર ચિત્રકાર અને જસતના કામમાં બાહોશ કારીગર હતો. જોકે તેની શક્તિઓ નિયંત્રિત હતી તોપણ તે જે કાંઇ કરતો તેમાં તેના બુદ્ધિકૌશલ્યની છાપ પડતી. તેના સમકાલીનો પૈકી લીઓનાડો ડા વીન્સી, લોરેન્ઝો–ડી–ક્રેડી અને પીએટ્રો પેરૂજીનો જેવા તેના શિષ્યો હતા. આ ઉપરથી તેનું સ્થાન તે વખતના શિલ્પીઓમાં કેવું હશે તેનો સહજ ખ્યાલ આપણને આવી શકે છે. લીઓનાડીની કૃતિઓમાં અને લોરેન્ઝો ડી ક્રેડીના ચિત્રોમાં જે મુખરેખાઓ જોવામાં આવે છે, તેવા જ પ્રકારની રેખાઓ વેરોચીઓના ડેવીડના પૂતળામાં પણ માલૂમ પડે છે. ગુરુશિષ્યોની શિલ્પશૈલી વચ્ચેની સામ્યતા જોતાં એમ તો કહેવું જ પડે કે તેમનામાં કારીગરનું બુદ્ધિકૌશલ્ય મોટા પ્રમાણમાં હતું. વેનીસ

વેરોચીઓ.

ખાતે કેમ્પો-ડી-સેન્ટઆની પોલોના નામથી પ્રસિદ્ધ થયેલું, સ્કુ-ઓલા-ડી-સેન્ટ માર્કોની આગળ મૂકેલું બાર્ટોલોમીઓ-કોલેઓ-નીનું લશ્કરી પોશાકમાં જે મોટું બાવલું હાલ જોવામાં આવે છે તે વેરેચીઓની સર્વોત્તમ કૃતિઓ પૈકીનું એક હતું.

લુકા ડેલા રોબીઆ.

લુકા ડેલા રોબીઆ પંદરમા સૈકાનાં પહેલાં એંશીવર્ષોમાં ઘણો જાણીતો થયો છે. તેના સમકાલીન ઘીબર્ટી અને ડોનાટેલો કરતાં તેનું વ્યક્તિત્વ ઘણું જ જુદું પડે છે. અને તેના પછીના શિલ્પીઓની સરખામણીમાં આ જુદાઇ ઘણી સારી રીતે જોવામાં આવે છે. તે કળાનો શોખીન હતો, અને કળાના ઉત્કર્ષમાં તેણે પોતાનું આખુંયે જીવન સમર્પણ કર્યું હતું. ડોનાટેલો જેવો તે સિદ્ધાંતવાદી ન હતો તેમ ઘીબર્ટીની માફક તેને અલંકારનો શોખ ન હતો. શરૂઆતમાં તે એક સોનીને ઘેર કામ શીખવા રહ્યો. ત્યાર પછી, તે છેક પીસતાળીસ વર્ષનો થયો ત્યાંસુધી તેની બાબતમાં આપણને કંઇ ખાસ માહિતી મળી શકતી નથી. આ સમય દરમ્યાન તેણે સારો અનુભવ મેળવ્યો હતો, અને ડુઓમોના ચિત્રગૃહને માટે કૂદતાં બાળકો અને ધ્યાનમગ્ન સાધુઓનાં બાવલાં તેણે તૈયાર કર્યાં હતાં. પથ્થર ઉપરની કારી-ગીરી, અને આરસપહાણ ઉપર પ્રદર્શિત કરેલા ભાવો જોતાં તેની કૃતિઓ આંખને એવી તો ગમી જાય છે કે જાણે આપણે જીવંત આકૃતિઓ સામે ઊભા ન હોઇએ એમ ભાસ થાય છે. શિલ્પી અમુક જ હદ સુધી જઇ શકે તે વાત ટેરાકોટાની ચકચકિત કારીગીરી ઉપરથી સમજી શકાય છે. તેનો ભત્રીજો આન્ડ્રીઆ-ડેલા-રોબીઆ અને તેના ચાર પુત્રોએ મળી લુકાએ શોધી કાઢેલી ઢબ પ્રમાણે ચળકતી માપની આકૃતિઓ ઘડવાનું ચાલુ રાખ્યું, પરંતુ લુકાના જેવી રસવૃત્તિ તેમનામાં ન હોવાથી તેમને બહુ

સફળતા મળી નહિ. આ કારીગીરી તેમના પછી આ ગોસ્ટીનો-ડી-ગુસી જે ડી-ડુસીઓના નામે ઓળખાયો છે તેને હાથ લાગી, પરંતુ તેની આકૃતિઓમાં લુકાની રસવૃત્તિ ન હતી અને તે ડોનાટેલોની જડ આકૃતિઓને વધારે મળતી આવતી હતી.

લુકા ડેલા રોબીઆના યુવાન સમકાલીનો પૈકી ચાર શિલ્પીઓ ખાસ ધ્યાન ખેંચે છે. એન્ટોનિયો રોઝેલીનો, મેટીઓ સીવીટેલ, મીનો ડા ફીએસોલ અને બેનેડીટો ડા માડાની એ ચારની કૃતિઓમાં માધુર્ય, સૌંદર્ય, શાંતિ અને આત્મનિયંત્રણ જોવામાં આવે છે, પરંતુ તે દરેકની શૈલીમાં વત્તાઓછા પ્રમાણમાં ભિન્નતા માલૂમ પડે છે. રોઝેલીનોની શૈલી ઘીબર્ટીને વધારે મળતી આવે છે. તેના ચિત્રોની બૅકગ્રાઉન્ડ તે મહાન શિલ્પીની આડંબરભરી અને અલંકારીક આકૃતિઓને મળતી આવે છે. સાન મીનીઆટોના દેવળમાં યુવાન કાર્ડીનલ ડી પોર્ટોગાલોનું જે બાવલું બેસાડેલું છે તેમાં અજબ પ્રકારની પ્રતિભા નજરે પડે છે. મૃત્યુની ભાવના પથ્થર ઉપર ઉતારવામાં રોઝેલીનો ઘણે અંશે સફળ થયો છે.

રોઝેલીનો.

લુકાનો મેહીઓ સીવીટેલ ધાર્મિક ભાવના ઉતારવામાં એક શિલ્પી તરીકે રોઝેલીનોની બરાબરી કરી શકતો; પરંતુ તે જાત જાતની વસ્તુઓ પસંદ કરતો. આરસપહાણ ઉપરનું તેનું કામ ખરેખર વખાણવાયોગ્ય છે. તે જાણે ઉત્સાહ અને ભક્તિભાવથી પોતાની અંતરભાવના પોતાની કૃતિઓ ઉપર ઠાલવી દેતો ન હોય એમ ભાસ થાય છે. લુકાના લોકો માટે તેણે સાન્ટોવોલ્ટીનું એક નાનું દેવાલય નવચેતન યુગની શિલ્પ-શૈલીના નમૂનારૂપ તૈયાર કરી આપ્યું, અને તેમાં તેવા જ

સીવીટેલ.

પ્રકારનું એક વ્યાસપીઠ પણ બાંધી આપ્યું. સેન્ટ રેગ્યુલસનો યજ્ઞકુંડ નવચેતન યુગના પ્રારંભની કૃતિ હોય એમ લાગે છે.

મીનોડી-જીઓવાની યાને ફીઓસોલ.

મીનો–ડી-જીઓવાની જેને ડા ફ્રીઓસોલના નામે ઓળખવામાં આવે છે તેની કૃતિઓમાં એટલો તો આડંબર જોવામાં આવતો કે જોનારને તે કૃત્રિમ લાગતી. ફ્લોરેન્સના કબરસ્તાનમાં જે કબરો બાંધવામાં આવી છે તે જોતાં એમ લાગે છે કે જો અમુક શૈલીના તત્વોને ઠેઠ સુધી વળગી રહેવામાં ન આવ્યું હોત તો તે વધારે સુંદર લાગત. ફ્રીએસોલના દેવળમાં વડા પાદરી સાલુટાટીનું જે બાવલું મૂકવામાં આવ્યું છે, તેમાં ઉત્પાદક વ્યક્તિત્વની પ્રતીતિ થાય છે.

બેનેડીટો ડા માજાનો.

સ્ટ્રોઝીના રાજમહેલના પ્લાન તૈયાર કરનાર તરીકે બેનેડીટો–ડા–માજાનો બાબત આપણે આગળ ઉપર ઉલ્લેખ કરી ગયા છીએ. તે અને તેનો મિત્ર ડેઝીડેરીઓ–ડા–સેટીગ્નાનો જે ડીનાટેલોનો એક શિષ્ય હતો–તે બન્નેનામાં મીનો–ડા–ફ્રીઓસેલના જેવી જ રસવૃત્તિ હતી.

આન્ડ્રીઆ–ડા–સાનસોવીનો શિલ્પી તરીકે.

પંદરમા સૈકામાં થઇ ગયેલા શિલ્પીઓનું વૃત્તાંત અત્રે લગભગ પૂરું થાય છે. સોળમા સૈકાની શરૂઆતમાં માઇકેલ એન્જેલોનું ભવ્ય વ્યક્તિત્વ આગળ પડતું જણાય છે. આન્ડ્રીઆ–કોન–ટુ–સી–ડા સાન્સોવીનો અને તેનો શિષ્ય જાકો–પો–ટાટી જે પણ સાન્સોવીનો તરીકે ઓળખાય છે તે બન્ને બાબત અત્રે સહજ ઉલ્લેખ કરવાની જરૂર છે. તેઓની શૈલી બુનારોટીના જેવી જ હોવા છતાં ફ્લોરેન્સના

શિલ્પકળાના ઇતિહાસમાં તેમનું વ્યક્તિત્વ ભિન્ન પડી જાય છે આન્ડ્રીઆ-ડા-સાન્સોવીની એક શિલ્પી હતો અને નવચેતન યુગના મધ્યમાં જે ખામીઓ હતી તે તેનામાં નજરે પડે છે. અલંકારની ધગશમાં તે સાદાઇ ચૂકતો અને નાટકીય ભપકો કરવામાં તેની આકૃત્તિઓમાં શાંતિનો અભાવ જણાતો. આ વાતની પ્રતીતિ સેન્ટ મેરીઆ-ડેલ-પોપોલોમાં આવેલી વડા પાદરીઓની કબરો અને લોરેટો ખાતે સાન્ટા કાસા ઉપરની તેની કૃતિઓ જોતાં થશે.

જાકો પો ટાટી એક મહાન વ્યક્તિ હતી. તેણે સાનગાલો અને બ્રામાન્ટેની સાથે રહીને રોમની અસલ શિલ્પકળાનો અભ્યાસ કર્યો હતો. એટલું જ નહિ પણ જડી આવેલી આકૃતિઓને સમારવામાં અને લાઓકુનનું જસતનું પૂતળું બનાવવામાં અગ્ર ભાગ લીધો હતો. સને ૧૫૨૩માં વેનિસના વડા ઉમરાવ આન્ડ્રીઆ ગ્રીટીએ તેને પોતાની બોલાવ્યો જ્યાં તે સને ૧૫૭૦ સુધી એટલે મરતાં સુધી રહ્યો. ત્યાં રહી તેણે ઝેકાનું મકાન, પુસ્તકાલય, શાહીમહેલમાં સ્કાલા ડી ઓરો અને સેન્ટ માર્કની ઘડીઆળના ટાવરની હેઠળ લોજીઓટા વગેરેનું બાંધકામ કર્યું. તે ઉત્તમ પ્રતિનો કારીગર હતો, અને તેની શૈલીમાં આધુનિક કળાશૈલીની સાથે ધાર્મિક ઝનૂનનું મિશ્રણ થયેલું જણાતું. ઘીબર્ટી અને ડોલાટેલો ઉપર જૂની આકૃત્તિઓ જડી આવવાથી જે અસર થાય તે થઇ ન હતી કારણકે તેઓ કુદરતમાંથી જ પોતાની વસ્તુઓ પસંદ કરતા. સાન્સોવીનોનું બાચસનું સુંદર અને ધાર્મિક ઝનૂન પ્રદર્શિત કરતું બાવલું એ નવચેતન યુગની સર્વોત્તમ આકૃતિઓ પૈકીનું એક છે. બાચસ અને સાટ્રીસકસનાં બાવલાં જોતાં તે વખતના સિદ્ધાંતવાદનો સહજ ખ્યાલ

જાકી પો ટાટી.

આવી શકે છે. બાચસનું આ બાવલું જૂની કળાશૈલીની નજરે માયકલ એન્જેલોના બાચસના બાવલા કરતાં વધારે સારું છે એમ કહ્યા વગર ચાલે એમ નથી.

બાન્ડી નેલીઆમાનાટી.

બાસીઓ બાન્ડીનેલી અને બાર્ટીલીમીઓ આમાનાટી જેમના હર્ક્યુલસ, સાટીર્સ, ન્યુન અને વરુણ દેવતાઓનાં બાવલાં ઈટાલીઅન શહેરોના બજારોમાં ઠેર ઠેર જોવામાં આવે છે. તેઓ શિલ્પકળાની દૃષ્ટિએ ઘણા નીચા દરજ્જાના શિલ્પીઓ હતા. તેમની આકૃતિઓમાં જડતા, મંદતા, અથવા આડંબર એક યા બીજી રીતે જોવામાં આવે છે. તેમને ગ્રીક આકૃતિઓ માની લેતાં આંચકો આવે છે કારણકે ગમે તે પૂતળાંને નામ આપી ઠોકી બેસાડવું એ કંઇ કળા નથી. પરંતુ જૂની કળાના નમૂના તરીકે તે ખાસ કંઈ ખરાબ ન કહેવાય. બેનેવેનુટી સેલીનીનું પર્સેયુઅસ અને જીઆન બોલોગ્નાનાં કેટલાંક પૂતળાંઓ જૂની કળાશૈલીને અનુસરીને ઊભાં કર્યાં હોય એમ લાગે છે.

ચિત્રકળા.

મધ્યકાળમાં ખ્રિસ્તીધર્મના વિચારોને પ્રદર્શિત કરવામાં બે જાણીતા ધાર્મિક મઠો તરફથી ચિત્રકળાનો ઉપયોગ કરવામાં આવ્યો હતો. શરૂઆતમાં ચિત્રકારો કુદરતમાંથી પોતાની વસ્તુઓ પસંદ કરતા, પરંતુ સને ૧૪૪૦ પછી જૂની આકૃતિઓ અને જૂનાં સાહિત્યો જડી આવવાથી તેમાં મોટો ફેરફાર થયો. સીમાબુના ચિત્રની કથા જાણીતી છે. એન્જ્યુના ચાલ્સેં જાતે તેને સરઘસના આકારમાં શહેરના બધા લત્તાઓમાં ફેરવ્યુ અને તે સેન્ટ મેરીઆના દેવળમાં પધરાવવામાં આવ્યું હતું. આ કૃત્યને ઇટાલીની ચિત્રકળાના જન્મોત્સવ તરીકે ગણીએ તો

કંઇ ખોટું નથી. આ રીતે ફ્લોરેન્સવાસીઓએ અગાઉ થઇ ગયેલા ચિત્રકારને અને તેની અજબ કૃતિને માન આપ્યું. હજી પણ રૂસેલીનું મેડોનાનું ચિત્ર તે દેવળને મથાળે લટકાવેલું જોવામાં આવે છે. આ ચિત્રની શૈલી બેઝેન્ટાઇનની શૈલીને ઘણી મળતી આવે છે. આ ચિત્રમાં ભાવના પ્રદર્શિત કરવાનો સબળ પ્રયત્ન કરવામાં આવ્યો છે.



# પ્રકરણ ૧૩

## સ્થાનિક સાહિત્યનું પુનરાવર્તન.

ઈટાલીયન સાહિત્યના પ્રથમ અને સુવર્ણ યુગનો બોકેશીયોની સાથે અંત આવ્યો. તેણે સ્થાનિક સાહિત્યની ખીલવણી માટે રૂપરેખા દોરી આપી અને તે પછી પાછળ થઇ ગએલા સાક્ષરોએ તે જ માર્ગે સાહિત્યક્ષેત્રમાં પોતાની પ્રવૃત્તિઓને દોરી. આ પછી એક સૈકા પર્યન્તનો ગ્રીક અને લેટિન સાહિત્યનાં ખીલવણીનો સમય આવ્યો. આ સમય દરમ્યાન પોગીઓ અગર પોન્ટાનો જેવા સમર્થ સાક્ષરો પણ દાંતે કે પેટ્રાર્ચ જેવાની અત્યુત્તમ કૃતિઓનું અનુકરણ કરવામાં હિણપદ માનતા. પરંતુ પંદરમા સૈકાની છેવટના સમયમાં ખાસ કરીને લોરેન્ઝો ડી મેડીસી અને તેના દરબારીઓના પ્રયાસને લઈને માતૃભાષાની ખીલવણીમાં હવે સાક્ષરો રસ લેવા લાગ્યા. સ્થાનિક સાહિત્યને આથી મળેલા પુનર્જીવનને લઇને તે દિશામાં પણ હવે નવચેતન પ્રગટવા લાગ્યું. હવે વિદ્વાનો દાંતે, પેટ્રાર્ચ અને બોકેશીયો જેવા સમર્થ સાક્ષરોની કૃતિઓનું અનુકરણ કરવા લાગ્યા અને જે સાહિત્ય મધ્યકાલીન સમયમાં સાવ અંધારામાં પડી ગયું હતું તેને પ્રકાશમાં લાવી તેનું સ્થાન પ્રાચીન સાહિત્યની હારમાં લાવી મૂકયું. હવે પ્રજામાં નવું જોમ આવતાં, સંસ્કાર અને સંસ્કૃતિના બળે, દેશાભિમાન પ્રગટયું અને તેને લઇને માતૃભાષા હવે સમસ્ત દેશની ભાષા બનવા લાગી. આ રૂપાન્તરને લઇને ટસ્કનીની લાગવગ દૂર થઇ

અને લોકો પોતાનું વ્યક્તિત્વ સમજી પોતાને ઇટાલીયન કહેવડાવવા લાગ્યા.

સાક્ષરોની સ્થાનિક સાહિત્ય પ્રત્યેની ઉદાસિનતા.

પંદરમા સૈકા દરમ્યાન સંસ્કારી અને કેળવાયલા લોકો અને સામાન્ય પ્રતિના લોકો વચ્ચે ઘણું અંતર પડી ગયું હતું. સમર્થ સાક્ષરો જૂનું સાહિત્ય શોધી કાઢી તેને પ્રકાશમાં લાવવાના કાર્યમાં એવા તો મશગુલ થઇ ગયા હતા કે ગ્રામ્યભાષા વાપરવા કે તેની ખીલવણી કરવાનો વિચાર કરવો એ પોતાની જાતને નીચું જોવડાવવા જેવું લાગતું. તેમની સાક્ષરી ભાષા લેટિન બની હતી; તેઓ તે જ ભાષામાં વિચાર કરતા અને તે જ ભાષા દ્વારા પોતાના વિચારો પ્રદર્શિત કરતા. તેમના આ વ્યવસાયમાંથી તેમને સામાન્ય જનતાને શિક્ષણ આપવાનો વખત સુદ્ધાંત પણ મળતો નહિ. આથી ગ્રીક અને લેટિન ભાષા જાણનારો એક અલગ વર્ગ અસ્તિત્વમાં આવ્યો અને તે રાજદરબારોમાં અને અમીરઉમરાવોને ત્યાં તે ભાષાઓમાં લખાયલાં પુસ્તકો, નિબંધો, પત્રિકાઓ વગેરે વાંચી પોતાનો શોખ પૂરો પાડતો. આ વર્ગને માટે પોગીઓ અને પોન્ટાનો લેટિન ભાષામાં નવલકથાઓ લખતા. પરભાષામાં સંસ્કૃતિ પામેલાઓ, તે વખતના જાણીતા પ્રતિસ્પર્ધિ સાક્ષરો વેલા અને ફ્રીલેલ્ફો જેવાઓની ટીકાઓ અને ટાણાંઓને ઉત્તેજન આપતા અને વિવિધ પ્રકારની ચર્ચાઓ ચલાવતા. આવા ઉચ્ચ સ્થાનેથી નીચે આવી સામાન્ય પ્રતિના લોકો સાથે વાદવિવાદ જેટલો પણ પ્રસંગ ઊભો કરવો એ તે જમાનામાં ગૃહસ્થાઇને દુષણરૂપ લાગતું. સ્વદેશની ભાષાને ઉત્તેજન આપવા માટે માત્ર છૂટાછવાયા પ્રયત્નો થતા. બ્રુની જેવો કોઇક વિદ્વાન દાંતે અને પેટ્રાર્ક જેવી મહાન વ્યક્તિઓનાં જીવનચરિત્રો લખવામાં પોતાનો થોડો ઘણો સમય ગાળતો;

અગર પ્રીલેલ્ફો જેવો કોઇક સાક્ષર દાંતેની "ડીવાઇન કોમેડી" સ્વર્ગીય સંગીત ઉપર વિદ્યાલયોમાં ભાષણો આપતો, અગર લાંડીનો જેવો કોઇક દાંતેની કૃતિઓ ઉપર માતૃભાષામાં ટીકાઓ લખતો. વળી પરિસ્થિતિ એવી પણ ઊભી થઇ કે દાંતે અને પેટ્રાર્ચે લખેલાં પુસ્તકોનો જૂના અને પ્રાચિન સાહિત્યમાં સમાવેશ થવા લાગ્યો. પરંતુ આ મહેરબાની જો કોઇ કરતું તો તે પૈસાની લાલચે જ; નહિ કે પોતાની અંદરની પ્રેરણાથી દોરાઇને. વેસ્પાસીનોએ ઇટાલીના મહાન પુરુષોનાં જીવનચરિત્રો ઇટાલીયન ભાષામાં લખ્યાં, તેનું ખાસ કારણ તો એ હતું કે તેનો લેટિન ભાષા ઉપર જોઇએ તેવો સારો કાબૂ નહોતો અને સ્થાનિક વિચારો અને પ્રવૃત્તિઓને પરભાષામાં પ્રદર્શિત કરવા જેટલો બહોળો શબ્દકોષ તેની પાસે નહોતો. ફીલેલ્ફોએ સેન્ટ જહોન ઉપર જે કચરા જેવી કવિતા રાષ્ટ્રીય છંદમાં રચી અને પેટ્રાર્ચના ગ્રંથો ઉપર માતૃભાષામાં તે ટીકાઓ લખવા પ્રેરાયો તે માત્ર કોઇ અમીરની મહેરબાની મેળવવા માટે જ. આ રીતે માતૃભાષા દેશના વિદ્વાનોની બેદરકારીને લઇને જ અધોગતિએ પહોંચી હતી.

માતૃભાષાની માઠી દશા.

પરભાષા પ્રત્યેના આવા અનુચિત પ્રેમને લઇને સાક્ષરોનું ટીકાકારો તરીકેનું લક્ષ્યબિન્દુ વિપરીત બન્યું. નીકોલો ડી નીકોલી, ફ્લોરેન્સવાસી હોવા છતાં, તેણે દાંતે જેવા મહાન કવિને "ભઠિયારા અને મોચીઓ"ના કવિની ઉપમા આપી; પીકો ડેલા મીરાન્ડોલા જેવા સમર્થ વિદ્વાને પેટ્રાર્ચના કરતાં લોરેન્ઝો ડી મેડીસીનાં કાવ્યોને પસંદગી આપી; લાન્ડીનોએ તો વળી એવી પણ ફરિયાદ કરી કે માતૃભાષામાં (લોકભાષામાં) કોઈ ધ્યાન ખેંચે એવા લેખકો પણ નથી. જોકે તેનું આ કહેવું તે સમયમાં વાજબી પણ હતું એમ કહ્યા વગર પણ ચાલે એમ

નથી. ફ્રીલીપ્પો વીલાનીએ લખેલાં જીવનચરિત્રોની પ્રસ્તાવના તરીકે જે કવિતા લખી તેમાં તેણે પોતાના બાપે લોકસાહિત્યની કરેલી સેવા માટે વાચકવર્ગની માફી પણ માગી લીધી. લોરેન્ઝો ડી મેડીસીને લોકભાષાને ઉત્તેજન આપવા માટે પોતાનો બચાવ કરવાની જરૂર પડતી; કારણકે સાક્ષરોનો મોટો ભાગ માતૃભાષા તરફ ઘૃણાની નજરે જોતો. તેઓ લોરેન્ઝો ઉપર મોટા અને ગહન વિષયો લૅટિન ભાષામાં ન ચર્ચવા માટે બિનઆવડત, કમતાકાત અને નાલાયકીનો આરોપ સુદ્ધાં મૂકતા. બેનેડીટ્ટો વારચી, જે ઇટાલીયન ભાષામાં ઉત્તમ પ્રાંતનું ગદ્ય લખવા માટે પંકાયલો છે. તે પોતાના શિક્ષણની શરૂઆત બાબત લખે છે- " મને યાદ છે કે જ્યારે હું નાનો બાળક હતો ત્યારે બાપ પોતાના દીકરાઓને અને શિક્ષક પોતાના શિષ્યોને લોકભાષામાં લખાયલું કોઇપણ પુસ્તક વાંચવાની ખાસ મના કરતો; અને ગુઆસ્પારે મેરીસ્કોટી ડા મારાડી, જે મારો શિક્ષક હતો અને જે મને વ્યાકરણ શીખવતો, તેણે એક વખત એમ સાંભળ્યું કે હું તથા શીયાટા ડી બર્નાર્ડો બાગનેસી પેટ્રાર્ચે લખેલું એક પુસ્તક એક ગાડામાં સાથે બેસી વાંચતા હતા. આ ઉપરથી તેનો એવો તો મિજાજ ગયો કે તેણે અમને સખત માર માર્યો એટલું જ નહિ પરંતુ નિશાળમાંથી કાઢી મૂકવાની પણ ધમકી આપી ! " વારચીની ભાષા સાક્ષરી અને જડબાતોડ હોવાનું એક કારણ તો એ હતું કે તેને લેટિન ભાષામાં શિક્ષણ લેવાની ફરજ પડી હતી.

કાન્ટોની ડી પીયાઝા.

લોરેન્ઝો ડી મેડીસી અને એન્જેલો પોલીઝીયાનોએ ઇટાલીયન સાહિત્યની બે છૂટી પડી ગયેલી પાંખો-લોકભાષા અને પરભાષાને એકત્ર કરવા પ્રયાસો કરવા માંડયા. તેમણે જાતજાતનાં લોકગીતોને સાક્ષરી ભાષા દ્વારા પ્રસિદ્ધ કરી પ્રકાશમાં

આણ્યાં; ગ્રામ્ય ભાષામાં લખાયલાં ગદ્યપદ્યો તથા નાટકોનો પુનરોદ્ધાર કર્યો. મેડીસીના ગોળ પૈકીના લુઇગી પુલસીએ લોક-ભાષામાં લખાયલી કાન્ટોરી ડા પીયાઝાની વાર્તાઓ કવિતારૂપે બહાર પાડી, માતૃભાષામાં લખાયલા સાહિત્યને પુનર્જીવન બક્ષવા પોતાનો બનતો પ્રયાસ કર્યો. કવિતારૂપે પ્રગટ થએલી કાન્ટોરી ડા પીયાઝાની વાર્તાઓ શિક્ષણના આ પુનરાવર્તનના યુગમાં આ રીતે પહેલી જ વાર પ્રસિદ્ધિમાં આવી.

નવલકથાઓ અને લોક-વાર્તાઓ.

આ સમયમાં ઇટાલીયન લોકોમાં ત્રણ પ્રકારના સાહિત્ય માટે રસ પેદા થયો હતો. આમાં પ્રથમ સ્થાન નવલકથાઓને મળ્યું; બીજું સ્થાન પૌરાણીક કથાઓએ લીધું; અને ત્રીજું સ્થાન લોકગીતોને મળ્યું. નવલ-કથાઓ અને પૌરાણીક કથાઓ માટે અત્રે એટલો જ ઉલ્લેખ કરવો બસ થશે કે આધુનિક ઇટાલીમાં પણ તે લોકપ્રિય છે. તે જમાનાના લોકોની મનોવૃત્તિ અને રસિકતાને ઘણી અનુકૂળ થઇ પડી હતી. નવલકથાઓ દ્વારા ઇટાલીની સમાજનું છાયાચિત્ર દોરવાનું અનુકૂળ થઇ પડ્યું અને પૌરાણીક કથાઓ દ્વારા પ્રાચીન સાહિત્યમાં ડોકિયું કરવાનું બની શકતું. સોળમા સૈકાની વૈવિધ્ય પરિસ્થિતિમાં કુદરતી સુંદરતા માટે લોકોનો પક્ષપાત હોવાથી આ રીતે તેમની રસવૃત્તિ પોષાતી. સમર્થ વિદ્વાન બોકેશીઓએ પૌરાણીક કથાઓ અને નવલકથાઓનો જે વારસો ઇટાલીની પ્રજાને આપ્યો છે તે આજે પણ ત્યાંના સાહિત્યસંગ્રહમાં ઉચ્ચ સ્થાન ભોગવે છે.

લોકગીતો.

લોકગીતો બહુધા ફ્રેંચભાષાના સાહિત્યમાંથી ચોરેલાં હતાં. કેરોલીન્જીયન સાઇકલે રોલેન્ડ અને શાર્લામેન ઉપર જે લોકગીતો રચ્યાં છે. તે જોકે શિક્ષણના પુનરાવર્તનના યુગમાં

અગ્રસ્થાન ભોગવે છે છતાં ઇટાલીયનોને બહુ પ્રિય નહોતાં, આનું કારણ એ હતું કે ઇટાલીમાં જમીનદારીનો પ્રચાર નહોતો અને તેને અંગે ઊભી થતી લડાઇઓ નહિ જેવી જ થતી. આથી વીરપૂજા જેટલી ઈંગ્લન્ડ કે ફ્રાન્સમાં જોવામાં આવે છે તેવી ઇટાલીમાં નહોતી અને જો તે હશે તો તે ફક્ત ઉચ્ચ વર્ગોમાં એક ફેશન તરીકે જ હતી. ધાર્મિક લડાઇઓમાં ઇટાલીયનોમાં ધાર્મિક ઝનૂન કરતાં વેપારને લઇને સ્વાર્થબુદ્ધિ વિશેષ હતી. આથી કરીને પવિત્ર ભૂમિને પાછી મેળવવા માટે લોકોમાં ઉત્સાહ પેદા થયો નહોતો. જે દેશમાં હથિયારો કરતાં કલમ દ્વારા—અગર લડાઇઓ કરતાં વાદવિવાદો અને ચર્ચાઓ દ્વારા—સમરાંગણો મંડાતા, તે દેશમાં શાર્લામેનની કથામાં, યુરોપના બીજા દેશોને અતિપ્રિય થઇ પડેલું ધાર્મિક ઝનૂન સમજવા જેટલી અને તેમાં રસ લેવા જેટલી લોકોની શકિત ન હોય એ સ્વાભાવિક છે. ઇટાલીના લોકો સિદ્ધાન્તવાદી અને કર્તવ્ય બુદ્ધિવાળા હોઇ તેઓને કળાકૌશલ્યમાં વિશેષ રસ પડતો; તેમને લોકગીતો ટાયલાંરૂપ લાગતાં.

**લોકોનું વલણ અને કવિઓનો ઉત્સાહ.**

એક વખતે એમ પણ લાગતું કે ઉત્તર યુરોપના દેશોમાંથી ઉતરી આવેલાં લોકગીતોને ઇટાલીયન સાહિત્યમાં સ્થાન નહિ જ મળે. ચૌદમા સૈકાના પાછળના ભાગમાં શિક્ષિત વર્ગ પ્રાચીન સાહિત્યની શોધખોળમાં એવો તો મશગુલ બન્યો હતો કે વીરપુરુષોનાં જીવનચરિત્રો અંધારામાં પડી ગયાં હતાં. ઓકેશીયો જેવા પ્રબળ સાક્ષરે પણ વીરપૂજા પ્રેરક લોકગીતોને ઘણાં નીચે ઉતારી પાડયાં અને તે એટલે સુધી કહે તો કે તે તો નવરાં અને આળસુ બૈરાંઓને જ વાંચવાલાયક છે. તેણે એકાદ લોકગીત રચવાનો પ્રયાસ કર્યો પરંતુ તેમાં તે ફાવ્યો

નહિ. અને પરિણામ એ આવ્યું કે તેણે પ્રાચીન ગ્રીસને લગતું એક કાવ્ય લખી નાખ્યું ! લોકગીતોમાં ખોડખાંપણો છતાં અને શિક્ષિત વર્ગની તેમના પ્રત્યે ઘૃણાભરી નજર અને દુર્લક્ષ હોવા છતાં, રોલીન્જીરના સાઇકલે, પોતાની કૃતિઓ દ્વારા લોકોનાં મન ઉપર સારો કાબૂ મેળવ્યો હતો. સાક્ષરોનો એક ખાસ વર્ગ ઊભો થયો અને તેમણે તેનાં લોકગીતો ઉપરથી ગદ્યપદ્યો લખી, લોકોનાં ટોળાં આગળ વાંચવા અને ગાવાની અનુકૂળતા કરી આપી. આથી ખેડુતો અને કારીગરોમાં તેઓ લોકપ્રિય થયા. સ્થાનિક સાહિત્યની આ બાલ્યાવસ્થામાં મોટા મોટા કવિઓને પણ પોતાની પ્રેરક શકિતને પોષવા માટે જનતા પાસેથી સાધનો ખોળવાં પડતાં અને તેઓ પોતાને મળેલા સંસ્કારના પ્રમાણમાં તેનું રૂપાન્તર કરવા લાગ્યા. આ વાતની પ્રતીતિ પુલસી, બોઈયાર્ડો, બર્ની અને એરિસ્ટોના ગ્રંથો વાંચનારને થયા વગર રહેશે નહિ. સુવર્ણ યુગની લોકવાર્તાઓનું મૂળ આ રીતે સામાન્ય જનતામાંથી નીકળ્યું અને જે સુપ્રસિદ્ધ કાવ્યો મહાન સાક્ષરોની કલમ દ્વારા પ્રસિદ્ધિમાં આવતાં તેનાં મૂળ સામાન્ય પ્રતિના લોકોની વિચારશ્રેણીમાંથી જડી આવતાં. બલ્કે લોકોના વિચારોને પોતાની શકિતનો ઉપયોગ કરી, કવિઓ તેમને સુંદર અને આકર્ષક સ્વરૂપ આપતા. આ જ કારણને લઇને, ઇટાલીનાં લોકગીતોમાં ગહનતા અને હાસ્યરસ, ટીકાઓ અને ટાણાઓમાં લાગણી અને ગંભીરતા, રમણીય દૃષ્ટાંતો અને ગુંચવાડાભર્યા પ્રસંગો, જડ વસ્તુ અને પ્રેરણામય સંગીત,–એવી વૈવિધ્યતા નજરે પડે છે. આધુનિક ટીકાકારોને આથી તે ઘણા ગુંચવાડામાં નાખી દે છે.

કવિઓની મનોદશા.

પ્રાચિન અને મધ્યકાલીન સાહિત્યને એકત્ર કરી તેમાં નવીન વિચારશ્રેણી તથા પ્રેરક શકિત દાખલ કરવાના ઉત્સાહને લીધે બોકેશીઓએ લેટિન સાહિત્યનું ઇટાલીયન ગદ્યમાં

રૂપાન્તર કર્યું એટલું જ નહિ પરંતુ પ્રાચીન સાહિત્યમાંથી પ્રસંગો લઇ તેને લોકગીતો દ્વારા પ્રસિદ્ધ કરવા પ્રયાસ કર્યો. તેની "ટેસીડ" નામની કવિતા, જેમાં એક ગ્રીક વીર અગ્રભાગ ભજવે છે, તેમાં થેબાન અને એથેન્સની લોકવાર્તાના પ્રસંગોને પણ ઉતારી આણ્યા છે. આ પ્રાચીન વસ્તુ ઉપરથી લખેલી કવિતાની ભાષા તો આધુનિક જ છે અને તેમાં દર્શાવેલો પ્રેમરસ આપણે સમજી શકીએ એવો સરળ છે. પોતાની સ્નેહરાજ્ઞીને ખુશ કરવા ખાતર કેન્ટોરી ડા બાન્કા ઉપરથી કાવ્યોના ખંડો પાડી તેણે એક પુસ્તક પ્રસિદ્ધ કર્યું. પોલીઝીયાનોએ પ્રાચીન અને અર્વાચીન સાહિત્યનો મેળ જુદી રીતે લાવવા પ્રયત્ન કર્યો. તેણે વાર્તાની વસ્તુ આધુનિક કાળના સમયની પસંદ કરી, તેની ભાષામાં પ્રાચીન સાક્ષરોનું આબાદ અનુકરણ કર્યું. પરંતુ આધુનિક કાળના પ્રસંગોમાંથી વસ્તુ પસંદ કરી લોકભાષામાં કાવ્યો લખવાનું કામ તો પુલસીએ સાથે લીધું, અને આ રીતે લોકો સમજી શકે એવાં લોકગીતો પ્રસિદ્ધિમાં આવ્યાં. મોરગાન્ટે માગીઓરે ટસ્કન સાહિત્યમાં આથી અનેરું, સ્થાન ભોગવે છે. શિક્ષણના પુનરાવર્તન યુગમાં લોકગીતોથી થયેલું આ રૂપાન્તર ખાસ નોંધ રાખવા જેવું છે.

**પુલસી.**

પુલસીનું કુટુંબ ખાનદાન ગણાતું; પરંતુ પ્રતિકૂળ સંજોગોમાં આવી પડવાથી તેની સ્થિતિ નબળી બનતી ગઇ અને આખરે કાસા મેડીસીના આશ્રય હેઠળ રાજકીય તેમજ સામાજીક બંધનોથી જકડાઇને રહેવું પડ્યું. ત્રણ ભાઇઓ પૈકી લુઇગી જાણીતો છે. લોરેન્ઝો ડી મેડીસીની સાથેના પત્રવ્યવહાર ઉપરથી તે વીયા લારગા ખાતેના દરબારમાં રાજકવિ હશે એમ લાગે છે; જ્યારે મેટીઓ ફ્રાન્કોની સાથે કવિતા દ્વારા

ચલાવેલા વાદવિવાદમાં સામાન્ય પ્રતિના લોકોના સ્વભાવનું હલકાપણું પ્રદર્શીત થાય છે. તે સ્વભાવે ધૂની હતો અને ધાર્મિક બાબતો ઉપર તે રસભરી ચર્ચાઓ ચલાવતો; તેને નવીનતા માટે શોખ હતો અને બોલવે બાખો હતો. તેની ભાષા, ગદ્યો અને પદ્યોમાં, શુદ્ધ ફ્લોરેન્ટાઇન હતી અને તેનાં પુસ્તકો ચકલે ચકલે અને શેરીએ શેરીએ બોલાતી કહેવતો અને ઉખાણાના ભંડાર રૂપ છે. તેને સાક્ષર તો ન જ કહી શકાય પરંતુ પોલીઝીયાનો, પાલમીરી અને ટોસકાનેલી જેવાના સહવાસને લઇને તેણે ઘણું સારું દિગ્દર્શન લોકભાષામાં લખેલી હાસ્યરસથી ભરપૂર કવિતાઓદ્વારા કરાવવામાં આવ્યું છે.

કેરોલીન્જીયન સાઇકલને જનતાના દૃષ્ટિબિન્દુથી પુલસીએ સમજાવવા પ્રયત્ન કર્યો છે. તેનાં મજાકભર્યાં કે ગંભીર લખાણોમાં પણ ફ્લોરેન્સની સમાજની મર્યાદાને તેણે જાળવી હતી અને તેના "મોરગાન્ટા" નામના કાવ્યમાં તે સમયના મેડીસીના દરબારની પરિસ્થિતિનો ઘણો સારો ખ્યાલ આપ્યો છે.

બોઇઆર્ડો.

લોકગીતો પૈકી બીજો નંબર બોઇઆર્ડોની "ઓરલાન્ડો ઇનામોરેટો"નો આવે છે. આ કાવ્ય વાંચતાં, જાણે આપણે કોઇ જુદી જ સંસ્કારી સમાજના વાતાવરણમાં વિહરતા ન હોઇએ એમ લાગે છે જ્યારે શુદ્ધ કુળમાં જન્મેલો સ્કેન્ડીનીયાનો ઉમરાવ પોતાનાં રચેલાં લોકગીતો પોતાના રહેઠાણના કિલ્લાના ચોગાનમાં લોકોને ભેગા કરીને ગાતો હતો ત્યારે લુઇગી પુલસી વીઆ બારગાના ધનાઢ્ય વ્યાપારી વર્ગનું હાસ્યરસથી ભરપૂર કવિતાઓ રચી મનરંજન કરતો હતો. આ બન્નેમાં સામ્યતા નહિ જેવી જ હતી. ઇટાલીયન સાહિત્યની પ્રગતિના ઇતિહાસના વિદ્યાર્થીના દૃષ્ટિબિન્દુથી "ઓરલાન્ડો ઇનામોરેટો"નું મહત્વ તેમાં રહેલી

વીરપૂજામાં રહેલું છે. નવચેતન યુગમાં આવા પ્રકારનું આ પહેલું જ કાવ્ય હતું. ફ્રેન્ચ લોકોના ઇટાલી ઉપરના હુમલાના વર્ષો પહેલાં અને જ્યારે શિક્ષણનું પુનરાવર્તન સાવ અધૂરી સ્થિતિમાં હતું, તે વખતે આ કાવ્ય રચાયું હતું. તેમાં જમીનદારોના સમાજની પ્રતિછાયા પડે છે. તે સમયમાં લખાયલાં કાવ્યો અને બોઈયાર્ડોનાં કાવ્યોમાં ફેર માત્ર એ હતો કે બીજાઓ માત્ર પોતાના ધંધાને અંગે સાહિત્યસેવા બજાવતા જ્યારે બોઇઆર્ડો જાતે કુલીન અને ખાનદાન હોઇ કાવ્યો લખી પોતાનો શોખ પૂરો પાડતો. તેણે લડાઇઓ જોઈ હતી એટલું જ નહિ પરંતુ તેને વીરપૂજાનો સારો ખ્યાલ હતો અને તે ઉપરાન્ત સામાજીક દૃષ્ટિએ સામાન્ય જનતા પ્રત્યે તેને સૂગ પણ હતી–આથી તેનાં કાવ્યો બીજાંઓનાં કાવ્યોમાંથી નીરાળાં જ પડી જાય છે.

મેટીઓ મેરીયા બોઇઆર્ડો પુલસીનો સમકાલીન હતો. તેનો જન્મ સને ૧૪૩૫માં તેની સ્કાન્ડીનોની જાગીર ઉપર, એપીનાઇન પર્વતની તળેટીમાં આવેલા રેગીયોથી સાત માઇલ દૂર આવેલા એક ગામડામાં થયો હતો. આ સ્થળ દ્રાક્ષના વેલાઓને માટે ઘણું જાણીતું છે. તેની માતા લુસીયા સ્ટ્રોઝી ફેરેરાના રાજકુટુંબમાં જન્મી હતી, જે ફ્લોરેન્સના સ્ટ્રોઝી કુટુંબમાંથી ઊતરી આવેલું હતું. અઠ્ઠાવીસ વર્ષની વયે તે નોવેલારાના ઉમરાવની પુત્રી ટાડીયા ગોન્ઝાગા સાથે પરણ્યો હતો. તે સને ૧૪૯૪ સુધી જીવ્યો અને જે વર્ષમાં પીકો અને પોલીઝીયાનો મરણ પામ્યા અને જે વર્ષમાં ચાર્લ્સ આઠમો અને વેરોનાના બિશપ મોન્સીગ્નોર જીઆનમેટીઓ ઘીબર્ટીને સામે મોકલ્યા, ટ્રાઇડેટાઇન કાઉન્સિલમાં ગોન્ઝાગાને માટે મહત્વનો ભાગ ભજવવાનું નિર્માણ થયેલું હતું. ઘીબર્ટી પોતાના પરગણામાં

ફેરેરા ખાતે.

વખાણવાલાયક બંદોબસ્તને લઈને ઘણો જાણીતો થયો હતો. બીજી ત્રણ મહાન વ્યક્તિઓ પણ શહેનશાહને આવકાર આપવાને હાજર રહી હતી. આ ત્રણ વ્યક્તિઓ પૈકી પહેલો કાર્ડીનલ એલેકઝાન્ડ્રો ફાર્નેસી જે કલેમેન્ટના પછી વડા ધર્મગુરુની જગ્યાએ આવ્યો તેણે ટ્રેન્ટની કાઉન્સિલ ખૂલ્લી મૂકી અને તેણે ઇટાલીના રાજ્યકુટુંબોના એક રાજકર્તાનો વધારો કર્યો. બીજા બે એલેકઝાન્ડ્રો ડી મેડીસી ડયુક ઑફ ફ્લોરેન્સ અને તેનો પિત્રાઇભાઇ કાર્ડીનલ ઇપોલીટો ડી મેડીસી, એ વડાધર્મગુરૂના ભત્રીજાઓ હતા.

**બોલોના ખાતે આગમન.** આ દરમ્યાન બોલોના ખાતે મોટી ધામધૂમથી તૈયારીઓ ચાલી રહી હતી. ત્યાંની સુધરાઇ અને ત્યાંના અમીરઉમરાવો તેવા ખરાબ સમયમાં પણ શહેનશાહને યોગ્ય આવકાર આપવા સબળ પ્રયત્નો કરી રહ્યા હતા. બહારગામથી તે મેળાવડામાં ભાગ લેવાને માટે સંખ્યાબંધ મહેમાનો ત્યાં આવેલા હતા. આ મહેમાનો પૈકી માન્ટુઆના માર્કવીસની માતા અને ડયુક આલ્ફોન્ઝોની બહેન ઈસાબેલા ડી આસ્ટેલ એક હતી. નવેમ્બરની ત્રીજી તારીખે આન્ડ્રીઆ ડોરીઆ, કાર્ડીનલ ગીરોલામો સાથે આવ્યો. આ જ સમયે બોલોનાનો બીશપ લોરેન્ઝો કેમ્પેગી ઇંગ્લંડથી પાછો ફર્યો હતો; જ્યાં તે ઇતિહાસમાં મશહુર થઇ ગયેલા ઇંગ્લંડના આઠમા હેન્રીના એરેગોનની કેથેરાઇન સાથેના છેડાછૂટકાની બાબતમાં સલાહ આપવા ગયો હતો. બીજે દિવસે ચાર્લ્સ શહેરની બહાર આવી સર્ટોસા જે હવે કેમ્પો સાન્ટોના નામે ઓળખાય છે તે મઠમાં ઉતારો નાખ્યો. ચોથીની આખી રાત ત્યાં પસાર કરી અને પાંચમીની સવારે પૂરા ભપકા અને ધામધૂમથી શહેરમાં દાખલ થયો.

પોપ અને શહેનશાહનું મીલન.

સેન્ટ પેટ્રોનીઓના દેવળ આગળ એક ઊંચા વ્યાસપીઠ ઉપર પાદરીઓના મોટા સમૂહ સાથે ક્લેમન્ટ શહેનશાહને આવકાર આપવા માટે તૈયાર થઇ બેઠો હતો. રાજા પોપના સિંહાસન આગળ ઘોડા ઉપરથી ઊતર્યો, સુવર્ણ અને લાલ બનાતની બનાવેલી કમાનો હેઠળ થઇને વ્યાસપીઠ ઉપર ચડયો અને પોપની આગળ ઘૂંટણીએ પડી તેના પગને ચુંબન કર્યું. જ્યારે તેમની આંખો પહેલી વાર મળી ત્યારે બધાના જોવામાં આવ્યું કે તે બન્નેના ચહેરા ફીક્કા પડી ગયા હતા, કારણકે તેઓ બન્નેના મન ઉપર તારાજ થયેલા રોમના સ્મરણની ઝાંખી થતી હતી, અને જ્યારે સીઝરે ઇસુખ્રિસ્તના પ્રતિનિધિને મુજરો ભર્યો ત્યારે તેનું અંતઃકરણ પોપના પાયતખ્તને ખેદાનમેદાન કરવા બદલ ડંખતું હતું. ક્લેમન્ટની આંખમાં ઝળઝળિયાં આવી ગયાં, અને તેણે શહેનશાહને ગાલ ઉપર ચુમી લઇ આવકાર આપ્યો. પછી ચાર્લ્સ ઘૂંટણીએ પડયો હતો તે વખતે તેમની મુલાકાત બાબત થોડી વાતચીત થઇ, અને ખ્રિસ્તી રાજ્યોમાં સુલેહશાંતિ ફેલાવવાની ઇચ્છા પ્રદર્શિત કરી. આ પછી ભાવી શહેનશાહ ઊઠયો અને પોપની પાસે પોતાની જગ્યા લીધી. ત્યારબાદ તેઓ દેવળ તરફ ગયા. રસ્તામાં ચાલર્સે ક્લેમન્ટની તબિયતના સમાચાર પૂછયા, તેના જવાબમાં પોપે કહ્યું કે રોમ છોડ્યા પછી તેની તબિયતમાં સારો સુધારો થવા પામ્યો હતો. સાથે સાથે તેને કેદખાનામાં પડેલી મુસીબત બાબત પણ ઈસારો કર્યો અને જણાવ્યું કે તે છતાં તેને આવકાર આપવામાં તેનો ઉત્સાહ ન્યૂનતા પામ્યો નહોતો. દેવળના દરવાજા આગળથી તેઓ છૂટા પડ્યા. શહેનશાહે પવિત્ર ક્રૉસને નમન કરી યજ્ઞકુંડને ચુંબન કર્યું, અને તે પછી

પાલાઝો પબ્લીકો કે જ્યાં તેને ઉતારો આપવામાં આવ્યો હતો, ત્યાં લઇ જવામાં આવ્યો.

ચાર્લ્સ પાંચમાનો ઇટાલીના લોખંડી મુગટથી રાજ્યાભિષેક કરવામાં આવ્યો.

ચાર્લ્સ લોખંડી અને સોનાના રાજ્યમુગટો ધારણ કરવા માટે ઇટાલીમાં આવ્યો હતો. ખરું જોતાં તો લોખંડી મુગટ પહેરવા માટે તેણે મોન્ઝા અગર મિલાન ખાતે સેન્ટ એમ્બ્રોગીઓ અને સોનાના મુગટ માટે રોમ ખાતે જવું જોઇતું હતું. સ્વેબીઅન રાજ્યકુટુંબમાંથી આવતા શહેનશાહને ધારાધોરણ મુજબ આ બંને સ્થળે રાજ્યાભિષેકને માટે ફરજ પાડી હોત, પરંતુ ચાર્લ્સે આ જૂના રીતરિવાજનો ખુલ્લી રીતે ભંગ કર્યો, અને નવી પ્રથા દાખલ કરવા પોતાની ઇચ્છા પ્રદર્શિત કરી. જ્યારે તેને લોમ્બાર્ડનો રાજ્ય મુગટ પહેરવા જૂના રીતરિવાજ મુજબ મોન્ઝા ખાતે જવાનું કહેવામાં આવ્યું ત્યારે તેણે જણાવ્યું કે તે રાજમુગટો પાછળ ભમતો ન હતો, પરંતુ રાજમુગટો તેની પાછળ ભમતા હતા. રોમ ખાતેના રાજ્યાભિષેકની પવિત્ર ક્રિયાની બાબતમાં પણ તેણે ઉદ્ધતાઇભરેલું વર્તન બતાવ્યું. આ રીતે તેણે પવિત્ર રોમન સામ્રાજ્યનો ખુલ્લી રીતે ધ્વંસ કર્યો. મોન્ઝાના શહેરીઓને લોખંડનો રાજમુગટ બોલોના ખાતે મોકલી આપવા ફરમાવ્યું અને તે ફરમાન મુજબ તે મુગટ સને ૧૫૩૦ના ફેબ્રુઆરીની વીસમી તારીખે આવી પહોંચ્યો અને ત્યાંના રાજમહેલના દેવાલયમાં તારીખ ૨૨મી ફેબ્રુઆરીના રોજ કલેમન્ટના હાથમાંથી લઇ ચાર્લ્સે પોતાના મસ્તકે ધારણ કર્યો.

શહેનશાહ તરીકેનો રાજ્યાભિષેક.

ચાર્લ્સની જન્મગાંઠને દિવસે એટલે તારીખ ચોવીસમી ફેબ્રુઆરીના દિવસે સેન્ટ પેટ્રોનીઓના દેવળમાં તેનો શહેનશાહ તરીકેનો રાજ્યાભિષેક કરવાનું ઠરાવવામાં આવ્યું હતું. ઈટાલીમાં આ દેવાલય ગોથીક પ્રતિના મકાનો પૈકી સૌથી મોટામાં મોટું ગણાય છે. તેની ડાબી બાજુએ પાલાઝો પબ્લીકો આવેલી છે, અને પોપ અને શહેનશાહને મહેલમાંથી દેવાલયમાં જવા આવવાને માટે હૉલ ઑફ ધી એન્શિયન્ટસથી માંડીને દેવાલયના વ્યાસપીઠ સુધી એક પૂલ બાંધેલો છે. કલેમન્ટને રાતા પોશાકમાં સજ્જ થયેલા નોકરો પાલખીમાં ઊંચકી લઈ આવ્યા હતા. તેણે માથે વડાધર્મગુરુનો મુગટ ધારણ કર્યો હતો. અને તેમાં સેલીનીનો પ્રખ્યાત હીરામાણેકનો છડો જેમાં ચાર્લ્સ ધી બોલ્ડનો બર્ગન્ડીનો મશહુર હીરો ઝળકતો હતો તે પણ સાથે લગાડેલો હતો. ચાર્લ્સ શાહી પોશાકમાં નાસુના ઉમરાવ અને નેપલ્સના વાઈસરોય ડોમ-પીએટ્રો-ડી-ટોલેડોની સાથે અંદર દાખલ થયો. તેની આગળ શાહી છડીદાર મોન્ટ ફેરાટનો માર્કવીસ ચાલતો હતો. બેવેરીઆના ડ્યુક ફીલીપે સોનેરી ગોળો હાથમાં ધારણ કર્યો હતો. ઉર્બીનોના ડ્યુકની પાસે તલવાર હતી, અને સેવૉયના ડ્યુકની પાસે શાહી મુગટ હતો. આખોય દિવસ ધાર્મિક ક્રિયાઓ ાં પસાર થયા બાદ છેક સાંજે વડા ધર્મગુરુના હસ્તે ચાર્લ્સનો રાજ્યાભિષેક કરવામાં આવ્યો, અને તે વખતે રિવાજ મુજબ આશીર્વચનો બોલી તરવાર, રાજ્યદંડ, સોનેરી ગોળો અને રાજ્યમુગટ એક પછી એક શહેનશાહ કે જે તેની આગળ ઘૂંટણીએ પડયો હતો તેને અર્પણ કર્યાં. ચાર્લ્સ નીચો નમ્યો, અને પોપના પગને ચુંબન કર્યા બાદ તે ઊભો થયો અને પોપની પાસેની જગ્યા ઉપર બેઠો. આ જગ્યા કલેમન્ટના

સિંહાસન કરતાં બે પગથિયાં હેઠળ ગોઠવવામાં આવી હતી. આ રીતે રાજ્યાભિષેકનું કામ ખતમ થતાં ચાર્લ્સને રોમન શહેનશાહતના વડા તરીકે જાહેર કરવામાં આવ્યો હતો. પ્રાર્થના પૂરી થયા બાદ પોપે અને શહેનશાહે હસ્તધૂનન કર્યું. દેવળના દરવાજા આગળ ચાર્લ્સ પોપના ઘોડાનું પેંગડું ઝાલી ઊભો રહ્યો, અને તાબેદારીની નિશાની તરીકે તેણે લગામ ઝાલી ઘોડાને થોડે લગી દોર્યો.

બોલોના ખાતે ચાર્લ્સ થોડાં અઠવાડિયાં રહ્યો અને તે સમય રમતગમતો જોવામાં, દેવળોની મુલાકાત લેવામાં, અને સામાજિક મેળાવડાઓમાં ભાગ લેવામાં પસાર થયો. ચાર્લ્સના રાજ્યાભિષેકની ક્રિયામાં હાજરી આપવા માટે આવેલા ઇટાલીના સંખ્યાબંધ સાક્ષરોને માટે વેરોનીકા ગેમ્બારાએ પોતાના મહાલયો ખુલ્લા મૂકી દીધા. આ બાઈ કોરેગીઓના ઉમરાવની વિધવા હતી, અને તે જમાનાની બે મહાન સ્ત્રીઓ પૈકીની એક હતી. તે બાદશાહી ઠાઠથી માર્સીલીના મહેલમાં રહેતી, અને અહીં બેમ્બો અને મોલ્ઝા જેવા કવિઓ, બર્ની જેવો મશ્કરો અને પ્રતિભાશાળી ટ્રીસીનો ભેગા મળેલા જોવામાં આવતા. વળી પાઓલો ગીઓવીઓ અને ફ્રાન્સીસ્કો ગુઇસીઆર્ડીના જેવા તે વખતના જાણીતા ઇતિહાસકારો, અન ઉર્બીનો અને ફેરેરાના રાજ્યોના સંખ્યાબંધ સાક્ષરો અને રાજ્યદ્વારીઓ અને કાર્ડીનલોની તહેનાતમાં રહેતા ઇપોલીટો ડી મેડીસી જેવા સુવિખ્યાત વિદ્વાનો પણ અહીં ટોળે મળતા જોવામાં આવતા. માન્ટુઆની ઉમરાવજાદી અને સેવોયની ઉમરાવજાદી ત્યાં આવેલા ઇટાલીઅન અને સ્પેનીસ અમીરઉમરાવોને માન્ઝોલી અને પેપોલીના રાજ્યમહેલોમાં નાચ અને ગાનતાનના મેળાવડામાં બોલાવી તેમનાં મન રંજન કરતી. નવચેતન યુગમાં જે જાહોજલાલી, મોજ-

બોલોનાની સમાજ.

શોખ, અને જલસાઓ રોમના ધ્વંસ પછી ઇટાલીમાં જોવામાં આવતા, તેની કંઇક ઝાંખી બોલોના ખાતેના આ મહોત્સવ વખતે થઇ હતી. અહીં માત્ર સાક્ષરો જ આવેલા એવું ન હતું; પરંતુ કળાકૌશલ્યના શોખીનો પણ દેખાતા હતા. ફ્રાન્સીસ્કો આન્ઝોલા જે અર્લ પાર્મીજીઆનીનો નામે ઓળખાય છે, અને જેની કૃતિઓ જોઇને બુર્બોન લશ્કરના ભોળા સિપાઇઓ છક થઇ ગયા હતા તેણે આ પ્રસંગે ચાર્લ્સનું એક અનુપમ ચિત્ર ચિતર્યું. અને તેમાં તેને કીર્તિદેવીની સાથે ઊભા રહી માથે રાજમુગટ ધારણ કરી બાળ હર્ક્યુલીસના હાથે પૃથ્વીનો ગોળો સ્વીકારતો બતાવ્યો છે. ટીશીઅન પણ ત્યાં હતો. અને તેની પાસે મોડલ તરીકે બેસી ચાર્લ્સે તેને માન આપ્યું. ચાર્લ્સનો બખ્તર સાથેનો ધોળા ઘોડા ઉપર સવાર થયેલો લાઈફ-સાઇઝ ફોટો નાશ પામ્યાથી આજે હયાત નથી, પરંતુ તે વખતે ચાર્લ્સ તે ફોટાથી એટલો તો ખુશ થયો હતો કે તેને સારું નિવૃત્તિવેતન બાંધી આપી રાજ્ય-ચિત્રકારનું પદ આપ્યું. આ મહાન વ્યક્તિઓના મેળાવડામાં પીએટ્રો આરેટીનોની ગેરહાજરી માલૂમ પડી આવે છે. તે તે વખતે કલમેન્ટ સાતમાની પ્રીતિમાંથી ઉતર્યો હતો અને તેથી અને બીજા રાજાઓ કે જેમને એકવાર તેમનાં વખાણ કરી બીજી-વાર તેમને ગાળો દેવા માટે તેમની ખફગી વહોરી લેવાને બીકે તેણે વેનીસ છોડવાનું દુરસ્ત ધાર્યું નહોતું.

પોપ અને શહેનશાહ છૂટા પડ્યા.

જ્યારે ઉપર મુજબ મોજમજાના જલસાઓ ઊડી રહ્યા હતા, તેવામાં તારીખ ૨૦મી માર્ચને રોજ ઇંગ્લંડથી ખબર આવી કે આઠમા હેન્રીએ એરેગોનની કેથેરાઇન સાથે ગમે તે ભોગે છેડાછૂટકા કરવાનો ઠરાવ કર્યો હતો. આ ઉપરથી પોપ અને શહેનશાહે બન્નેને ચુરો-

પના રાજ્યપ્રકરણમાં ઊભી થયેલી ગંભીર પરિસ્થિતિનો ખ્યાલ આવ્યો. ઈંગ્લંડ રોમની ધાર્મિક લાગવગમાંથી દૂર થાય એવો મામલો ઊભો થયો હતો. જર્મનીમાં પ્રોટેસ્ટન્ટોના બળવાને લઇને અંધાધૂંધી ફેલાઇ હતી, અને શાહી લશ્કર ઘણે ભાગે લ્યુથરની આગેવાની હેઠળના બળવાખોરોનું બનેલું હતું. આ લશ્કરના કેટલાક સિપાઇઓએ તો બોલોના ખાતેનું ભવ્ય બાવલું તોડી પાડવાની પેરવી કરી હતી. પ્રોટેસ્ટન્ટ બળવાનો જ ભય હતો એવું ન હતું, પરંતુ બીજી રીતે પણ પરિસ્થિતિ ગંભીર બન્યે જતી હતી. જો કે સોલેમનને વીએના ખાતે હાર ખવડાવવામાં આવી હતી તે છતાંય શહેનશાહતની પૂર્વ તરફની સરહદ ઉપર તૂર્કોનું જોર નબળું પડયું નહોતું. તેઓ તો આગળ વધે જતા હતા. તેઓનાં લડાયક દરિયાઇ વહાણોએ લેવન્ટના દરિયાનો કબજો લીધો હતો, જ્યારે ટયુનીસ અને અલ્જીર્સના ધાડપાડુઓ ભૂમધ્ય સમુદ્રના કાંઠા ઉપરના પ્રદેશો ઉપર કેર વર્તાવી રહ્યા હતા. જર્મનીમાં ઊભી થયેલી તકરારોમાં કોનો પક્ષ સ્વીકારવો એ ચાર્લ્સે હજી નક્કી કર્યું નહોતું, એટલે તેણે તારીખ ૨૩ મી માર્ચને રોજ બોલોના છોડી ટીરોલ તરફ પ્રયાણ કર્યું. અને ક્લેમેન્ટે તે જ મહિનાના છેલ્લા દિવસે લોરેટો થઇને રોમ તરફ જવા કૂચ કરી.

ફ્લોરેન્સમાં પ્રજાસત્તાક રાજ્યની સ્થાપના.

સુલેહના તહનામામાંથી એકલું ફ્લોરેન્સ જ અળગું રહ્યું હતું, એટલે જ્યારે સને ૧૫૨૭માં એવી ખબર આવી કે રોમ લ્યુથરના પક્ષકારોના હાથમાં આવી પડયું હતું અને પોપને સેન્ટ એન્જેલોના કિલ્લામાં કેદ કરવામાં આવ્યો હતો ત્યારે ફ્લોરેન્સનિવાસીઓએ પોતાનુ પ્રજાસત્તાક રાજ્ય જાહેર કર્યું. ગ્રાન્ડ કૌન્સિલમાં મહત્વના

ફેરફારો કર્યા, અને સને ૧૪૮૯માં માન્ય રહેલા બંધારણનો સ્વીકાર કરવામાં આવ્યો. આમાં ફેર એટલો જ હતો કે ગોન્ફાલોનીઅરની ચૂંટણી દર વર્ષે નવી કરવાનું ઠરાવ્યું હતું. આ જગ્યાએ નીકોલો કાપોની જે ધાર્મિક વૃત્તિ માટે અને મધ્યમ વિચારના રાજ્યદ્વારી તરીકે જાણીતો હતો તેને ચૂંટી કાઢવામાં આવ્યો. આ નવા પ્રજાસત્તાક રાજ્યે ફ્રાન્સની જોડે મિત્રાચારીનો સંબંધ બાંધ્યો, અને સ્ટીફાનો કોલોનાને મદદમાં રાખી માલાટેસ્ટા બાગ્લીઓનીને મુખ્ય સેનાધિપતિ નીમવામાં આવ્યો. આ બન્ને સેનાપતિઓ તેમના બુદ્ધિકૌશલ્યને માટે તે વખતમાં ઘણા જાણીતા થયા હતા.

ફ્લોરેન્સ ઉપર ઘેરો.

ચાર્લ્સ પાંચમાના ઇટાલીમાં આવ્યા પછી ફ્લોરેન્સવાસીઓને એમ લાગ્યું કે તેમના શહેરને ઘેરો ઘાલવામાં આવશે. આથી તેમણે શહેરના કિલ્લામાં દુરસ્તીઓ કરવા માંડી અને કિલ્લાની દિવાલની નજીક બહારની બાજુએ આવેલા બંગલાઓનો તેમના બાગબગીચાઓ સાથે નાશ કરવામાં આવ્યો. કિલ્લાની બહાર ખાઇઓ ખોદવામાં આવી. આ બાંધકામોમાં માઇકલ એન્જેલોએ સેન્ટ મીનીઆટોની ટેકરી ઉપર એક મજબૂત કિલ્લો બાંધ્યો; જે તોડ્યા વગર શહેરની અંદર દાખલ થઇ શકાય નહિ. મેકીઆવેલી જે આ નવા પ્રજાસત્તાક રાજ્યની શરૂઆતના દિવસોમાં મરણ પામ્યો હતો તેણે પ્રજાકીય લશ્કર ઊભું કરવાની યોજના ઘડી કાઢી હતી. આ યોજનાના આધારે શહેરમાંના તાકાતવાળા અને લડાયક માણસોને લશ્કરમાં દાખલ કર્યા, અને ફ્લોરેન્સવાસીઓએ તેમનું લશ્કરી બળ જમા કરવામાં આખા યે વર્ષ દરમ્યાન ભારે પ્રવૃત્તિ મચાવી હતી. કમનસીબ યોગે ફ્લોરેન્સને એકલા ઊભો રહેવાનો પ્રસંગ આવ્યો કારણકે તેને ફ્રાંસ

તરફથી મદદ ન મળી; એટલું જ નહિ પરંતુ ઇટાલીનાં બીજાં રાજ્યો પણ અળગાં જ રહ્યાં. જ્યારે શહેનશાહે વડાધર્મગુરુની બળવાખોર પ્રજા તરીકે તેનો ત્યાગ કરવાનો ઠરાવ કર્યો.

ઓરેન્જનો શાહજાદો ફ્લોરેન્સને ઘેરો ઘાલે છે.

સને ૧૫૨૯ના ઑગસ્ટ માસની છેવટમાં ઓરેન્જનો શાહજાદો રોમથી એક મોટું શાહી લશ્કર લઇ નીકળ્યો. આ લશ્કર જો કે રોમના ઘેરા વખતે રોગ અને બીજાં કારણોને લઇને નાશ પામ્યું હતું; તોપણ તે લગભગ વીસ હજારનું હતું. શહેનશાહે પહેલાં આર્નોની ખાણનો કબજો લીધો, અને પછીથી ફ્લોરેન્સની હદમાં આવેલાં મુખ્ય મુખ્ય શહેરો તાબે કર્યાં. તે પછી તેણે રીસોલીના મેદાનમાં પડાવ નાખ્યો, અને સેન્ટ માનીઆટોની કિલ્લેબંધી સામે હલ્લો લઇ જવા પોતાનું બળ એકત્ર કર્યું.

ઘેરો અને તેનો બચાવ આઠ મહિના સુધી લંબાયો

ઘેરો અને તેનો બચાવ આઠ મહિના સુધી લંબાયો. તે દરમ્યાન ફ્રાન્સીસ્કો ફરૂસી નામનો એક વીર લડવૈયો આગળ આવ્યો. તેણે કાબેલ અને સાહસીક બ્લેક બેન્ડઝના સરદાર જીઓવાની-ડી-મેડીસીના હાથ નીચે લડાઇનું શિક્ષણ મેળવ્યું હતું. આ માણસને પ્રજાસત્તાક રાજ્યનું હિત જાળવવાનું કામ સોંપવામાં આવ્યું હતું. તેણે કિલ્લાની બહાર રહી માણસો ભેગા કરી ઓરેન્જના શાહજાદાના લશ્કરને હેરાન કરી હંફાવવાની શરૂઆત કરી. તેણે વોલ્ટેરાનો કબજો લઇ પહેલી ફત્તેહ મેળવી. આ પછી તેણે લગભગ ત્રણ હજારનું લશ્કર ભેગું કર્યું, અને પીસ્ટોનાના ડુંગરાઓ ઉપર હલ્લો લઇ ગયો. ફેરૂસીના આ પરાક્રમથી શાહી લશ્કરમાં ગભરાટ પેઠો. આથી

તેઓનું ધ્યાન તેનો નાશ કરવા તરફ ગયું. તેને ગેરીગ્મા નામના નાના ગામડામાં એક મોટા લશ્કરે ઘેરી લીધો જ્યાં તે રસ્તાઓ ઉપર લડતાં લડતાં કપાઇ મૂવો, અને સાથે તેના બે હજાર માણસનો ભોગ પણ આપવો પડયો. આ બનાવ ઑગસ્ટની બીજી તારીખે બન્યો.

શહેરના કિલ્લાની અંદર કુસંપનો સડો પેઠો. વર્ષો થયાં તેઓમાં ઘણા પક્ષો પડી ગયા હતા, એક પક્ષ મેડીસીની તરફેણમાં હતો, બીજો સાવનરોલાના પક્ષમાં હતો, ત્રીજાને ઉમરાવોનો અમલ પસંદ હતો, જ્યારે ચોથાને કેવળ પ્રજાસત્તાક રાજ્યતું બંધારણ જોઇતું હતું. આ પરિસ્થિતિમાં દર વર્ષે ગોન્ફાલોનીઅરને ચૂંટી કાઢવામાં મોટી મુશ્કેલીઓ નડવા લાગી. કારણ કે દર વર્ષે શહેરીઓમાં આ ચુંટણીને પ્રસંગે મોટો વિખવાદ પેદા થવા લાગ્યો. બીજી ખામી એ હતી કે તેમનો સેનાપતિ દ્રોહી નીવડ્યો. ફ્લોરેન્સના પતનનું આ જ મુખ્ય કારણ હતું. ફેરુસીની હાર અને તેના મરણના સમાચાર શહેરમાં પહોંચતાં જ સેનાપતિ બાગલીઓની જે દુશ્મન સાથે સંદેશા ચલાવી રહ્યા હતા, તેણે હવે સંધી કરવાનું કામ હાથમાં લીધું અને ઑગસ્ટની તેરમી તારીખે શહેરીઓને દુશ્મનને તાબે થવાની ફરજ પાડી. પરંતુ તેમ કરતાં તેમના જાનમાલની સલામતી માટે કંઇપણ બાંહેધરી લેવામાં આવી નહિ. આનું પરિણામ એ આવ્યું કે મેડીસી કુટુંબ સત્તામાં આવતાં ફાંસીની, દેશપારની અને માલમિલ્કત લૂંટી લેવાની સજાઓ ઉપરાઉપરી થવા લાગી. જેમાં વડાધર્મગુરુનો હાથ પણ જણાવા લાગ્યો. એલેકઝાન્ડ્રો ડી મેડીસીએ સને ૧૫૩૧ના જુલાઇ માસમાં પોતાનું રહેઠાણ પોતાના મહેલમાં બદલ્યું, અને તે આખા રાજ્ય ઉપરનો કાબૂ એલેકઝાન્ડ્રો વીટેલીની આગેવાન હેઠળના ભાડુતી લશ્કરના બળે જાળવી

શકયો. સને ૧૫૨૭માં તેને તેના નજીકના સગાએ મારી નાખ્યો અને આ કોસીમો ડી મેડીસી જે રાજ્યકર્તા કુટુંબની એકાદ શાખામાંથી ઊતરી આવ્યો હતો જેણે પહેલાં બોલોના ખાતે કાર્ડીનલ ઇપોલીટોને ઝેર દઈ મારી નાખ્યો હતો, તે હવે ફ્લોરેન્સનો રાજા બન્યો. ચાર્લ્સ પાંચમાએ કોસીમોને ફ્લોરેન્સના રાજા તરીકે માન્ય રાખ્યો એટલે તેણે પોતાનું મૂળ વતન પણ કબજે કરવા પ્રયાસો શરૂ કર્યા. ફ્રીલીપો સ્ટ્રોઝીનો પક્ષ જેને દેશપાર કરવામાં આવ્યો હતો તેનો નાશ કર્યો. આ પ્રમાણે બળવાખોર નેતાઓનો નાશ કર્યો એટલું જ નહિ પરંતુ જેની મદદથી તે ગાદી ઉપર આવી શકયો હતો, તેઓ પૈકીના મુખ્ય મુખ્ય અને બળવાન નેતાઓને પણ દૂર કર્યા. આથી તે સ્વતંત્ર તો ન જ બની શકયો કારણકે પોતાની નામરજી છતાં સ્પેનની તાબેદારીભરી મિત્રતા જાળવવાની ફરજ પડી અને પરિણામે આમાં તો તેને ફાયદો જ થયો. સને ૧૫૫૭માં ફ્રીલીપ બીજાએ કિલ્લાઓ પોતાની પાસે રાખી બાકીનો સીઆનીઝનો મુલક તેને સોંપ્યો અને સને ૧૫૬૨માં વડાધર્મગુરુ પીઅસ પાંચમા તરફથી કોસીમોને ટસ્કેલીના ગ્રાન્ડ ડયુકનો ઇલ્કાબ મળ્યો. આ ઇલ્કાબ શહેનશાહે સને ૧૫૭૫માં તેના દીકરા ફ્રાન્સીસ્કોને પણ કાયમ રાખ્યો.

સ્પેન ને રોમને આ ફેરફારથી લાભ થયો.

આ રીતે ફ્લોરેન્સ અને સીઆનાના પ્રજાસત્તાક રાજ્યોનો અંત આવ્યો. ગ્રાન્ડ ડયુકના આધિપત્ય હેઠળનું ટસ્કનીનું રાજ્ય હવે ઇટાલીમાં પહેલા નંબરનું ગણાવા લાગ્યું. આ રાજ્યને સ્પેન અને પોપનો આશરો હતો. સને ૧૫૩૦ પછી ઇટાલીમાં જે જે બનાવો બન્યા અને જે જે ફેરફારો થયા તેથી સ્પેન અને રોમને ઘણો ફાયદો

થયો. સને ૧૫૪૫-૧૫૫૯માં ફાર્નેસીને માટે પાર્યાનું રાજ્ય ઊભું કરવામાં આવ્યું; સને ૧૫૯૭માં પોપે ફેરેરાનું રાજ્ય પોતાના રાજ્ય જોડે મેળવી દીધું. આથી આસ્ટેનું રાજ્યકુટુંબ મોડેના અને રેગ્યોનાનું ખંડિયું બની ગયું. સને ૧૫૩૬માં માન્ટુઆએ મોન્ટ ફેરાટનું પરગણું પોતાનામાં મેળવી દીધું; સને ૧૫૯૮માં સેવૉય, સાલુઝોનું પરગણું ગળી ગયું. અને સને ૧૬૩૧માં ઉર્બીનોને પોપના રાજ્યમાં ભેળવી દેવામાં આવ્યું.

સાહિત્યકળાનું કેન્દ્રસ્થાન હજુ શહેરો જ રહ્યાં.

ઇટાલી ઉપર પડેલી આપત્તિને લઇને ઇટાલીઅનોની માનસિક તેમજ સામાજીક પ્રવૃત્તિઓમાં કંઇ બહુ ફેરફાર ન થયો. સાહિત્યકળાના કેન્દ્રસ્થાનો તો પહેલાંની માફક શહેરો જ કાયમ રહ્યાં. આ શહેરો પોતાની જૂની જાહોજલાલીના સ્મરણમાં જ હજુ પણ જીવતાં હતાં. ફેરેરા અને ઉર્બીનોના રાજ્યદરબારોમાં પહેલાંની માફક જ સાક્ષરો અને કળાકારોને આશ્રય મળતો જ રહ્યો, રોમમાં પવિત્ર વાતાવરણ ફરીથી પ્રસર્યું, અને સાદાઇ એ ફેશન ગણાવા લાગી. આમ છતાં પોપના પાટનગરમાં વિદ્યાર્થીઓ અને કળાના પૂજકો ઉભરાતા અટકતા નહિ. ઇટાલીનાં મહાવિદ્યાલયો જોકે પહેલાંની માફક જાહોજલાલીની સ્થિતિમાં નહોતાં તોપણ તેમની સ્થિતિ દયાજનક તો ન હતી. આ વિદ્યાલયોમાં હવે નવીન પ્રકારનું અને જુદી ઢબે શિક્ષણ અપાતું થયું. પાડુઆ ખાતે ખાસ કરીને વૈદ્યકીય શોધખોળ થવા માંડી. આ અંધાધૂંધીના સમયમાં પણ સાહિત્ય અને વિજ્ઞાનના ક્ષેત્રમાં સંગીન કાર્ય થઇ રહ્યું હતું. ફ્લોરેન્સ ખાતેના સીમેન્ટો, ડેલા ક્રુસકા અને પાલાઝો વર્નીઓનાં નામો આપણને ભૌતિક શાસ્ત્રમાં થયેલી પ્રગતિ ભાષાશુદ્ધિ અને વાદન કળામાં નવીન શૈલીની સ્મૃતિ કરાવે છે. તે જ સમયમાં

લોકપ્રિય સાહિત્ય અસ્તિત્વમાં આવ્યું અને નવીન પ્રકારનાં નાટકો લખાયાં હતાં એ બતાવી આપે છે કે ઇટાલીનું બુદ્ધિકૌશલ્ય હજુ નાશ પામ્યું નહોતું. આ ઉપરથી એમ નથી લાગતું કે ઇટાલીની પ્રજાએ સ્પેનિશ રીતભાતથી મુંઝાઇને અને જેસ્યુઇસ્ટોની કપટજાળથી દુષિત બની જઇને પોતાનાં ફેફસાંમાં પવિત્ર હવાનો સંચાર કરવા માટે સાહિત્યની પ્રગતિનો માર્ગ લીધો હોય !

કેથોલિક ધર્મવિચારની પુનરાવૃત્તિ.

અત્રે આપણે એક ખાસ નોંધ લેવા જેવી વાત એ છે કે આ જ સમયે કેથોલિક ધાર્મિક વિચારની પુનરાવૃત્તિનાં ચિહ્નો દેખાવા લાગ્યાં હતાં. રેફર્મેશનને લઇને લેટિન ચર્ચમાં નવો જુસ્સો પેદા થયો; નવા દુશ્મનો ઊભા થયા અને પોપની સત્તા જાળવવાને માટે નવા પ્રયત્નો કરવાની ફરજ પડી. પ્રથમ નજરે આપણને અજાયબી લાગે છે કે જે પ્રજા ડાન્ટેથી માંડીને એરીસ્ટો સુધીના સમયમાં ઝળકી રહી હતી અને જેને લઇને યુરોપની આધુનિક સંસ્કૃતિનો પાયો નખાયો તે જ પ્રજાએ પીછેહઠ કરી હતી, પરંતુ જો આપણે બારીક નજરે તપાસીશું તો માલૂમ પડશે કે આપણને અજાયબ થવાનું કંઇ જ કારણ નથી. ઇટાલીઅનો હવે સૃજન કાર્યથી થાકી ગયા હતા; તેમની વિવિધ પ્રકારની શોધખોળથી મુંઝાઇ ગયા હતા એટલે તેમણે તાત્કાળિક કયો માર્ગ લેવો તેની તેમને સૂઝ પડી નહિ. નવચેતન યુગ ફક્ત થોડી ગણતરીની વ્યકિતઓને જ આભારી છે. આ વ્યકિતઓ ઉચ્ચ સમાજમાં અગ્ર સ્થાન ભોગવતી હોઇ તે સમાજમાં સંસ્કૃતિ ફેલાઇ અને તેનું પરિવર્તન થયું. સામાન્ય જનતા તો અલિપ્ત જ રહી. આ પરિસ્થિતિમાં અભણ અને અજ્ઞાન લોકો જૂનું એ સારુ હતું એમ માને એમાં નવાઈ શી ? અને આના પરિણામે કેથોલીક વિચારશ્રેણી લોકોમાં પ્રચાર થવા

પામી. લાંબી અર્થ વગરની લડાઇઓ પછી શાંતિ મેળવવા માટે આટલો ભોગ તેઓ આપવાને તૈયાર થયા તેમાં અજાયબી પામવા જેવું નથી. આથી સાથે સાથે ખામીવાળા છતાં સ્પેનિશ રીત-રિવાજો પણ લોકોએ માન્ય રાખ્યા.

ઉપર જણાવી ગયા તે ફેરફારો ઇટાલીની સામાજીક મનોદશા ઉપર ઝડપથી થઇ ગયા એમ માનવાનું નથી. સને ૧૫૩૪માં જ્યારે કલેમન્ટના પછી પૉલ ત્રીજો પોપની ગાદીએ આવ્યો ત્યારે નવચેતન યુગની મહાન

નવચેતન યુગના અવશેષ

વ્યકિતઓ હજુ પણ અવશેષ રહી હતી, અને તેમને હાથે હજુ ઘણું કામ થવાનું બાકીમાં હતું. માઇકેલ એન્જેલોએ હજી (લાસ્ટ જજમેન્ટ "છેલ્લો નિર્ણય"નું ચિત્ર ચિતર્યું ન હતું. તેમ સેન્ટ પીટરને ભવ્ય બનાવવાની યોજના ઘડી ન હતી. સેલીનીએ લોગીઆ ડીલાન્ઝીને માટે પર્સેયુઅસનું બાવલું તૈયાર કર્યું ન હતું તેમ વેનીસ ખાતે પાલાડીઓએ સાન જીઓર્જીઓને દરિયામાંથી બહાર કાઢયો નહોતો. પીએટ્રીઓ આરેટીનો હજી શ્રીમંતાઇની ઉદ્ધતાઇમાં મસ્ત હતો. અને જોકે મેકિયાવેલી મરણ પામ્યો હતો તે છતાં ગુઇસીઆર્ડીના 'રુપેરી ઇતિહાસો' હજી લખવાના બાકી હતા. બાજેલો, ગીરાલ્ડી, અને અલલાસ્કાએ તેમનાં નોવેલો પ્રસિદ્ધ કર્યાં નહોતાં તેમ કેચીએ ફ્લોરેન્સનાં હાસ્યરસ પ્રધાન નાટકોને છેવટનું રૂપ આપ્યું નહોતું. વેનીસ કે જ્યાં હજી ઉમરાવો પોતાનું સ્વાતંત્ર્ય જાળવી રહ્યા હતાં ત્યાં હજી પણ નવચેતન યુગનાં તત્વો જીવંત હતાં. ટીશીઅન હજી યુવાવસ્થામાં હતો. ટીન ટોરેન્ટો અને વેરોનીઝની ખ્યાતિ હજી બહાર પ્રસરવાની વાર હતી અને સાન્સોવીનો શિલ્પકળાની સર્વોત્તમ સુંદર કૃતિઓ હજુ હવે તૈયાર કરવાનો હતો.

ધાર્મિક સંસ્થાઓમાં પવિત્રતા દાખલ કરવાને માટે નવો જુસ્સો પેદા થવા માંડયો હતો. આ દિશામાં થીએન અને કારાફાએ સ્થાપેલા થીએન્ટાઈન્સના પંથે ધ્યાન ખેંચે એવું પ્રચારકાર્ય કર્યું છે. તેનો ઉદ્દેશ પાદરીઓને સુધારવાનો હતો. આને માટે તેમણે પાદરીઓને શિક્ષણ આપવા માટે શાળાઓ ઉઘાડી અને જનસેવા કરવા માટે અને પોતાની ફરજો બરાબર અદા કરવાને માટે ખાસ તાલીમ આપવા માંડી. આ અને લોકો પાસે સાધુજીવન ગાળવાના સોગન લેવડાવ્યા.

થીએટાઇન્સનો પંથ.

થીએન્ટાઇન પંથના પ્રચારકાર્યના પ્રેરક જુસ્સાને શરૂઆતના નવચેતન યુગના પ્રયાસો સાથે સરખાવીએ તો જણાશે કે ઇટાલીઅનો ધાર્મિક પરીવર્તનને માટે તૈયાર હતા. પરંતુ આ પ્રયાસો, કેથોલિક પરિવર્તનને માટે માટે આ જ સમયમાં બે સ્પેનિશ સંસ્થાઓએ જે ભારે પ્રચાર કાર્ય કર્યું હતું તેની સરખામણીમાં, નજીવા જ હતા. આ બે સંસ્થાઓ તે ઈન્કવીઝીશન અને જેસ્યુઇસ્ટનો પંથ. પૉલ ત્રીજાએ સને ૧૫૪૨ માં કારાફાને રોમમાં ઇન્કવીઝીશનને ફરીથી દાખલ કરવાને ફરમાવ્યું. આ ઈન્કવીઝીશનના સ્પેનના ઇન્કવીઝીશનને મળતું આવે છે. વળી પોપે સને ૧૫૪૦-૧૫૪૩ દરમ્યાન જેસ્યુઈસ્ટ પંથની સ્થાપના માટે મંજૂરી આપી. ઇન્કવીઝીશનની સ્થાપનાથી રોમની ધાર્મિક સંસ્થાને નિયંત્રણ માટે મોટા અધિકારી મળ્યા. આ જ વખતે ટ્રેન્ટની કાઉન્સિલ તેનાં ધારાધોરણો ઘડી રહી હતી અને પોપની સત્તાને આબાદ બનાવી રહી હતી. જેસ્યુઈસ્ટોનો પંથ પણ આ વખતે ઇટાલી, સ્પેન, ફ્રાન્સ, જર્મની અને એટલાન્ટિકની પેલી પાર આવેલાં સંસ્થાનોમાં પોતાનું પ્રચારકાર્ય કરી રહ્યો હતો.

ઇન્કવીઝીશન અને જેસ્યુઇસ્ટ પંથ.

પૉલ ત્રીજો.

એલેકઝાન્ડર ફાર્નેસી જેને આપણે પૉલ ત્રીજા તરીકે ઓળખીએ છીએ તે બોલસેનાની નજીકમાં જીર્ણ થઇ ગયેલા એક કુટુંબમાં જન્મ્યો હતો. અને નવચેતન યુગના શરૂઆતના સમયમાં મળતું શિક્ષણ તેણે લીધું હતું. રોમન એકેડેમીમાં તેણે પોમ્પસ લેઇટસના હાથ નીચે સાહિત્યનો અભ્યાસ કર્યો હતો, અને ફલોરેન્સ ખાતે લોરેન્ઝો ડી મેડીસીનાં ઉદ્યાનોમાં ઘણી વાર ભ્રમણ કર્યું હતું. જ્યારે તે માત્ર પચીસ વર્ષનો યુવક હતો ત્યારે એલેકઝાન્ડર છઠ્ઠાએ તેને કાર્ડીનલ બનાવ્યો હતો. તેની આ ચડતીનું કારણ બોર્જીઆની રખાત તેની બહેન ગીયુલીઆ જેને આપણે લા બેલા તરીકે ઓળખીએ છીએ તેને આભારી હતું. પંદરમા સૈકાના અધમ નૈતિક વાતાવરણની ઝાંખી આપણને સેન્ટ પીટરના દેવાલયમાં પૉલ ત્રીજાના બાવલા હેઠળ આ ગીયુલીઆ અભિમાની દેવી તરીકે બાવલા રૂપે ગોઠવવામાં આવી છે તે જોતાં સહેજ થાય છે. કળાના પોષક તરીકે અને લેટિન અને ઇટાલીની બીજી ભાષાઓના સાક્ષર તરીકે એલેકઝાન્ડર જાણીતો થયો છે તે તેના શરૂઆતના શિક્ષણને આભારી છે.

તેનો લાંબો અનુભવ.

પૉલ પોપ બન્યો તે પહેલાં તેણે જ્યુલીઅસ બીજો, લીઓ દસમો, એડ્રીઅન છઠ્ઠો અને કલેમન્ટ સાતમાની કારકીર્દિ તેણે અનુભવી હતી. પોમ્પીનીઅસ લેટીઅસનો તે શિષ્ય હતો. રોડ્રીગો બોર્જીઆનો તે આશ્રિત હતો; ઇટાલી ઉપર પરદેશીઓના હુમલા થયા તે પહેલાંની ઇટાલીઅન રીતભાત અને સંસ્કૃતિનો તે પ્રતિનિધિ હતો અને જ્યારે છાસઠ વર્ષની પુખ્ત ઉમ્મરે તેને યુરોપની ધાર્મિક સંસ્થાનો વડો બનાવવામાં આવ્યો ત્યારે પરિસ્થિતિ ગુંચવાડાભરી હતી; એટલું જ નહિ પરંતુ તે

ધાર્મિક સંસ્થાની સ્થિતિ ચિંતાજનક હતી. તેણે જર્મનીમાં પ્રોટેસ્ટંટોનો બળવો અને તેનો પ્રચાર જોયો હતો. ધાર્મિક રીત-રિવાજોમાં નવો જુસ્સો દાખલ કરવાની જે ધગશ કેટલાક સહૃદય સુધારકોના મનમાં હતી તેથી તે અજ્ઞાત નહોતો. ફ્રાન્સ અને સ્પેન વચ્ચેની લડાઇમાં તેના પૂર્વગામીઓ એલેકઝાન્ડર છઠ્ઠો અને જુલીઅસ બીજાએ રોમની સત્તા આબાદ બનાવવા માટે જે સફળ પ્રયત્નો આદરેલા તેના ઇતિહાસથી તે સંપૂર્ણ માહિતગાર બન્યો હતો. તે સત્તા તેણે પોતાની નજરે સને ૧૫૧૭માં ધૂળમાં મળી જતી અને ફરીથી પાછી સને ૧૫૩૦માં બોલોના ખાતે પૂર્વવત્ અસ્તિત્વમાં આવતી જોઈ હતી. ચાર્લ્સ પાંચમાના રાજ્યાભિષેક વખતે તે હાજર હતો અને જ્યારે તેણે ધાર્મિક સત્તાની લગામ હાથમાં લીધી ત્યારે કેવા મહાન શહેનશાહની સાથે તેને કામ લેવાનું હતું તે તે સારી પેઠે જાણતો હતો.

સુધારકોને અટકાવવાના પ્રયાસો.

પૉલે વડાધર્મગુરુના પદ ઉપર આવ્યા પછી જે જે કાર્ડીનલોને ઊંચે ચડાવ્યા તેઓએ રોમની સાથે સુધારકોની પ્રવૃત્તિને સુલેહ કરાવવા નિષ્ફળ પ્રયત્નો કર્યા હતા. વળી તેઓ માંના કેટલાકે પ્રતિસુધારાની ચળવળ ચલાવી રોમની સત્તાને મજબૂત બનાવવા પ્રયત્નો કર્યા હતા. આમ છતાં જો પૉલે એક ડાહ્યું પગલું ન લીધું હોત તો કારાફાના પ્રયત્નોને જોઇએ તેવો ટેકો મળ્યો ન હોત. આ ડાહ્યું પગલું તેણે ટ્રેન્ટની કાઉન્સિલને બોલાવવામાં ભર્યું. પૉલ જોકે તે કાઉન્સિલને બોલાવવાને જરાપણ આતુર ન હતો અને જેની પ્રવૃત્તિઓને તોડી પાડવાને માટે તે હમેશાં તત્પર હતો, તે છતાં પણ પરિણામ એવું તો અજબ આવ્યું કે જેનો પૉલને સ્વપ્ને પણ ખ્યાલ ન હતો. આ બતાવી આપે છે કે તે વખતની પરિસ્થિતિ એવી તો ડામાડોળ

હતી કે પૉલ માત્ર બદલાતી પરિસ્થિતિના વ્યુહમાં એક રમકડા રૂપ હતો.

પૉલ સને ૧૫૪૯ના નવેમ્બર માસની દસમી તારીખે મરણ પામ્યો. આ પછી જ્યુલીઅસ ત્રીજો અને માર્સેલો બીજો વડાધર્મગુરુના પદ ઉપર આવ્યા. પરંતુ તેમની કારકિર્દી

પૉલ ચોથો.

ઘણી ટૂંકી હોવાથી તેમાં કંઇ જાણવાજેવું નથી. સને ૧૫૫૫ ના મે માસમાં કાર્ડીનલ જીઓવાની પીએટ્રો કારાફા પૉલ ચોથાનું નામ ધારણ કરી વડાધર્મગુરુ તરીકે ચૂંટાયો. નેપલ્સના એક ખાનદાન કુટુંબમાં તેનો જન્મ થયો હતો. સ્વભાવે તે તેજી, ભાવનાશીલ અને હઠીલો હતો. તેને સ્પેનીઆર્ડો પ્રત્યે જબરો તિરસ્કાર હતો કારણકે તેમણે તેની માતૃભૂમીને ખેદાનમેદાન કરી હતી. અને તે ધર્મચુસ્ત હોઇ રોમની સત્તાને સર્વોપરી બનાવવાની તેની મહત્વાકાંક્ષા હતી. ધાર્મિક ગાદીએ આવ્યા પછી તેણે સૌથી પહેલાં ફ્રેન્ચોની મદદ વડે સ્પેનીઆર્ડોને ઇટાલીની બહાર હાંકી કાઢવાને માટે સબળ પ્રયત્નો કર્યા, પરંતુ તેમાં તેને નિષ્ફળતા મળી. ચાર્લ્સ પાંચમાએ ગાદીત્યાગ કર્યાથી ફીલીપ બીજો સ્પેનની ગાદી ઉપર આવ્યો હતો અને જે તહનામું થયું તેની રૂઇએ તેનો ભાઇ ફર્ડીનાન્ડ શહેનશાહપદે આવ્યો. પરંતુ તે ઘણો નબળો હતો. ફીલીપ જર્મનીની ખટપટોમાંથી છૂટો થયાથી તેને દક્ષિણ યુરોપના પ્રદેશો ઉપર ધ્યાન આપવા સારી સરળતા મળી. નસીબયોગે ફીલીપ પણ જબરો ધર્મચુસ્ત હતો. અને પોપની સત્તાને પૂજ્ય માની તેનો સ્વીકાર કરતા આ બે ધર્મચુસ્ત સત્તાધીશો તેમની શરૂઆતની તકરારો મટ્યા પછી એકત્ર થયા અને કેથોલીક પંથની પુનરાવૃત્તિ માટે મોટા પાયા ઉપર ચળવળ શરૂ કરી. પોપની આજ્ઞાથી ગાઇઝનો ડ્યુક પોતાનું

ફ્રેન્ચ લશ્કર લઇ ઇટાલીમાં ઊતરી આવ્યો. પૉલે ભાડુતી જર્મન પ્રોટેસ્ટંટોનું એક લશ્કર ઊભું કર્યું અને તુર્કીના સુલતાન સોલોમનને દરિયાઇ માર્ગે સીસીલી ઉપર ઊતરી આવવા આવાહન કર્યું. આ રીતે ખોટા દેશાભિમાનથી દોરાઇ ખ્રિસ્તીઓના વડાધર્મગુરુએ પોતાને અસંભવિત પરિસ્થિતિમાં મૂકી દીધો હતો.

ફીલીપ બીજો મેળવેલી જીતનો લાભ લેતો નથી.

આલ્વાનો ડ્યુક ગાઇઝના ડ્યુકની સામે સીસીલીમાં લશ્કર ઉતારી સામો થયો. અને પરિણામે જે લડાઇ ચાલી તેનો લાંબા વખત સુધી અંત આવ્યો નહિ. પરંતુ આખરે ફીલીપે સેન્ટ ક્વીન્ટીનની લડાઇમાં જય મેળવ્યો. ગાઇઝ ફ્રાન્સ પાછો ફર્યો અને આલ્વા લશ્કર લઇ ઠેઠ રોમ સુધી ચડાઇ લઇ ગયો. આ વખતે પણ રોમને બીજી વાર ઘેરો ઘાલવામાં આવત એમાં કંઇ નવાઈ જેવું ન હતું કારણકે આલ્વા, પોપ કે જે સ્પેનીઆર્ડો, યાહુદીઓ, ઇરાનીઓને નાસ્તિકો વગેરે નામો આપી તિરસ્કારની દૃષ્ટિએ જોતો હતો તેનું અભિમાન ઉતારવાને ઘણો ઉત્સુક હતો. પરંતુ ફીલીપે પોતાના સેનાપતિને લખી જણાવ્યું કે જે સાલમાં ( ૧૫૨૭ ) તેનો જન્મ થયો હતો તે સાલમાં રોમની દશા વિપરીત બની હતી અને તેથી તેણે સોગંદ ખાધા કે પોતાની કારકિર્દીના પહેલા વર્ષમાં તેના હાથે ખ્રિસ્તધર્મના પાટનગરની દુર્દશા થવા નહિ જ દે. તેણે આલ્વાને હુકમ કર્યો કે તેને પૂજ્ય ધર્મગુરુની સાથે તેના શોભા અને પ્રતિષ્ઠાને બાધ ન આવે એવી રીતે સલાહ કરવી. આથી આલ્વા જ્યારે રોમમાં દાખલ થયો ત્યારે શાંતિનું વાતાવરણ જળવાયું હતું. તેણે પોતાના રાજા તરફથી વડાધર્મગુરુને મુજરો કર્યો અને તેણે આલ્વાને તેનાં પાછલાં કૃત્યો માટે માફી આપી. પૉલ ચોથો આથી ઘણો ફુલાઇ ગયો અને તેણે જાહેર કર્યું કે રાજાઓ

વડા ધર્મગુરુ તરફ કેવી જાતનું વર્તન રાખવું જોઈએ તે બાબત આ ઉપરથી બોધ લેવો જોઈએ. આલ્વા ઘણો અસંતુષ્ઠ બન્યો. તેણે કહ્યું, ' કે જો પોપને બ્રસેલ્સ ખાતે સુલેહ કરવા ફરજ પાડી હોત તો વધારે સારું થાત કે જેથી તે અભિમાનથી ફુલાઈ રાજાઓ પ્રત્યે આવું વર્તન ચલાવત નહિ.

પૉપ સુધારક તરીકે

પૉલે હવે ધાર્મિક સંસ્થાઓમાં પેઠેલો સડો દૂર કરવા પોતાનું લક્ષ દોર્યું. તેણે આ બાબત જાહેરનામું (ફતવો) કાઢયું હતું. લડાઈઓમાંથી પરવાર્યા બાદ તેણે હવે તે કામ હાથમાં લીધું. તેણે એક ધાર્મિક સમિતિ નીમી અને તે સમિતિને જાત જાતના રીતરિવાજો તપાસવા અને તેમાં પેઠેલા કુરિવાજો દૂર કરવાનું કામ સોંપ્યું, આ સમિતિને ત્રણ પેટાસમિતિઓમાં વહેંચી નાખવામાં આવી અને દરેક સામતિમાં આઠ કાર્ડીનલો, પંદર પ્રીલેટો અને પચાસ સાક્ષરો નીમવામાં આવ્યા, આ સાથે ઇન્કવીઝીશનની અદાલત પણ પૂર્વવત્ સત્તા સાથે અસ્તિત્વમાં આવી. પૅલે આ અદાલતની મર્યાદામાં વધારો કર્યો. રીબાવવાની શિક્ષા કરવાની સત્તા આપી અને પોતે પણ તે અદાલતની બેઠકોમાં હાજરી આપતો. સ્પેનીઆર્ડોને હાંકી કાઢવાના પ્રયત્નો નિષ્ફળ નીવડ્યા અને પરિણામે તેના ભત્રીજાઓ જેમને તેણે ઊંચી જગ્યાઓએ ચડાવ્યા હતા તેમને પાછા હઠાવવા પડયા. આથી હવે તેનું બધું યે લક્ષ ધાર્મિક સંસ્થામાં સુધારાઓ દાખલ કરવા તરફ દોરાયું હતું. દરરોજ મઠોના નિયંત્રણ માટે, ધાર્મિક જગ્યાઓના વેચાણ માટે, ધાર્મિક ક્રિયાઓ માટે, પાદરીઓની ફરજો માટે ફતવાઓ નીકળવા લાગ્યા. તે તો કહેતો કે, ધાર્મિક સંસ્થામાં પવિત્રતા દાખલ કરવા માટે તે જે પ્રયત્નો કરી રહ્યો હતો તે જોતાં ભાગ્યે જ કાઉન્સિલને માટે કંઈ કરવાનું રહેશે. પરંતુ

તેના બધા ચે સુધારા ટ્રેન્ટની કાઉન્સિલમાં ટીકાને પાત્ર બન્યા. રોમની આ ચળવળથી પરદેશીઓ અજાયબીથી સડક બની ગયા હતા. કાર્ડીનલોને જાતે ઉપદેશો આપવાની ફરજ પડી હતી. પોપ જાતે પણ ધર્મોપદેશ આપતો. ધર્મોપદેશ આપતી રીતભાતમાં ગંભીરતા દાખલ કરવામાં આવી. પવિત્રતાનો બાહ્ય આડંબર દાખલ થયો, અને ધાર્મિક સભાઓમાં હાજરી આપવાનું અને ધાર્મિક કાર્યોમાં ભાગ લેવાનું ફેશન તરીકે ગણવા લાગ્યું.

પીયસ ચોથો.

પૉલ ચોથાના પછી જે માણસ વડા ધર્મગુરુની ગાદીએ આવ્યો તે તેના કરતાં ઘણા જ જુદા પ્રકારનો અને જુદા જ સંજોગોમાં ઉપર આવ્યો હતો. જીઓવાની એન્જેલો મેડીસી, ફ્લોરેન્સના મેડીસી કુટુંબમાંથી ઊતરી આવ્યો નહોતો પરંતુ તેનો જન્મ તે કુટુંબની દૂરની લોમ્બાર્ડ શાખામાંથી ઊતરી આવેલા કુટુંબમાં થયો હતો. શરૂઆતમાં તેણે પૉલ ત્રીજાનું ધ્યાન ખેંચ્યું અને તેના ઉપર મ્હેરબાની થવાથી તેને કાર્ડીનલ બનાવવામાં આવ્યો. પૉલ ચોથાની સાથે તેનો સારો ગ્રહ નહિ હોવાથી તેને રોમની બહાર હાંકી કાઢવામાં આવ્યો હતો. પૉલ ચોથાની સાથેના અણબનાવને લઇને જ તે વડા ધર્મગુરુની જગ્યાએ આવી શક્યો હતો એમ માનવાને કારણ મળે છે. તે પીયસ ચોથાનું નામ ધારણ કરી ગાદીએ આવ્યો. પૉલ ચોથા અને પીયસ ચોથાની વચ્ચે આસમાન અને જમીન જેટલો તફાવત હતો. પૉલ નીઓપોલીટન ઉમરાવ હતો; ધર્મઝનૂની હતો; રાજાઓને પગ તળે કચડવાની મહત્વાકાંક્ષા ધરાવતો હતો; આલ્વાનો કટ્ટો દુશ્મન હતો; જુલ્મી સત્તાધારી હતો અને ચુસ્ત ધાર્મિક સુધારક હતો; જ્યારે પીયસ હલકા કુટુંબમાંથી ઊતરી આવેલો હતો; તે કાયદાશાસ્ત્રી અને દુનિયાનો સારો અનુભવી હતો; તેને સલાહસંપ કરવો

બહુ ગમતો; સ્પેનનું હિત સાચવવામાં હરહમેશ ઉત્સુક રહેતો; તે હમેશાં સાચવીને કામ કાઢી લેતો; તેને ધર્મશાસ્ત્રોનું કંઇ પણ જ્ઞાન નહોતું અને બંધારણની નાની ખૂંચો તરફ તે હમેશાં બેદરકાર રહેતો. પીયસના વિશ્વાસુ સલાહકાર, કાર્ડીનલ મોરોનેને પૉલે લ્યુથરના મતને ટેકો આપવા માટે ઇન્કવીઝીશનના કેદખાનામાં નાખ્યો હતો, જેનો છૂટકારો શહેરમાં થયેલા હુલ્લડમાં થયો હતો. આ રીતે પહેલાંના કરતાં રોમમાં નવી કારકિર્દીની શરૂઆત જુદી દિશામાં જ થવા માંડી હતી. મોરોનેનું પણ માનવું એવું હતું કે ધાર્મિક સત્તા શાંતિથી અને કુનેહથી જ પ્રસારી શકાય. આ બન્નેએ મળી ટ્રેન્ટની કાઉન્સિલ પાસે આ પ્રમાણે નિર્ણય કરાવ્યો અને વડા ધર્મગુરુને ધાર્મિક બાબતોમાં કુલમુખત્યાર નીમ્યો. કરાફા જેવા માણસથી જે બનવું અશકય હતું તે આ શાંતિપ્રિય, કુનેહવાળા અને ડાહ્યા માણસોએ સિદ્ધ કરી બતાવ્યું.

**સમાધાનક રાજનીતિ**

ધાર્મિક સાર્વભૌમ સત્તાનો મગરૂરી ભર્યો દાવો તેણે કર્યો નહોતો તે છતાં તે કાંઈ પૉલની સરખામણીમાં નબળો વડો ધર્મગુરુ નહોતો. તે સમજતો હતો કે તે વખતની પરિસ્થિતિમાં બળ કરતાં કળે કામ કાઢી લેવાની જરૂર હતી, આમ કરવામાં દેખીતી રીતે કોઇ કોઇ ઠેકાણે નમતું મૂકવું પડે પણ તેમ કરીને તેનો ઉદ્દેશ ખરી સત્તા પોતાને હાથ કરવાનો હતો. તેણે કેથોલિક રાજ્યકર્તાઓ અને પોપની ધર્મસત્તા વચ્ચે મિત્રાચારીનો સંબંધ બાંધ્યો. અને તે મિત્રાચારી ટકી રહે એવી રાજ્યનીતિ અખત્યાર કરી. ધાર્મિક સંસ્થાનું હિત રાજાઓના હિત કરતાં વિરૂદ્ધ છે એમ ન બતાવતાં તેણે બંનેનું હિત એકમાં જ સમાયલું છે એમ ઠસાવવા પ્રયત્નો કર્યા. પ્રોટેસ્ટન્ટોનો ધાર્મિક બળવો ફક્ત ધાર્મિક સંસ્થા-

ના જ વિરૂદ્ધ હતો એમ નહિ પરંતુ તે સામાજીક અને નૈતિક બંધારણો તોડી નાખવા મથતો હતો. આ બળવાખોરો માત્ર પોપની સત્તાની ધૂંસરીમાંથી છૂટા થવા માગતા હતા એટલું જ નહિ પરંતુ તેમને તો રાજાઓની સત્તા પણ માન્ય નહોતી. આથી પીયસે યુરોપના સત્તાધારી રાજાઓ આગળ અન્યોન્યના બચાવને માટે યોજના રજૂ કરી. આ યોજના અન્વયે ધાર્મિક સત્તાએ અમુક હક્કો જતા કરીને તેના બદલામાં ધાર્મિક ક્ષેત્રમાં તેને સર્વોપરી સત્તા આપવા ઠરાવ્યું. કટાકટીના પ્રસંગોએ તે કોઇના ઉપર વિશ્વાસ મૂકતો નહિ અને બધું કામ પોતે જ કરતો. તેના સલાહકારો તેના આડતિયા કે કાસદોની જ ગરજ સારતા. બાકી કાવાદાવાની બાબતમાં બધી લગામ તેના હાથમાં જ રહેતી. એક રાજા બીજા રાજા જોડે જેમ સંદેશા ચલાવે તેમ તેણે પોતે જાતે થઇને તેમની સાથે પત્રવ્યવહાર શરૂ કર્યો અને અમુક છેવટ ઉપર તેઓ આવ્યા. ટ્રેન્ડની કાઉન્સિલમાં કેથોલિક સમાજની પુનર્ઘટના માટે જે જે ઠરાવો પસાર થયા તેનો નિર્ણય તો સ્પેન, ઑસ્ટ્રિયા, ફ્રાન્સ અને રોમના દરબારોમાં અગાઉથી થયો હતો. તે કાઉન્સિલના સભ્યો તો માત્ર રાજામહારાજાઓ અને વડા ધર્મગુરુના પ્રતિનિધિઓ જ હતા.

**તેની કુનેહભરી નીતિ.**

પીયસ ચોથાને સંજોગોની અનુકૂળતા ઘણી હતી અને તે અનુકૂળતાનો ઉપયોગ કેવી રીતે કરવો તે બહુ સારી રીતે સમજતો હતો. જો કેથોલિક પંથને આગળ ધપાવવા માટે ધાર્મિક પ્રવૃત્તિઓ અસ્તિત્વમાં આવી ન હોત તો જે કાર્ય આ વડાધર્મગુરુએ કર્યું તે બનવું અશક્ય જ થઇ પડત. તેને ધર્મશાસ્ત્રોની ચર્ચાઓમાં રસ પડતો નહોતો અને ઇન્કવીઝીશન

માટે તેને સહાનુભૂતિ નહોતી. પરંતુ તે ઘણો સમજુ હતો, જેથી તેણે તેના કાર્યમાં દખલગીરી કરી નહિ, જેસ્યુઇટોએ લોકોને રોમની ધાર્મિક સત્તાની મૂક તાબેદારી સ્વીકારવા ઉપદેશ કરી તેના કાર્યમાં ઘણી સારી મદદ કરી હતી. સ્પેનનું રાજ્ય સંપૂર્ણ રીતે કેથોલિક મતનું હોઈ, તેનો વડાધર્મગુરુને મજબૂત ટેકો હતો. તે ઘણા સ્વતંત્ર વિચારો ધરાવતો અને કુશળ વેપારીની નીતિ અખત્યાર કરી, ખોટા વહેમો અને વિચારોથી દૂર રહી તે વખતના સંજોગોમાં જે સાધનો હતાં તેનો તેણે કેથોલિક પંથને મજબૂત બનાવવામાં અને વડાધર્મગુરુની સત્તા સર્વોપરી માન્ય કરાવવામાં ઉપયોગ કર્યો.

કાઉન્સિલમાં ફાટફૂટ.

પીયસની ચૂંટણી પછી યુરોપમાં એવી પરિસ્થિતિ ઊભી થઈ કે જનરલ કાઉન્સિલ-મધ્યસ્થ ધાર્મિક સભા-ને બોલાવ્યા વગર છૂટકો જ નહોતો; પૉલની ઉદ્ધતાઇભરી વર્તણૂકને લઇને ઇંગલન્ડ રોમની મધ્યસ્થ ધાર્મિક સંસ્થામાં છૂટું પડયું હતું. સ્કૉટલૅન્ડ પણ પ્રોટેસ્ટન્ટ મતમાં ભળવાની તૈયારી કરી રહ્યું હતું. રાજમાતા કેથેરાઇન ડી મેડીસીની સહાનુભૂતિને લઇને હ્યુજેનોટો ફ્રાન્સમાં વધારે ને વધારે ફાવતા જતા હતા. જર્મનીમાં ઑગ્ઝબર્ગની કબૂલાત સ્વીકારાઇ થઈ હતી. ડેન્માર્ક સુદ્ધાંત સ્કેનડીનેવીયાનો દ્વિપકલ્પ પણ કેથોલિક મતમાંથી છૂટો પડયો હતો. હોલૅન્ડ અને બેલ્જીયમના પ્રદેશો ફીલીપ, આલ્વા અને ઇન્કવીઝીશનનો ત્રાસ હોવા છતાં, અડગજ હતા. બોહીમીયા, હંગરી, અને પોલૅન્ડ પ્રોટેસ્ટન્ટ બળવામાં ભાગ લેવા પ્રવૃત્ત બન્યા હતા. જર્મન સ્વીટઝરલૅન્ડમાં ઝવીંગ્લીના ઉપદેશો ઘર ઘાલી રહ્યા હતા. ફ્રેન્ચ પરગણાઓમાં કાલ્વીનનું જોર વધતું જતું હતું. જીનીવા સુધારકોનું મથક બની ગયું હતું અને ત્યાંથી ઉપદેશો અને

પત્રિકાઓ દ્વારા મધ્યસ્થ ધાર્મિક સંસ્થાની વિરૂદ્ધ ચળવળો ચાલી રહી હતી. આ પ્રમાણે સને ૧૫૫૯માં રોમની ધર્મસંસ્થાની સ્થિતિ વિપરીત બની હતી. આ પરિસ્થિતિમાં જનરલ કાઉન્સિલને બોલાવવાથી મુસીબતો ઓછી થશે, કે પોપની સત્તા ઓછી થઇ જે થોડા ધર્મચૂસ્ત બાકી રહ્યા હતા તેમનામાં પણ વિખવાદ ફેલાવશે કે કેમ એ બાબત શંકાસ્પદ બની હતી.

ટ્રેન્ટની કાઉન્સિલ ખૂલી.

સને ૧૫૬૨ના જાન્યુઆરી માસની ૧૫મી તારીખે કાર્ડીનલ ગોન્ઝાગા અને બીજા ત્રણ આગેવાનોએ મળી ટ્રેન્ટની મધ્યવસ્થ ધાર્મિક સભા ખૂલ્લી મૂકી. જો કે શરૂઆત સારી નહોતી તોપણ પીયસે આ કાઉન્સિલને જનરલ કાઉન્સિલનું સ્વરૂપ આપ્યું અને જાહેર કર્યું કે સને ૧૫૫૫માં મળેલી સભાના અનુસંધાન તરીકે તે ગણાશે. આથી પ્રોટેસ્ટન્ટો રીસાઈ બેઠા અને તે સભાની જોડે કોઇપણ રીતે સહકાર કરવા ના પાડી, કારણ કે પહેલી સભામાં જે કાર્ય થયું હતું અને જે ઠરાવો કરવામાં આવ્યા હતા તે સાથે સંમત ન હોવા છતાં તે માન્ય રાખવાની તેમને ફરજ પાડવામાં આવતી હતી. વળી આથી પણ વધારે ગૂંચવણો ઊભી થવા લાગી. પરંતુ પીયસે માત્ર બે જ મુદ્દાને વળગી રહી કૂનેહભરી રીતે સભાનું કામ શાંતિપૂર્વક પૂરું કર્યું; આ બે મુદ્દાઓ પૈકી એક ધાર્મિક સંસ્થામાં સુધારા દાખલ કરવા અને બીજો બીજા રાજ્યોમાં આવેલી સંસ્થાઓઓમાં સાથે સાથે સુધારા કરવા ના પાડવી, રાજા-મહારાજાઓ સાથેનો સંબંધ ટકાવી રાખવા માટે તેણે આ પગલું લીધું અને રાજાઓ અને વડા ધર્મગુરુનું હિત સરખું જ હતું એમ બતાવવા તે માગતો હતો. તેણે હવે સંદેશા ચલાવી યુક્તિસર કામ લેવા માંડયું.

આવા જ માણસની સમયે જરૂર હતી અને જે પરિસ્થિતિ વચ્ચે રોમની મધ્યસ્થ સંસ્થા મુકાઈ હતી તેમાં તેના જેવા ચારિત્ર્ય-વાળા માણસની જરૂર હતી પીયસ પાંચમા અને ચોથા વચ્ચે આસમાન અને જમીન જેટલો તફાવત હતો. નવા વડાધર્મગુરુએ પોતાની જિંદગીનો ઘણોખરો ભાગ ઇન્કવીઝીશનના મુખ્ય અધિ-કારી તરીકે ગાળ્યો હતો. તેને ધર્મશાળાઓ અને ધાર્મિક ક્રિયાઓનું ઘણું સારું જ્ઞાન હતું. તેને પીયસ ચોથા જેવું કાયદાનું અને દુનિયાદારીનું જ્ઞાન નહોતું, પરંતુ આ વખતે તેવા જ્ઞાનની હવે જરૂર રહી નહોતી. અત્યારે એવા વડા ધર્મગુરુની જરૂર હતી કે જે પોતાના શુદ્ધ અને ચારિત્ર્યશીલ વર્તનથી રોમની ધાર્મિક સમાજ ઉપર છાપ પડી શકે અને ધાર્મિક સુધારાઓની યથાર્થતા બતાવી શકે. કાર્લો બોરોમીયો પોતે સમજતો હતો કે તેનામાં રાજ્યદ્વારી કુનેહ નહોતી. અને તેથી જ કેથોલિક મતના હિતની ખાતર તેને વડાધર્મગુરુની ભારે જવાબદારી વાળી જગ્યા માઈકલ ઘીસલીયરીને સોંપી. તેની અગાઉ થઈ ગએલા બે વડાધર્મ-ગુરુઓએ શરૂ કરેલું કાર્ય ફત્તેહમંદ રીતે પૂરું કર્યું હતું.

**પીયસ પાંચમાની કારકિર્દી**

પીયસ પાંચમામાં એવા અજબ ગુણો હતા કે જેને લઇને કાર્લો બોરોમીઓ અને જેસ્યુઇટોના કેથોલિક મતનો આખી દુનિયામાં પૂરજોસમાં પ્રચાર કરવાનો ઉદ્દેશ પાર પડે એમ હતું. ધાર્મિક ક્રિયાઓ વખતે તે કદી પણ ગેરહાજર રહેતો નહિ અને વારંવાર ધર્મોપદેશો આપવા ચૂકતો નહિ. તે ઘણો ધર્મચૂસ્ત હોવાથી નિયમિત રીતે ધાર્મિક અપવાસો કરતો અને કરકરા ઊનનું બનાવેલું પહેરણ એક સાધુની ફરજ ગણીને પહેરતો. તે ધર્માન્ધ પણ નહોતો તેમ તેનું ધર્મચૂસ્તપણું લોકોને દેખાડો કરવા માટે પણ નહોતું. તે ઢોંગી નહોતો અને તે જે કંઇ કરતો તે હૃદય-

પૂર્વક કરતો. ઇસુખ્રિસ્તના આત્મત્યાગની નિશાનીને નમન કરતો ત્યારે લોકો તેની આંખમાંથી આંસુની ધારાઓ નીકળતી નજરે જોતા. પોપના રાજ્યમાં આવેલાં દેવાલયો, મઠો અને પાદરીઓમાં સુધારાઓ દાખલ કરવાને માટે તાબડતોબ કામ હાથમાં લેવામાં આવ્યું. સાધુ અને સાધવીઓ ફરિયાદ કરવા લાગ્યાં કે જ્યારે તેમણે ધર્મની દિક્ષા લીધી ત્યારે તેમને આવી કડક રહેણીકરણી માટે સોગન લેવડાવ્યા નહોતા. ઇન્કવીઝીશનનાં ધારાધોરણો વધારે કડક બન્યાં અને ધાર્મિક :પુસ્તકો તરફ વધારે કડક નજર રહેવા લાગી. વડોધર્મગુરુ પોતાનોઅડધો સમય પોતાની કચેરીમાં ગાળતો અને ત્યાં બેસી નાસ્તિકતાના દસ અને વીસ વીસ વર્ષ જેટલી લાંબી મુદતના કેસોની બાબતમાં તપાસ કરતો. ફ્લોરેન્સથી કારનેશીને રોમ ઘસડી મંગાવી તેને બાળી મૂકવા ફરમાવ્યું. ફાનોનો ગુઇડો-ઝેનેટીને વેનિસથી પકડી મંગાવી ન્યાયની દૃષ્ટિએ તેને શિક્ષા કરવા હુકમ આપ્યો. ટોલડેવના ધર્મગુરુ કારાન્ઝાને સ્પેનમાંથી રોમની અદાલત આગળ મોતની શિક્ષા મેળવવા મોકલી આપવામાં આવ્યો હતો. ફોજદારી કાયદામાં પવિત્રતા દાખલ કરવામાં આવી. પૈસાની બાબતના ગુનાઓને રહેમની નજરે જોવાનું ઠરાવ્યું. ધાર્મિક જગ્યાઓની બાબતમાં પીયસ તે જગ્યાઓના ઉમેદવારોની લાયકાતની બાબતમાં બારીકાઇથી તપાસ કરતો.

કેથોલીક રાજ્યોનો ટેકો

જો કે પીયસ પાંચમો, પાતળો, સૂકો, ઊંડી ઊતરી ગયેલી આંખો અને ધોળા વાળવાળો થઇ ગયેલો હોઇ તેની ખરી ઉંમર કરતાં તે દસ વરસ વધારે ઘરડો લાગતો, તોપણ સાધુના આદર્શરૂપ પવિત્ર જિંદગી ગાળી, કેથોલિક મતવાદી ખ્રિસ્તી પ્રદેશો ઉપર જે સર્વોપરી સત્તા ચલાવતો તેવી સત્તા ભાગ્યે જ તેની આગળ થઇ ગએલા વડાધર્મગુરુઓએ ચલાવી હશે.

જેમ રોમની ધાર્મિક સંસ્થા કેથોલીક રાજાઓના ઉપર આધાર રાખતાં શીખી તેવી જ રીતે પોતાની સલામતીની ખાતર રાજાઓ પણ રોમની મધ્યસ્થ ધાર્મિક સંસ્થાની તાબેદારી સ્વીકારી તેનાં ફરમાનો મુજબ અમલ કરાવવા લાગ્યા. અને એક પછી એક રાજ્યે ટ્રેન્ટની ધાર્મિક સભામાં થએલા ઠરાવોનો અમલ કરાવવાની શરૂઆત કરી. પરિણામે સર્વત્ર એક જ પ્રકારની ધાર્મિક નિયમન પદ્ધતિ દાખલ થઇ. સાધુઓને શિક્ષણ આપવા માટે શાળાઓ સ્થાપવામાં આવી અને જેસ્યુઇટોએ ભારે મહેનત ઉઠાવી શિક્ષણપ્રચારકાર્ય ઉપાડી લીધું. ઇન્કવીઝીશને નાસ્તિકવાદ અને ધાર્મિક સ્ખલનો નાબૂદ કરવા માટે, ફાંસી અને બાળવાની શિક્ષાઓ દ્વારા તથા વાંધાભર્યાં પુસ્તકોનો સદંતર નાશ કરી, સબળ પ્રયત્નો કર્યા.

જ્ઞાનપ્રચારનો અટકાવ

આવા સંજોગોમાં શિક્ષણના પુનરાવર્તનનું કાર્ય અવધિએ પહોંચ્યું હતું. વેનિસ ખાતે સંખ્યાબંધ છાપખાનાંઓ અસ્તિત્વમાં આવ્યાં હતાં. પરંતુ તે પૈકીનાં અડધાં એકદમ બંધ કરવામાં આવ્યાં: મહાવિદ્યાલયોમાં જૂના સાહિત્યના અભ્યાસમાં હવે શિથિલતા દાખલ થઇ; આ સમય દરમ્યાન એક પ્રખર ઇટાલિયન તત્વજ્ઞાની ફિલસૂફીની અત્યુત્તમ પ્રસાદી દેશને આપવાનો હતો તે વખતે ફિલસૂફીની ચર્ચાઓને સદંતર બંધ કરવામાં આવી. વિચારસ્વાતંત્ર્ય નષ્ટ થયું. મધ્યસ્થ ધાર્મિક સંસ્થાએ વિદ્વાનો અને સાક્ષરો સામે જંગ મચાવ્યો અને તેના નિયંત્રણને તાબે નહિ થનારાઓને ભારે ભોગ આપવા પડયા.

ગીઓડાનો બ્રુનો.

ગીઓડાનો બ્રુનો, નેપલ્સની પાસે આવેલા પુરાણા ગ્રીક શહેર નોલા ખાતે સને ૧૫૪૮માં જન્મ્યો હતો. તેનાં માબાપ ગરીબ હતાં અને સંજોગોને વશ થઇને બ્રુનોને ૧૫ વર્ષનો થાય તે પહેલાં નેપલ્સના ડોમીનીઅન મઠમાં દાખલ

થવાની ફરજ પડી હતી. નાનપણથી જ અને ચોવીસમે વર્ષે પાદરીની દીક્ષા લીધા પછી પણ તે તેના ઉપરીઓ જોડે સભ્ય વર્તન ન રાખી ઉદ્ધતાઈ બતાવતો. કેટલાકનું માનવું એવું છે કે તે સ્વતંત્ર વિચારનો હોવાથી તેને ત્યાં ફાવ્યું નહિ અને ઇન્કવીઝીશનના પંજામાં સપડાવાનો મોકો ઊભો થયો. આમાંથી બચવા માટે તે નાસીને રોમ ગયો અને ત્યાં સાન્ટા મેરીયા ઉર્ફે મીનરવાના મઠમાં દાખલ થયો. ત્યાં તેને ખબર મળ્યા કે જે કામ તેના ઉપર નેપલ્સ ખાતે ચલાવવામાં આવ્યું હતું તે રોમ ખાતે મોકલવામાં આવ્યું હતું. આથી હોલામાંથી ચૂલામાં પડયા જેવી તેની સ્થિતિ થઇ અને તેથી પાદરીના વેશનો ત્યાગ કરી છાનામાના નાસી ગયા વગર તેને માટે એક પણ માર્ગ ખુલ્લો નહોતો.

ઇંગ્લન્ડમાં

શહેરે શહેર અને ગામે ગામ રખડી રખડીને વર્ષો પછી તે ઉત્તર ઇટાલીમાં જીનેવા ખાતે આવ્યો. આ સ્થાન પ્રોટેસ્ટન્ટ બળવાખોરોનું મુખ્ય મથક હતું. પરંતુ ત્યાં તેને આવકાર ન મળ્યો કારણ કે તેના વિચારો બળવાખોર બન્યા નહોતા; તે તો માત્ર ટીકાકાર જ હતો. સને ૧૫૭૭માં તે ટુલોન ખાતે આવી પહોંચ્યો અને અહીં ડૉકટર ઑફ ફિલોસોફીની ઉપાધી મેળવી ત્યાં અધ્યાપક થઈને રહ્યો. અહીં તે બે વર્ષ રહ્યો. અને કંઇ પણ કારણ વગર ત્યાંથી પેરીસ ગયો, જ્યાં હેન્રી ત્રીજાની મહેરબાની મેળવી તેણે ચાર વર્ષે પસાર કર્યાં, જ્યારે ઈંગ્લન્ડ જવા ઉપડયો ત્યારે હેન્રીએ તેને ઇંગ્લન્ડના ફ્રેંચ એલચી માઇકેલ ડી કેસલના ઉપર ભલામણપત્રો લખી આપ્યા. ઈંગ્લન્ડમાં બે વર્ષ સુધી કેસલનાની ઉત્તમ પ્રકારની મહેમાનગીરીનો ઉપભોગ કર્યો અને અહીં રહી તેનાં જગવિખ્યાત થએલાં

"રખેને તમે આ શિક્ષા સારા કરતાં વધારે ભયથી કરતા ન હો." આ તેના જાહેરમાં છેલ્લા શબ્દો હતા. તેને હવે રાજ્યના કેદખાનામાં ખસેડવામાં આવ્યો, જ્યાં તેને આઠ દિવસ રાખી, તેના પાપનો પશ્ચાતાપ કરવાનો સમય આપ્યો. પરંતુ તે તો અડગ જ રહ્યો. તે પાદરીના વર્ગમાંથી નાસી ગયેલો અને નાસ્તિક બનેલો હોઇ તેને થયેલી સજામાં ઘટાડો થવાની આશા જ ફોગટ હતી. ફેબ્રુઆરીની ૧૭મી તારીખે ભયંકર રીતે મોતની શિક્ષાનો અમલ કરવામાં આવ્યો. કેંપો ડી ફ્રીઓરા ઉપર સ્તંભ રોપવામાં આવ્યો હતો અને તેની આસપાસ ચિતા ખડકવામાં આવી હતી. તેને તે સ્તંભ સાથે બાંધ્યા પછી પવિત્ર ક્રૉસ તેની આગળ ધરવામાં આવ્યો. પરંતુ તેણે તિરસ્કારપૂર્વક આડું જોયું. ઇસુખ્રિસ્ત તે ચોકડીમાં બીરાજવાને બદલે તેના હૃદયમાં બીરાજતા હતા. એથી તેને છેલ્લી ઘડીએ શાંતિ હતી. એક પણ ચીસ અગર ડૂસકું તેના હોઠમાંથી બહાર પડયું નહિ. કેપલરને બ્રુનોની ચર્ચાઓ માટે મોટું માન હતું અને ગેલીલીઓનું ધ્યાન ખેંચ્યું હતું કે ઇશ્વરની સાથે દુન્યવી આત્માઓનો સંબંધ સૂર્ય અને ગ્રહોના સંબંધ જેવો હતો એમ બ્રુનોનું માનવું હતું. એટલે ગ્રહમંડળનો ખરો સંશોધક તો તે જ હતો. આ કેપલર જો કે તે વખતે હાજર નહોતો પરંતુ ભરોંસાપાત્ર ખબર મેળવી બ્રેન્જરને પત્ર મારફત જણાવે છે કેઃ–બ્રુનોએ ભયાનક મોતને ઘણી શાંતિપૂર્વક સ્વીકાર્યું હતું અને છેવટ સુધી એવી માન્યતા ધારણ કરી હતી કે બધા ધર્મો નકામા છે. અને એક જ ઇશ્વર છે અને તેનું પ્રતિબિંબ દુનિયામાં સર્વત્ર પડે છે. અને બધાં પ્રાણીઓ તેના તરફ જ આકર્ષાય છે.

તત્વજ્ઞાની તરીકે.

એક વ્યક્તિ તરીકે બ્રુનો અનુપમ શક્તિ અને સ્વાતંત્ર્યપ્રિય સ્વભાવને લઈને તે જમાનામાં વિવિધ પ્રકારની ધ્યાન ખેંચે એવી વ્યક્તિઓમાં અગ્રસ્થાન ભોગવતો હતો. તેના બુદ્ધિ-કૌશલ્યમાં તે જમાનાની સ્વાભાવિક નિરક્ષ અને કુતૂહલ

શક્તિની છાપ સચોટ રીતે આવિર્ભાવ પામી હતી. વિચારક તરીકે ગ્રહમંડળની શોધમાં સમાયલાં તત્વો શોધી કાઢવા માટે તેને માન ઘટે છે. સૂર્યની આસપાસ પૃથ્વી અને બીજા ગ્રહો ફરે છે એ વાત સિદ્ધ કરી બતાવીને પૃથ્વીની આસપાસ સૂર્ય ફરે છે એવી ખ્રિસ્તીધર્મશાસ્ત્રોને લઇને થએલી માન્યતાને વચ્ચેથી જ તોડી પાડી હતી. બીજા તર્કવિતર્કોમાં ડેસ્કાર્ટીસ, સ્પીનોઝા, લેબનીટ અને હેજલ જેવા આધુનિક વૈજ્ઞાનિકોએ કરેલી ચર્ચાઓનો તેણે પાયો નાખ્યો હતો. ધર્મ અને નીતિશાસ્ત્રોની બાબતમાં પણ તેના વિચારો નવીન અને ભવિષ્યની ચર્ચાઓની આગાહી કરતા હતા. આ ઉપરથી સમજી શકાય છે કે તેની માન્યતા પ્રમાણે કોઇ અમુક જ પંથ અમર મત પૂર્ણતાએ પહોંચેલો નહોતો; કોઇ અમુક જ પુસ્તક દૈવી પ્રસાદીરૂપ નહોતું; કોઇ અમુક જ પ્રજા ઇશ્વરને પ્રિય નહોતી; કોઇ અમુક જ ધર્મસ્થાપક પેગંબર નહોતો; તેમ અમુક જ ધર્મસંસ્થા મનુષ્યને મુક્તિ આપવાને સરજાયલી નહોતી.

**કેથોલીક મતની ચડતી.** પોપ પૉલ ચોથો, પીયસ ચોથો અને પીયસ પાંચમા વચ્ચે મહત્વનું અંતર હોવા છતાં તેમણે કેથોલિક મતને માટે ઘણી અગત્યની જીત મેળવી હતી. આનો લાભ જેસ્યુઇટો અને થીએટાઇનો લેવા માગતા હતા. રોમની મધ્યસ્થ ધાર્મિક સંસ્થામાં નવો જુસ્સો દાખલ થયો. અને તેની સત્યતા ઉપર જ ભવિષ્યનો આધાર હતો અને જેઓએ તે જુસ્સો પેદા કર્યો હતો તેઓ પોતાની સત્તા જવાની બીકે તેને નરમ પડવા દે એમ નહોતા. પીયસ પાંચમાના મરણ પછી જે વડાધર્મગુરુની જગ્યાએ આવ્યો તે ઘણે અંશે પીયસ ચોથાને મળતો આવતો હતો.

ગ્રેગરી ૧૩મો.

હ્યુગો બુઓન કોમ્પાગ્નો, બોલોનાના શહેરના એક મધ્યમ સ્થિતિના કુટુંબમાં જન્મ્યો હતો અને તેણે કાયદાશાસ્ત્રી તરીકે પોતાની જિંદગીની શરૂઆત કરી હતી. તે તેની મધ્ય જિંદગીએ પહોંચ્યો ત્યારે તેણે દીક્ષા લીધી, થોડા વખત પછી કાર્ડીનલની જગ્યાએ પહોંચ્યો અને સને ૧૫૭૨માં વડા ધર્મગુરુ તરીકે ચૂંટાયો. તે સુજ્ઞ સાથી હતો; તેની પાસે ગમે તે જઇ શકતું; કારણ સ્વભાવે તે ઘણો મળતાવડો અને ખુશમીજાજી હતો. તે કદી પણ ચિંતાને નોતરતો નહિ અને હમેશાં મોટી મોટી આશાઓ બાંધતો અને આનંદમાં પોતાના દિવસો નિર્ગમન કરતો. પહેલાંના વખતના ધર્મગુરુઓ પૈકી પૉલ બીજા અગર ઈનોસન્ટ આઠમા જોડે તેની સરખામણી કરી શકાય. તેના આવા સ્વભાવને લઇને તે જેસ્યુઇટોના હાથમાં રમકડારૂપ બન્યો. ફ્રાન્સીસ્કો ડા ટોલડેઓએ તેને પૉલ ચોથા અને પીયસ પાંચમાએ અખત્યાર કરેલી નીતિ ગ્રહણ કરવા ખાસ ભલામણ કરી હતી. તેને ચોખ્ખા શબ્દોમાં સમજાવવામાં આવ્યું હતું કે કેથોલિક મતની પ્રચારપ્રવૃત્તિને આગળ ધપાવવાની તેની પવિત્ર ફરજ હતી. અને આગળ થઇ ગયેલા ધર્મગુરુઓ કરતાં કંઇક વિશેષ કરી બતાવવાની મહત્ત્વાકાંક્ષા તેનામાં પેદા થઇ. પીયસ પાંચમા કરતાં તેણે આ ક્ષેત્રમાં વધારે સારી નામના મેળવી. પોપ ગ્રેગરી ૧૩મો અઠવાડિયામાં ત્રણ વખત ધર્મોપદેશ આપતો. તેણે દેવાલયો બંધાવ્યાં અને ધાર્મિક સંસ્થાના પાટનગરમાં આચાર-વિચારની બાબતમાં વધારે સખ્ત નિયંત્રણ દાખલ કર્યું. તેના વખતમાં જેસ્યુઇટો પૈસેટકે તેમજ લાગવગમાં ઘણા બળવાન બન્યા હતા.

પોપ ગ્રેગરી ૧૩માના વખતમાં સામાજીક જીવનમાં સમતોલપણું જળવાયું હતું અને સંતોષનું વાતાવરણ ફેલાયું હતું; પરંતુ શહેરની બહાર અસંતોષનું વાતાવરણ જારી રહ્યું હતું. ગ્રેગરીએ ગીરો મુકાયલી અગર અનિશ્ચિત સનંદોને આધારે ધારણ કરેલી જમીનો ઉપર ધાર્મિક સંસ્થાની લાગત લેવાનો હક્ક જાહેર કરવાથી લોકોમાં મોટી ચળવળ પેદા થઈ. નાના જમીનદારોએ બળવો કર્યો અને પોતાના ખેડુતોને હથિયારો લઇ પોપની સામે થવા ઉશ્કેર્યા. નાનાં શહેરોમાં પણ ખળભળાટ મચી રહ્યો અને દેશમાં લૂંટારુઓનું જોર વધી પડયું. આલ્ફાન્ઝો પીકોલોમીની અને રોબર્ટો માલાટેસ્ટા જેવા લૂટારુઓએ મોટાં લશ્કરો ઊભાં કર્યાં. આસપાસના ટસ્કની, વેનીસ, નેપલ્સ અને પારમા જેવાં રાજ્યોએ પોપની માંગણી અન્યાયી જાહેર કરી અને આ લૂટારુઓને દાબી દેવાને માટે પોપને મદદ ન કરતાં તેમને આશ્રય આપી ઉત્તેજન આપ્યું.

રોમની બહાર ફેલાયલો અસંતોષ.

તેના પછી સીકસટસ પાંચમો ગાદીએ આવ્યો. તેણે પોપના રાજ્યમાં બધે અંધાધૂંધી જોવામાં આવી અને કરવેરા ઉઘરાવવાનું કામ અસંભવિત થઈ પડયું. કોઇ પણ સ્થળે જાનમાલની સલામતી નહોતી. સીક્સટસે કડક ફરમાનો કાઢી લૂટારુઓને રાજ્યની બહાર હાંકી કાઢયા. તેણે હવે નાણાં ભેગાં કરવા અને પરગણાંની સ્થિતિ સુધારવા તરફ લક્ષ્ય દોર્યું. તેણે ખેતીવાડીને ઉત્તેજન આપ્યું એટલું જ નહિ પરંતુ વ્યાપારઉદ્યોગને પણ સારી મદદ કરવા માંડી. નાનાં શહેરોને સારી સારી સવલતો આપવામાં આવી અને અન્યાયી રીતે જપ્ત કરેલી જમીનો લોકોને પાછી સોંપવામાં આવી. આખા રાજ્યમાં રસ્તાઓ અને

સીકસટસ પાંચમો.

પૂલે સમરાવ્યા. રોમમાં પણ ઘણા ફેરફારો થયા અને "એકવા ફેલીસ" મારફત શહેરને પીવાનું ચોખ્ખું પાણી પૂરું પાડ્યું. સીકસટસને મકાનો બાંધવાનો શોખ હતો પરંતુ તેમને જૂની બાંધણી પ્રિય નહોતી. જૂના જમાનાના કળાના નમૂનાઓ તરફ તે જાહેર અણગમો દર્શાવતો. તેણે વેટીકન અને કેપીટલમાંથી આવાં બાવલાં દૂર કરાવ્યાં. મીનરવાના બાવલાના હાથમાં ક્રૉસ આપી શ્રદ્ધાની મૂર્તિના રૂપમાં ફેરવી નાખ્યું. ટ્રાજન અને એન્ટોનાઇનના વિભાગોમાં પીટર અને પૉલનાં બાવલાંઓ ગોઠવાયાં તેને તો માધ્યમિક કાળની કૃતિઓ પ્રત્યે પણ તિરસ્કાર હતો. લેટેરનના ભવ્ય મહાલયો તોડાવી નખાવી તેની જગ્યાએ નવીન ઢબનાં મકાનો બંધાવ્યાં. વડાધર્મગુરુઓની નાસ્તિક શહેનશાહ ઉપર મેળવેલી જીતો, ઓલફ્સ ઉપર કેવરહીએ મેળવેલી ફત્તેહ અને જૂના જમાનાનાં દેવદેવલાં કરતાં રોમના મહાત્માઓ અને મહંતોનું મહત્વ દર્શાવનારાં ખ્રિસ્તીધર્મશાસ્ત્રોનાં વચનો જ્યાં ને ત્યાં કોતરાવી, ખ્રિસ્તીધર્મના પાટનગરને નાસ્તિકવાદનાં દુષણોમાંથી મુક્ત કર્યું હતું. સીકસટસની નેમ કેથોલીક મત માત્ર જૂના જમાના ઉપર જ નહિ પરંતુ નવચેતન યુગ ઉપર પણ જય મેળવતો જોવાની હતી અને તેની સાર્વભૌમતા સર્વત્ર જાહેર કરવાની હતી.

29531



## શ્રી સયાજી સાહિત્યમાલામાં પ્રકટ થયેલાં રાજનીતિ તથા ઇતિહાસ સંબંધી

# પુસ્તકો.



### રાજનીતિ.

૧. (૧૯) **બ્રિટિશ રાષ્ટ્રીય સંસ્થાઓ.** પ્રો. હરિલાલ માધવજી ભટ્ટ, એમ. એ. Buckland કૃત "Our National Institutions" નો ગુજરાતી અનુવાદ. (૧૯૧૮) ૦—૧૩—૦

૨. (૨૧) **શિસ્ત** કર્નલ નાનાસાહેબ જી. શિંદે અને મેજર કે. એન. સાવંત મરાઠી (૧૯૧૮) ૧—૦—૦

૩. (૩૧) **પાર્લામેંટ.** રા. રા. હરિરાય ભગવંતરાય બુચ. Ilbert કૃત "Parliament" નો ગુજરાતી અનુવાદ. (૧૯૧૯) ૧—૪—૦

૪. (૪૬) **રાજનીતિનો સંક્ષિપ્ત ઇતિહાસ.** કેશવપ્રસાદ છોટાલાલ દેસાઇ, બી. એ., એલ.એલ. બી. જેંક્સ કૃત "History of Politics" નો ગુજરાતી અનુવાદ. (૧૯૧૯) ૧—૪—૦

૫. (૬૧) **પ્રાચીન હિંદુસ્તાનમાં સ્થાનિક સ્વરાજ્ય.** ચંપકલાલ લાલભાઇ મહેતા, બી. એ., એલએલ. બી. Dr. Mukerjee. કૃત "Local Self-Government in Ancient India." નો ગુજરાતી અનુવાદ. (૧૯૨૪) ૧—૧—૦

૬. (૭૩) **जवाबदार राज्यपद्धति.** સ્વર્ગસ્થ પ્રો. મહાદેવ રામચંદ્ર ભીડે, એમ. એ. **मराठी** ( ૧૯૨૧ ) ૦-૧૩-૬

૭. (૮૩) **पार्लमेंट.** દાજી નાગેશ આપટે, બી. એ., એલએલ. બી. Sir Courtney P. Ilbert કૃત " Parliament " નો मराठी અનુવાદ. ૧-૮-૦

૮. (૧૦૮) **સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓ.** રામચંદ્રરાવ રાવજી પવાર બી. એ., એલએલ. બી. એમ. એ. એમ. ( ૧૯૨૬-૧૯૨૭ ) ૦-૯-૦

૯. (૧૩૦) **આપણું પ્રાચીન રાજયતંત્ર.** (અથવા રાજાપ્રજાના ધર્મો) મૂળશંકર માણેકલાલ યાજ્ઞિક, બી. એ., લક્ષ્મીનાથ બદરીનાથ શાસ્ત્રી, બી. એ. અને શ્રીધર લક્ષ્મણ પદેશાસ્ત્રી. ( ૧૯૨૮ ) ૧-૪-૦

૧૦. (૧૭૬) **राजनीतिशास्त्रांचीं मूळतत्त्वें** ભાસ્કર ત્રંબક કાળે. બી. એ. એફ. આર. ઇ. એસ. **मराठी** ( ૧૯૨૯ ) ૨-૧-૦

૧૧. (૧૮૭) **કૌટિલીય અર્થશાસ્ત્ર.** જયસુખરાય પુ. જોશીપુરા એમ. એ. ( ૧૯૩૦ ) ૩-૮-૦

૧૨. (૧૯૮) **જગતની રાજનીતિ અને હિંદ.** વિઠ્ઠલદાસ કાનજી ભૂતા તારકનાથ દાસના "India in World Politics" નો અનુવાદ. ( ૧૯૩૨ ) ૦-૬-૦

૧૩. (૨૨૦) **કૅનેડાનું જવાબદાર રાજતંત્ર.** પ્રો. ચિમનલાલ મગનલાલ ડૉક્ટર એમ. એ., એલએલ. બી. ( ૧૯૩૩ ) ૧-૮-૦

## ઇતિહાસ.

૧૪. (૩૯) हिंदुस्थानचा लश्करी इतिहास व दोस्तराष्ट्राच्या फौजा કર્નલ નાનાસાહેબ શિંદે. સ્વતંત્ર મરાઠી લેખ. (૧૯૨૧) ૨-૮-૦

૧૫. (૬૫) हिंदुस्तानचा अर्वाचीन इतिहासः मराठी रिसायत (मध्य विभाग) (૧૭૦૭-૧૭૪૦) ગોવિંદ સખારામ સરદેસાઇ બી. એ. मराठी (૧૯૨૦) ૨-૧૨-૦

૧૬. (૬૬) सदर (मध्यविभाग भाग २) (૧૭૪૦-૧૭૬૧) ગોવિંદ સખારામ સરદેસાઇ બી. એ. मराठी (૧૯૨૧) ૩-૦-૦

૧૭. (૬૮) हिंदुस्तानचा अर्वाचीन इतिहास—मराठी रिसायत (मध्य विभाग) (१७६१) पानिपत प्रकरण ગોવિંદ સખારામ સરદેસાઇ, બી. એ., मराठी. (૧૯૨૨) ૨-૪-૦

૧૮. (૮૨) **રોમનો ઇતિહાસ.** ભરતરામ ભાનુસુખરામ મહેતા, એ. ટી. સી. ઇ. Mendel Creighton કૃત "History of Rome" નો ગુજરાતી અનુવાદ. (૧૯૨૩) ૧-૦-૦

૧૯. (૯૦) **मराठ्यांचा प्रसिद्ध लढाया.** કર્નલ નાનાસાહેબ ગણપતરાવ શિંદે. मराठी (૧૯૨૨) ૩-૦-૦

૨૦. (૯૮) **अप्रसिद्ध एतिहासिक चरित्रें.** વિનાયક સદાશિવ વાકસકર मराठी (૧૯૨૫)

૨૧. (૧૦૧) **અશોકના શિલાલેખો.** ભરતરામ ભાનુસુખરામ મહેતા. એ. ટી. સી. ઇ. (૧૯૨૬)

૨૮. (૧૮૪) **મંગોપાર્કની મુસાફરીઓ.** સુમન્ત નાથજી ભટ્ટ બી. એ. એલ.એલ. બી. 'Travels of Mango Park' ઉપરથી, (૧૯૩૦) ૧–૧૪–૦

૨૯. (૧૮૫) **પ્રાચીન બાબિલોનિયા.** મનસુખલાલ મોહનલાલ પેટા. બી. એ. (૧૯૩૦) ૧-૧–૦

૩૦. (૧૯૭) **आलमगीर के पत्र.** પંડિત શાન્તિપ્રિય हिंदी (१९३०) ૦–૧૦–૦

૩૧. (૨૦૯) **અમેરિકાનાં સંયુક્ત રાજ્યો.** પ્રૉ. ચીમનલાલ મગનલાલ ડોકટર એમ. એ., એલ એલ. બી. લાલા લજપતરાયના "United States of America" તથા બીજાં પુસ્તકોને આધારે ૧–૮–૦

૩૨. (૨૨૩) **तंजावरचे मराठे राजे.** વિનાયક સદાશિવ વાકસકર (મરાઠી) (૧૯૩૩) ૧–૯–૦

૩૩. (૨૨૪) **રાજા છબીલારામ બહાદુર.** માનશંકર પીતાંબરદાસ મહેતા (૧૯૩૩) ૧–૧૪–૦

૩૪. (૨૨૮) **प्राचीन युद्धविद्या** કે. રા. બા. કૃષ્ણાજી વિનાયક વઝે એલ. સી. ઇ. (૧૯૩૪) ૬–૦–૦

૩૫. (૨૨૯) **મેધાસ્થિનીસના સમયનું હિંદ.** ચુનીલાલ બેચરલાલ ભટ્ટ બી. એ. બી. ટી. (૧૯૩૪) ૦–૮–૦

૩૬. (૨૩૦) **ઇટાલીમાં નવચેતન.** નરેન્દ્ર સિકંદરરાય દેસાઇ, બી. એ. (૧૯૩૪) ૧–૧૪–૦

૩૭. (૨૩૧) **ઇત્સીંગના સમયનું હિંદ.** ભાલચંદ્ર મંછારામ દેસાઇ, એમ. એ. (૧૯૩૪) ૧–૧૪–૦

---